## □ અર્પણ

□ **સૌજન્યશીલ સારસ્વત**

પં. દલસુખભાઈ માલવણિયાને.


□ **ઋણ-સ્વીકાર**

ડૉ. ધીરુભાઈ ઠાકર ○ શ્રી કે. કા. શાસ્ત્રી ○ શ્રી ભોગીલાલ સાંડેસરા ○ શ્રી હરિવલ્લભ ભાયાણી ○ શ્રી અગરચંદજી નાહટા ○ શ્રી રતિલાલ દેસાઈ ○ ડૉ. રમણલાલ ચિ. શાહ ડૉ. શિવલાલ જેસલપુરા ○ પ્રિ. એમ. સી. શાહ ○ ડૉ. આર. જે. ભટ્ટ ○ ડૉ. નગીનભાઈ શાહ ○ શ્રી પ્રાણલાલ શાહ ○ શ્રી અંબાલાલ શાસ્ત્રી ○ ડૉ. જી. ડી. શર્મા ○ શ્રી લક્ષ્મણભાઈ ભોજક ○ શ્રી રોહિત શાહ ○ શ્રી મુકુંદભાઈ શાહ ○ શ્રી નીતીનભાઈ દેસાઈ ડૉ. પ્રવીણચંદ્ર પરીખ ○ શ્રી મનોજ જાની ○ શ્રી કનુભાઈ શેઠ ○ કનુભાઈ શાહ ○ કીરીટ ભાવસાર

# ક્રમ

## □ આનંદઘન : જીવન અને કવન



## □ પ્રશિષ્ટ વાચના



## □ સ્તવનોની સંપાદકીય સમીક્ષા



★

# આમુખ

શ્રી કુમારપાળ દેસાઇએ 'આનદઘન : એક અધ્યયન' પુસ્તકમા પોતાની શક્તિનો તથા વિચારનો યથોચિત ઉપયોગ કર્યો છે. શ્રી. આનદઘનજીનો ઇતિહાસ મેળવવા ઘણાં સાધનોનો ઉપયોગ કરીને તેમના વિશે જે નિષ્કર્ષ તારવી બતાવેલ છે તે બીજા સંશોધકોને માટે સંશોધનની પદ્ધતિ તથા સામગ્રી પૂરી પાડે તેવા છે.

શ્રી. આનંદઘનજી જેવા એકદમ નિઃસ્પૃહ યોગીનો ઇતિહાસ મેળવવો એ કેટલુ શોધન માગી લે છે, તે લેખકે કરેલા પરિશ્રમ ઉપરથી જ કળાઇ આવે છે. શ્રી. આનંદઘનજીના ઇતિહાસ ઉપર અનેક પ્રકારની સામગ્રી મેળવીને ઘણો નવીન પ્રકાશ નાખ્યો છે આપણા દેશમાં આવા નિઃસ્પૃહ અને ત્યાગ–પરાયણ સતો વિશે ઐતિહાસિક સામગ્રી ઉપલબ્ધ થવી દુષ્કર હોય છે આવી પરિસ્થિતિમાં એ વિશેની સાધન–સામગ્રી મેળવવા ધૂળધોયાની જેમ વિશેષ પરિશ્રમ કરવો પડે એ સ્વાભાવિક છે આપણા સંતો પોતાને વિશે અગત એક અક્ષર પણ લખી રાખતા નથી તેવી પરિસ્થિતિમાં તે સંતોએ રચેલ સાહિત્ય–સામગ્રીને વિશેષ ઊંડાણથી ઢૂંઢવી પડે છે અને એમ કરતાં પણ ઐતિહાસિક સામગ્રી ઘણી અલ્પ પ્રમાણમાં પામી શકાય છે.

આવી પરિસ્થિતિમાં લેખકે ઘણું વાચન–મનન કરીને યોગીશ્રી આનદઘનજી વિશે જે તારણ કાઢી બતાવેલ છે તે તેમના વિશે ઘણો સ્પષ્ટ પ્રકાશ પાડે છે તેમના સમસમયી સતો વિશે પણ એ સામગ્રી દ્વારા ઘણુ અજવાળું નાખેલ છે શ્રી આનંદઘનજીના સ્તવનોની ભાષાનું સ્વરૂપ ઘણી ગભીર રીતે પરખેલ છે અને તે દ્વારા તેમના સમયની ચાલુ ભાષા સબધે પણ સવિસ્તર ચર્ચા કરી છે. સ્તવનના પાઠોની શુધ્ધિ વિશે ઘણી કાળજી લીધી છે અને પાઠાંતરો પણ સ્થળે સ્થળે આપેલ છે

જેઓ શ્રી આનદઘનજી વિશે અભ્યાસ કરવા ઇચ્છતા હોય તેમને માટે આ પુસ્તકમાં વિચારોની દૃષ્ટિએ, ભાષાની દૃષ્ટિએ તથા શ્રી આનદઘનજીની સમસમયી પરિસ્થિતિની અપેક્ષાએ, તેમના સમયના જૈન સંતો તથા અન્ય સંતોની માહિતીની અપેક્ષાએ વગેરે અનેક દૃષ્ટિએ લેખકે ભરપૂર માહિતી આપેલ છે

જેમને અધ્યાત્મ વિદ્યા જાણવાનો રસ હોય તેમને આ પુસ્તક ઘણી સામગ્રી પૂરી પાડે તેમ છે તથા જેમને કેવળ ભાષાદૃષ્ટિએ તથા વ્યાકરણદૃષ્ટિએ જાણવાની વૃત્તિ હોય તેમને માટે આ પુસ્તક થોકબધ મસાલો પીરસી શકે એમ છે આ સમગ્ર પુસ્તક વાંચનારના મન ઉપર એવી છાપ પડે છે કે લેખકની સશોધન–શક્તિ ઘણી ઊડાણ સુધી પહોચેલ છે.

સંશોધનનુ કામ કેટલુ કપરુ છે અને એ કેટલી બધી ખત સાથેની મહેનત માગે છે તે આ પુસ્તક દ્વારા સહુ કોઇ સ્પષ્ટ કળી શકે એમ છે. સંશોધન એટલે શુ ? સંશોધન કેટલો પરિશ્રમ માગે છે અને સંશોધકને કેટકેટલી માહિતીઓ આપવી પડે એ તમામ હકીકત આ પુસ્તક વાચનારને હસ્તાકમલવત્ થઇ શકે તેમ છે મૂળ પાઠ શુદ્ધ કરવો, તેનાં પાઠાતરો મેળવવા, મેળવેલ પાઠાતરોમાથી વિવેકપૂર્વક ગ્રાહ્ય પાઠાંતરોની પસંદગી કરવી વગેરે કાર્ય સંશોધકનુ લોહી સૂકવી નાખે એવુ છે, એવો મારો જાતઅનુભવ છે.

લેખકનો સંશોધનપ્રેમ, વગર કંટાળે સંશોધનની પ્રવૃત્તિ અને જેટલી સામગ્રી સંશોધન પોષક દેખાય તે બધી સામગ્રી આપવાની ખત એ તમામ માટે આ પુસ્તક પ્રત્યક્ષ પુરાવારૂપ છે એકંદરે જોતા વર્તમાનમા પરોક્ષ રૂપે રહેલ શ્રી આનંદઘનજીને આપણી સામે પ્રત્યક્ષ ખડા કરવા લેખકે કઠોર પરિશ્રમ કરેલો નજરે દેખાય છે શ્રી આનદઘનજી વિશે કેટલીક વિવાદાસ્પદ હકીકતોની લેખકે ઘણી સારી રીતે છણાવટ કરેલ છે યુનિવર્સિટીની પદવી માટે રજૂ થયેલો આ મહાનિબંધ છપાવવાનો લેખકનો ભક્તિ અને શ્રદ્ધા સાથેનો આ પ્રયાસ જોઇને ઘણો રાજી થયો છુ અને લેખકમા આવી શ્રદ્ધા-ભક્તિ મને સ્વાભાવિક જણાય છે તેથી વિશેષ આનદ પામુ છુ

— બેચરદાસ દોશી

ભારતી નિવાસ સોસાયટી,
**અમદાવાદ–૩૮૦૦૦૬.**
તા ૨–૪–'૮૦



# નિવેદન

મધ્યકાલીન સંતપરંપરામાં વિશિષ્ટ સ્થાન ધરાવતા મસ્તયોગી આનંદઘનનું સાહિત્ય મીરાનાં પદોની માફક ગુજરાત અને રાજસ્થાનની સહિયારી મિલકત છે તેમણે 'સ્તવન બાવીસી' અને પદોની 'બહોતેરી' આપેલી છે. તીર્થંકરોની સ્તુતિરૂપે રચાયેલાં સ્તવનોને મુકાબલે અધ્યાત્મ–ગગનનો મુક્ત વિહાર દર્શાવતા પદો કાવ્યતત્ત્વ અને તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ વિશેષ વિત્તવાળાં છે, પરંતુ રાજસ્થાની મરોડવાળી હિન્દી ભાષામાં લખાયેલાં હોવાથી પદોનું અધ્યયન–સંશોધન ગુજરાતી ભાષા–સાહિત્યના ક્ષેત્રની બહારનું ગણાય, જ્યારે સ્તવનોની વાત જુદી છે. અભ્યાસીઓ આનંદઘનને ગુજરાતી ઠરાવવા લલચાય એટલા પ્રમાણમાં સ્તવનો પર ગુજરાતી ભાષાનો પુટ ચડેલો છે એટલે સ્તવનોને લક્ષમાં રાખીને આનંદઘનનો શક્ય તેટલો સર્વાંગીણ અભ્યાસ કરવાનો ઉપક્રમ રાખ્યો છે.

જૈન સમાજમાં 'આનંદઘન બાવીસી' વ્યાપક લોકચાહના પામેલ છે. તેનાં વિવિધ સંપાદનો પ્રગટ થયેલા છે. શ્રી પ્રભુદાસ પારેખ, મુનિશ્રી ગબ્બુલાલજી અને શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયાનું એ પ્રકારનું કાર્ય ધ્યાન ખેંચે તેવું છે તેમ છતાં સ્તવનોની પ્રશિષ્ટ વાચના તૈયાર કરવાનો પ્રયત્ન ગુજરાતી કે હિન્દીમાં કોઈએ આજ લગી કર્યો નથી. લોકમાં બહોળો પ્રસાર પામવાને કારણે સ્તવનોની મૂળ ભાષામાં કાળક્રમે અનેક ફેરફારો થઈ ગયેલા છે સ્તવનોના વ્યવસ્થિત અભ્યાસ માટે સૌપ્રથમ પ્રશિષ્ટ વાચના ઉપલબ્ધ હોવી જોઈએ. આથી સ્તવનોની શુદ્ધ વાચના માટે વિવિધ ગ્રંથભંડારોમાં સંગ્રહાયેલ હસ્તપ્રતોની યાદીઓ તપાસી, તો સ્તવનોની બસો જેટલી હસ્તપ્રતો પ્રાપ્ત થઈ છે. તેમાંથી જૂનામાં જૂની એટલે કે આનંદઘનના સમયની નજીકની સંવત બતાવતી ચાર પ્રતિઓ પસંદ કરીને તેના પરથી પ્રશિષ્ટ વાચના તૈયાર કરી છે તેની સાથે પાઠાંતરો અને અર્વાચીન ગુજરાતીમાં ભાષાંતર આપેલાં છે.

સ્તવનોની ભાષાભૂમિકાની ચર્ચા કરતી વખતે મધ્યકાલીન સંતોએ પ્રયોજેલ ભાષાના મિશ્ર સ્વરૂપ પ્રત્યે ઇશારો કરીને સ્તવનોમાં જોવા મળતા વાક્ય તથા શબ્દના કેટલાક વિશિષ્ટ પ્રયોગોના નિર્દેશ સહિત તેની ભાષાના વ્યાકરણનું વિગતે વિવરણ કરેલું છે સ્તવનોમાં પ્રયોજાયેલ રાગ અને દેશીઓની વિશેષતાઓ તારવીને દેશીઓના મૂળ સમજાવવાનો પણ પ્રયાસ કર્યો છે.

આમ, આનંદઘનજીનાં સ્તવનોની શુદ્ધ વાચના અને તેની સર્વાંગીણ સંપાદકીય સમીક્ષા આપી છે આ કાર્ય દરમ્યાન પ્રાપ્ત થયેલ કેટલીક સામગ્રી પણ પહેલીવાર પ્રકાશમાં આવે છે. દાખલા તરીકે, 'આનંદઘન બાવીસી'ની સૌથી જૂની હસ્તપ્રત શ્રી સીમંધર સ્વામીના ભંડારમાં છે એવી નોંધ મળતી હતી. પરંતુ તે ભંડાર કયા આવેલો છે તેની માહિતીના અભાવે એ હસ્તપ્રત કોઇ મેળવી શક્યુ નહોતુ. ઘણી તપાસને અંતે એ ભંડારનું પગેરું સૂરતમાં નીકળ્યું અને ત્યાંથી વિ સં. ૧૭૫૨ની સૌથી જૂની ગણાતી હસ્તપ્રત ઉપલબ્ધ થઇ એ પછી વિશેષ સંશોધન કરતા અમદાવાદના પગથિયાના (સંવેગી) ઉપાશ્રયમાથી ઉપર ઉલ્લેખેલ હસ્તપ્રતની એક જૂની, વિ. સ ૧૭૫૧ની, હસ્તપ્રત મળી આવી પ્રશિષ્ટ વાચના સંપાદિત કરવામાં આ પ્રતિનો મુખ્ય પ્રતિ તરીકે ઉપયોગ કર્યો છે.

જુદા જુદા ભંડારોમાં ઉપલબ્ધ 'આનંદઘન બાવીસી'ને લગતી હસ્તલિખિત સામગ્રી વિશે અહીં વિસ્તૃત નોંધ કરી છે તેમાંની સચિત્ર પ્રતિનો પણ, ચિત્રોના નિદર્શન સહિત, વિગતે પરિચય આપેલો છે.

હસ્તપ્રતોના સંશોધન દરમ્યાન આનંદઘનનાં આઠ અપ્રગટ પદો અને બે સ્તવનો મળી આવ્યા છે. ઉપરાંત સિધ્ધચતુર્વિંશતિકા નામનુ એક સંસ્કૃત સ્તવન પણ પ્રાપ્ત થયુ છે. આ કૃતિઓની પ્રમાણભૂતતા અને વિશેષતા પરત્વે પણ પ્રસંગોપાત વિચાર કરેલો છે. આનંદઘનને નામે પાછળથી ચડેલાં પદોના તેમજ એમની કહેવાતી પાચ સજ્ઝાયોના કર્તૃત્વ વિશે પણ નિર્ણયાત્મક ચર્ચા કરેલી છે

અત્યાર સુધી દંતકથાઓને આધારે આનંદઘનના જીવન અને કવનને લગતી હકીકતો તારવવાના પ્રયાસો થયેલા છે આ હકીકતોની પાછળ રહેલી કિંવદન્તીઓની અવિશ્વસનીયતાને ગાળી નાખીને પ્રમાણભૂત પ્રતીત થાય તેટલી જ હકીકતને અહીં ઉપસાવવાનો પ્રયત્ન કર્યો છે. આનંદઘનના જીવનને લગતી અમુક હકીકત પર નવો પ્રકાશ પાડતો ઉલ્લેખ "શ્રી સમેતશિખર તીર્થના ઢાળિયા"માથી પ્રાપ્ત થયેલ છે

આનંદઘનનો જીવનકાળ, તત્કાલીન રાજકીય અને ધાર્મિક પરિસ્થિતિ, સમકાલીન સમાજ પ્રત્યેનું આનંદઘનનું વલણ, યશોવિજય જેવા જૈન કવિઓની તુલનાએ આનંદઘનનાં દર્શન-કવનની વિશેષતાઓ અને મર્યાદાઓ, જૈન પરંપરામા આનંદઘનનું સ્થાન, સ્તવનોનો બોધ, સ્તવનો અને પદોની તુલના, આનંદઘન નામના અન્ય કવિઓ વગેરે અન્ય મુદ્દાઓની પણ તદ્વિષયક પ્રકાશિત સામગ્રીની આલોચના કરતા કરતાં જરૂરી છણાવટ કરી છે.

ટૂંકમાં, 'આનંદઘન બાવીસી'ને કેન્દ્રમાં રાખીને આનંદઘન વિશે શકય તેટલુ શાસ્ત્રપૂત અને સર્વાંગીણ અધ્યયન પ્રસ્તુત કરવાનો આ પુસ્તકમાં પ્રયત્ન કર્યો છે

આશા છે કે આ વિષયના અભ્યાસીઓને તે ઉપયોગી થશે.

મે, ૧૯૮૦

—કુમારપાળ દેસાઈ

# સચિત્ર હસ્તપ્રત



શ્રી અભિનંદન જિનનું ચિત્ર (પત્ર-૧૭)



શ્રી મહાવીર સ્વામીનું ચિત્ર (પત્ર-૨૯A)

૧

# અનુશ્રુતિ અને આધારભૂત માહિતી

## ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ

આનંદઘનજીનો સમય આશરે વિ. સં. ૧૬૬૦થી વિ. સં. ૧૭૩૦ સુધીનો ગણાય. ભારતની રાજકીય તવારીખની દૃષ્ટિએ આ સમય એ શહેનશાહ અકબરનાં અંતિમ વર્ષોથી શરૂ થઈને જહાંગીર અને શાહજહાંના અમલ પછી ઔરંગઝેબના રાજ્યકાળના પ્રારંભનાં પંદર વર્ષો સુધી પથરાયેલો ગણાય. આનંદઘનજીની જન્મભૂમિ રાજસ્થાન હોવાથી એમના જીવનના પ્રારંભનાં વર્ષો રાજસ્થાનમાં વીત્યા હતા. આ વર્ષોમાં રાજસ્થાનમાં રાજકીય સંઘર્ષ પરાકાષ્ઠાએ હતો. વિ. સં. ૧૬૫૩ની મહા સુદ ૧૧ ને દિવસે મહારાણા પ્રતાપનો સ્વર્ગવાસ થયો. પ્રતાપના સ્વર્ગવાસ પછી પણ અકબરની મેવાડ તાબે કરવાની ઇચ્છા એટલી જ તીવ્ર રહી. એણે શાહજાદા સલીમને મહારાણા અમરસિંહ સામે લડવા મોકલ્યો પણ એમાં ફાવ્યો નહિ. ફરી પોતાના રાજ્યકાળના અડતાલીસમા વર્ષે વિ. સં. ૧૬૬૦માં દશેરાના દિવસે શાહજાદા સલીમને વિશાળ સેના અને શૂરવીર સરદારો સાથે મેવાડ પર ચડાઈ કરવા મોકલ્યો, પણ સલીમને સફળતા ન મળી.[૧] વિ. સં. ૧૬૬૨ના કારતક સુદી ૧૪ ને મંગળવારે શહેનશાહ અકબરનું અવસાન થતા જહાંગીર ગાદીએ આવ્યો. મેવાડની સ્વતંત્રતા અને એનું અણનમ ગૌરવ જહાંગીરને ખૂંચતાં હતાં આથી એણે મેવાડ પર એક પછી એક આક્રમણો કર્યાં. શાહજાદા પરવેઝ, મહોબ્બતખાન અને અબ્દુલ્લાખાની આગેવાની હેઠળ કરેલી ચડાઈઓ નિષ્ફળ ગઈ પરિણામે જહાંગીર પોતે અજમેર આવીને રહ્યો. શાહજાદા ખુર્રમને લડવા મોકલ્યો અને ચારે તરફથી મેવાડને ઘેરી લીધું.[૨] મેવાડના મહારાણા અમરસિંહને સુલેહ કરવી પડી. ચારસો વર્ષના

મેવાડના સંઘર્ષનો અંત આવ્યો. આ સુલેહ પછી પણ મેવાડના મહારાણાઓ મોગલોની કદમબોસી કરવાને બદલે સ્વતંત્ર રીતે વર્તતા હતા. આ પછી અમરસિંહ, કર્ણસિંહ, જગતસિંહ અને રાજસિંહ (પ્રથમ) મેવાડની ગાદીએ આવ્યા. વિ. સં. ૧૭૭૫ના શ્રાવણ સુદ ૩ના દિવસે ઔરંગઝેબ મોગલ રાજ્યનો સ્વામી બન્યો.[૩] ધર્મઝનૂનથી પ્રેરાઈને તેણે પરધર્મીઓનાં મંદિરો અને પાઠશાળાઓ તોડવાની આજ્ઞા આપી. આ માટે ઠેર ઠેર અધિકારીઓ નીમ્યા અને એમના કાર્યના નિરીક્ષણ માટે એક ઉચ્ચ અધિકારી નીમ્યો. આ સમયે પોતાના ધર્મની આરાધ્ય મૂર્તિઓને બચાવવા માટે બધા મેવાડમાં દોડી આવવા લાગ્યા અને મેવાડે એ સૌને આશ્રય આપ્યો.[૪] ઉત્તરમાં મેવાડના મહારાણા રાજસિંહ અને દક્ષિણમાં શિવાજી એ બંને ઔરંગઝેબના પ્રબળ હરીફો બન્યા. વિ. સં. ૧૭૨૭માં શિવાજીએ ઔરંગઝેબના તાબાના પ્રદેશ પર આક્રમણ શરૂ કરી દીધું.

## ગુજરાતની પરિસ્થિતિ

આનંદઘનજીના સમયની ગુજરાતની રાજકીય પરિસ્થિતિ જોઈએ તો મોગલ શહેનશાહના સૂબાઓ ગુજરાતનો વહીવટ ચલાવતા હતા. વિ. સં. ૧૬૫૭થી ૧૬૬૨ દરમ્યાન મીરઝા અઝીઝ કોકાએ આગ્રામાં રહીને ગુજરાતનો વહીવટ ચલાવ્યો. બાદશાહ જહાંગીરના રાજ્ય–અમલ દરમ્યાન ગુજરાતમાં આઠ જેટલા મોગલ સૂબેદારો આવી ગયા. જહાંગીર એના સ્મરણગ્રંથ "તુઝૂકે જહાંગીરી"માં નોંધે છે કે એને ગુજરાતની મુલાકાત લેવાની તીવ્ર ઇચ્છા હતી. પોતે કદી કર્યો ન હતો તે હાથીનો શિકાર કરવા માટે અને પોતે કદી જોયો ન હતો તે ખારો સમુદ્ર જોવા માટે.[૫] જહાંગીર ગુજરાતમાં આવ્યો. ખંભાતમાં દસ દિવસ દરિયાઈ સફરની મોજ માણી અને પંચમહાલના જંગલોમાં હાથીનો શિકાર કર્યો. શાહજાદા શાહજહાંએ જહાંગીર સામે બંડ કર્યું અને આ આંતરવિગ્રહની અસર ગુજરાત પર પડી. શાહજહાંના અમલ દરમ્યાન આરંભના આઠ વર્ષોમાં ગુજરાતમાં પાંચ સૂબેદાર બદલાયા. ઈ. સ. ૧૭૦૧માં ગુજરાતની તવારીખમાં નોંધપાત્ર બનાવ બન્યો. બાદશાહ શાહજહાંએ ૨૭ વર્ષના ઔરંગઝેબને ગુજરાતના સૂબેદાર તરીકે મોકલ્યો. ઔરંગઝેબની પરધર્મ પ્રત્યેની અસહિષ્ણુતા આ સમયે જોવા મળે છે. 'મિરાતે અહમદી'ના લેખકના કહેવા મુજબ અમદાવાદના સરસપુર વિસ્તારમાં આવેલા ચિંતામણિ–મંદિરને 'કુવ્વત–ઉલ્–ઈસ્લામ' નામની મસ્જિદમાં ફેરવી નાખવા ઔરંગઝેબે હુકમ કર્યો હતો અને એનો અમલ કરવામાં આવ્યો હતો. જો કે એ પછી બાદશાહ શાહજહાંએ જૈન શ્રેષ્ઠિ શાંતિદાસ

ઝવેરીને એમની મૂળ માલિકીનું આ મંદિર પાછું સોંપવા ફરમાન કર્યું હતું. એ ઇમારતમાં જે ફકીરો અને ભિખારીઓ રહેતા હતા તેમને માટે અને મંદિરમાંથી માલસામાનની ચોરી કરી ગયેલા વહોરાઓ માટે કેટલાક આદેશ આપવામાં આવ્યા હતા. આ ફરમાન પરથી મોગલદરબારમા શાંતિદાસ ઝવેરીનો પ્રબળ પ્રભાવ અને ઊંચી પ્રતિષ્ઠા હોવાનું પ્રગટ થાય છે.[૬] દારાસિકોહ શાઈસ્તખાન અને મુરાદબક્ષ ગુજરાતના સૂબેદાર તરીકે આવ્યા અને આ સમયે મોગલ શહેનશાહત મેળવવાના જહાંગીરના પુત્રોના રાજ્યપ્રપંચની ગુજરાત પર અસર થઈ. વિ સં ૧૭૧૧મા ઔરંગઝેબે ગુજરાતની પ્રજાના ધાર્મિક અને સામાજિક ઉત્સવો સામે મનાઈ ફરમાવી હતી. દિવાળીની રાત્રે કરવામાં આવતી રોશની અને હોળીના તહેવારમા પ્રગટાવવામાં આવતી હોળીનો વિરોધ કર્યો. આ વિગતોની નોંધ 'મિરાતે અહમદી'નાં ફરમાનોમાંથી મળે છે.[૭]

આ રીતે આનંદઘનજીના સમય દરમ્યાન રાજસ્થાનની સ્થિતિ રાજકીય સંઘર્ષોથી ક્ષુબ્ધ રહી, તો ગુજરાતના સૂબા તરીકે ઔરંગઝેબ આવતા ગુજરાતની ધાર્મિક સ્થિતિ પણ ડામાડોળ બની હતી. ધર્મરક્ષક સાધુ-સંતોનો અડીખમ સાંસ્કૃતિક દુર્ગ એની સામે ટક્કર લેતો ઊભો હતો. આ સમયની આથી વિશેષ ઐતિહાસિક ઘટનાઓનું કે આર્થિક પરિસ્થિતિઓનું વર્ણન રાજકીય કે પ્રજાકીય ઇતિહાસમા મહત્ત્વનું બની રહે, પરંતુ આનંદઘન જેવા સાધકના જીવન અને કવન માટે અન્ય વિગતો પ્રસ્તુત ગણાય નહીં. આ સાધકો તો બહિરંગ સૃષ્ટિના રસાભાસોમા ફસાયા વગર વિશ્વના અંતરંગમાં બિરાજતા પરમચૈતન્ય સાથે સમાધિ સાધતા હતા. દુનિયાની આળપંપાળને જંજાળ માનીને એ જગતની જવનિકા પાછળ છુપાયેલા પરમતત્ત્વને શોધવા પ્રયત્ન કરતા. ચર્મચક્ષુ દ્વારા જે પદાર્થ પકડમા આવતો નહી, એને આંતરચક્ષુ વડે પામવાનો પ્રયાસ કરતા. આનંદઘનના જીવન અને કવનમાં નગદ સત્યની શોધની ઝંખના હતી. બાહ્ય પરિસ્થિતિ, આસપાસની પ્રવૃત્તિઓનો ઝંઝાવાત, દૃશ્યમાન ઘટનાઓ એ બધાને ઓળંગીને આ સાધક પરમતત્ત્વની પ્રાપ્તિ માટે મથતા.

## જૈન ધર્મ અને સાહિત્ય

યોગી આનંદઘનના સમયની જૈન ધર્મની પરિસ્થિતિ જોઈએ. વિક્રમના સોળમા શતકમા જૈન ભંડારોમાં શુદ્ધ હસ્તપ્રતો તૈયાર કરવાની અને ભંડારોને વ્યવસ્થિત ગોઠવવાની જ્ઞાનપ્રવૃત્તિ શરૂ થઈ હતી. એની સાથે સાહિત્યસર્જનની પ્રવૃત્તિ પણ વિકસવા માંડી હતી. આ ભંડારોએ વિદ્વાનોને જ્ઞાનપ્રવૃત્તિ કરવા માટે

ઘણી અનુકૂળતા કરી આપી હતી. વિક્રમના સત્તરમા શતકમા એકલા તપાગચ્છમાં બાવન પંડિતો થયા હતા[૮] ઘણા વર્ષો પછી ધર્મપ્રવૃત્તિ માટે આવો અનુકૂળ સમય આવ્યો હતો.

બીજી બાજુ જૈન સાધુઓ જ્ઞાન અને વૈરાગ્ય દ્વારા જૈન ધર્મનો પ્રભાવ ફેલાવતા હતા તપાગચ્છના હીરવિજયસૂરિએ શહેનશાહ અકબરને જૈનધર્મનું સ્વરૂપ સમજાવ્યુ હતુ. જૈન ધર્મનાં પાચ વ્રતોનો ઉપદેશ આપ્યો હતો. અકબરે આ જૈન સૂરિને કેટલીક ભેટ આપવાની ઇચ્છા રાખી, ત્યારે અપરિગ્રહી જૈન સાધુ માટે કોઈ પણ ભેટ અસ્વીકાર્ય છે એમ કહ્યુ બાદશાહ અકબરે અત્યંત આગ્રહ કરતાં હીરવિજયસૂરિએ કહ્યુ કે બંદીવાનને કેદમાંથી મુક્ત કરો અને પિંજરામાપૂરેલાં પક્ષીઓને છોડી દો ઉપરાત પર્યુષણના આઠ દિવસ હિંસાનો નિષેધ ફરમાવ્યો વસ્તુત. એ આઠ દિવસમાં બાદશાહે પોતાના ચાર દિવસ ઉમેરીને બાર દિવસ સમસ્ત રાજ્યમાં "અમારિ" પ્રવર્તે તેવું ફરમાન કર્યુ[૯] આ સમયે હીરવિજયસૂરિને "જગદ્‌ગુરુ"નુ બિરૂદ આપ્યું. અકબર પર અહિંસાની ભાવનાનો પ્રભાવ એટલો બધો પડયો કે એક વર્ષમાં છ મહિના કોઈ જીવની હિંસા ના કરવાનો પછીથી એણે હુકમ કર્યો હતો.[૧૦] હીરવિજયસૂરિ પછી અકબરના દરબારમાં શાંતિચંદ્રસૂરિ અને ભાનુચંદ્રસૂરિએ મહત્ત્વનુ સ્થાન પ્રાપ્ત કર્યું. ભાનુચંદ્રસૂરિએ શત્રુંજય તીર્થની યાત્રાએ આવતા યાત્રાળુઓ પરનો કર માફ કરવા અકબરને વિનતી કરી અને અકબરે એનો સ્વીકાર પણ કર્યો. આ પછી વિજયસેનસૂરિ અકબરના આમંત્રણને માન આપીને દિલ્હી ગયા. બાદશાહના દરબારના ૩૬૬ બ્રાહ્મણોને વાદવિવાદમાં હરાવ્યા. આથી બાદશાહ અકબરે વિજયસેનસૂરિને "સવાઈ હીરવિજયસૂરિ" (હીરવિજયસૂરિથી પણ ચડયા તે બતાવતુ) બિરૂદ આપ્યુ આ વિજયસેનસૂરિએ અમદાવાદના સૂબા મીરઝા અઝીઝ કોકાને પોતાના ઉપદેશથી પ્રસન્ન કર્યો હતો.[૧૧] સિદ્ધિચંદ્રસૂરિની શતાવધાનની શક્તિ જોઈને બાદશાહ અકબરે એમને 'ખુશફહેમ'ની માનભરી પદવી આપી હતી.[૧૨] "આઈને અકબરી"મા અકબરના દરબારના વિદ્વાનોની યાદીમાં આવતા "હરિજીસુર", "બિજઈસેનસુર" અને "ભાનચંદ" એમ ત્રણ નામો અનુક્રમે હીરવિજયસૂરિ, વિજયસેનસૂરિ અને ભાનુચંદ્ર ઉપાધ્યાયનાં નામો સૂચવે છે.[૧૩] શ્રી વિજયસેનસૂરિની પાટે આવેલા શ્રી વિજયદેવસૂરિને બાદશાહ જહાંગીરે એમની તપશ્ચર્યાથી મુગ્ધ થઈને માંડવગઢમાં "જહાંગીરી મહાતપા"નુ બિરૂદ આપ્યુ હતું. ઉપાધ્યાય વિવેકહર્ષે કચ્છના રાજા ભારમલ્લ (વિ સં ૧૬૪૨ થી ૧૬૮૮)ને ઉપદેશ આપ્યો અને રાજ્યમાં અહિંસાની ભાવના પ્રવર્તાવી આ સમયે

અહિંસાના પ્રવર્તનમાં, જજિયાવેરો દૂર કરવામાં તેમજ ધર્મતીર્થો રચવામાં અને સંઘો કાઢવામાં જૈન ધર્મીઓએ મહત્ત્વનો ફાળો આપ્યો હતો.

તપાગચ્છના શ્રી વિજયદેવસૂરિ પછી વિજયસિંહસૂરિ અને વિજયપ્રભસૂરિના સમયમાં ધર્મપ્રવૃત્તિ અને ધર્મમહોત્સવો થતા રહ્યા. આ પછી તપાગચ્છમાં કેટલાંક કારણોસર બે આચાર્યોની જરૂર જણાતાં શ્રી વિજયદેવસૂરિ અને શ્રી વિજયઆનંદસૂરિને ગચ્છાધિપતિ બનાવવામાં આવ્યા હતા, પણ આગળ જતાં આમાંથી તપાગચ્છમાં બે વિભાગ પડી ગયા હતા. એક શાખા "દેવસુર" અને બીજી શાખા "અણસુર" તરીકે ઓળખાતી હતી.

શ્રી વિજયસિંહસૂરિના શિષ્ય શ્રીમદ્ સત્યવિજયજીએ સૂરિપદ સ્વીકારવાને બદલે સાધુસમાજમાં પેઠેલી ક્રિયાશિથિલતાને દૂર કરવા માટે ક્રિયોદ્ધાર કરવા ગુરુની અનુમતિ મેળવી. તીવ્ર વૈરાગ્ય દાખવીને શ્રીમદ્ સત્યવિજયજીએ ધર્મપ્રભાવના માટે પ્રયત્ન કર્યો. જો કે એ સમયના સમાજે એમને ઉમળકાભર્યો પ્રતિભાવ આપ્યો નહોતો. આમા ઉપાધ્યાય યશોવિજયજીએ પં સત્યવિજયજીને સાથ આપ્યો હતો. આ સત્યવિજયજી આનંદઘનજીના મોટા ભાઈ હતા, એવો ઉલ્લેખ મળે છે આ રીતે સત્યવિજયજી, આનંદઘનજી અને યશોવિજયજી સમકાલીન હતા.

## ત્રણ પ્રતાપી સાધુપુરુષો

આનંદઘનજીના સમયની જૈન ધર્મની પરિસ્થિતિનો વિચાર કરીએ તો ત્રણ પ્રતાપી સાધુપુરુષો સમાજ પર ઝળહળતો પ્રકાશ પાથરી રહ્યા હતા. પં. સત્યવિજયજીમાં ક્રિયા, આનંદઘનજીમા યોગ અને યશોવિજયજીમાં જ્ઞાન—એમ આત્મજ્ઞાનનાં ત્રણ અંગનો ત્રિવેણીસંગમ સધાયો હતો. આ ત્રણે મહાપુરુષો પરસ્પરના ગાઢ સંપર્કમા હોવા છતાં એમણે પોતાના સાધનામાર્ગની આગવી રીત જાળવી રાખી હતી. પં. સત્યવિજય સાથે આનંદઘનજીનો અને યશોવિજયજીનો તેમજ આનંદઘનજી સાથે શ્રી સત્યવિજયજી અને યશોવિજયજીનો મેળાપ પ્રમાણસિદ્ધ છે. પં. સત્યવિજયજીએ ક્રિયા ઉદ્ધાર માટે સૂરિપદ સ્વીકાર્યું નહીં. તેઓ સંવેગ માર્ગ પર આગળ ચાલ્યા.[૧૪] આનંદઘનજી તો નિજાનંદની મસ્તીમા ડૂબેલા યોગ અને અધ્યાત્મના માર્ગે અહર્નિશ આગળ વધતા યોગી જ હતા. એ જ રીતે ઉપાધ્યાય યશોવિજયજી જ્ઞાની અને દીર્ઘદર્શી મહાત્મા હતા. આ ત્રણે સાધુપુરુષોએ પોતાના સાધુસમાજમાં ચાલતી શિથિલતા જોઈ અને એને છાવરવાને બદલે એના પર સ્પષ્ટ શબ્દોમાં પ્રહાર કરી સાચા માર્ગ તરફ અંગુલિનિર્દેશ કર્યો.

આનંદઘનજીનાં સ્તવનોમાંથી એ સમયની ધાર્મિક સ્થિતિનો ખ્યાલ મળે છે. આ સમયે તપાગચ્છના "દેવસુર" અને "અણસુર"એ બે મોટા પક્ષભેદ ચાલતા હતા. સાગર ગચ્છનું પણ એ વખતમાં ખૂબ જોર હતું.[૧૫] વળી શ્વેતાંબર મૂર્તિપૂજકમાંથી જુદા પડીને લુંકામત અને અન્ય મત નીકળ્યા હતા. એમની સાથે પણ વિરોધ ચાલતો હતો. વિ.સં. ૧૬૧૭મા ધર્મસાગરે તપાગચ્છ જ સાચો અને બીજા બધા ગચ્છ ખોટા એમ જણાવી ઉગ્ર પ્રહાર કરતા ગ્રંથો રચ્યા,[૧૬] જેને કારણે જૈનસમાજમાં જુદા જુદા ગચ્છ વચ્ચે અશાંતિ જાગી. 'મિરાતે અહમદી'-મા પણ જૈનસમાજમા ૮૪ ગચ્છ અસ્તિત્વમા હતા, એવી નોધ મળે છે. અસવા ગચ્છ, જરાવલ ગચ્છ, કકેરા, છેરટીઆ, ભરૂચા, આનપૂજા, અઢાવૈયા, કોડવીઆ, વેકોદીઆ, રહમ સાલીચા, મોડાસીઆ, વામીઆ, કચ્છપાલીઆ, ઘોઘાવાલ, વડોદરીઆ, ખભાતીઆ, બ્રહ્મના, ઝાલોરા, ભૂખડીઆ, ચિનોડા, બાપરવાલ, મોઢાહદીઆ, સાખોદ્રા, કુજડીઆ, કનીસા વગેરે જૈનસમાજના ગચ્છની નોધ એમાં છે[૧૭] આવા ગચ્છમા રચ્યાપચ્યા રહેતા અને વાડાબંધીના યુદ્ધમાં પોતાની વીરતા દાખવનારાઓ ભણી આનંદઘન સ્પષ્ટ શબ્દોમાં પ્રહાર કરે છે તેઓ કહે છે કે સંકુચિત વાડાબંધીમા ખૂપેલા એમના મુખમા અનેકાંતવાદની વાત કેવી વરવી લાગે છે! ગચ્છના પેટાભેદને જાળવી રાખીને પોતાનુ માન, મહત્ત્વ અને ગૌરવ વધારવાની તરકીબો કરનારાઓ અને બીજાઓને હીણા બતાવનારાઓ સામે આનંદઘનજીનો પ્રકોપ ફાટી નીકળે છે આવા કૂપમંડૂક માનવીને તત્ત્વની વાત કરવાનો કોઈ અધિકાર નથી, એમ તેઓ કહે છે

આમા સમકાલીન પરિસ્થિતિની વિપરીતતા પર પ્રહાર કરવાની વૃત્તિ નથી, પરંતુ આ શબ્દોમા તો યોગીના અંતરને ચીરી નાખે એવી દારૂણ પરિસ્થિતિ સામે વેદનાભર્યો ચિત્કાર છે—

"ગચ્છના ભેદ બહુ નયન નિહાલતા
તત્ત્વની વાત કરતાં ન લાજે.
ઉદર-ભરણાદિ નિજ કાજ કરતા થકા
મોહ નડીઆ કલિકાલ રાજે" (૧૪૩)

આખુ જગત ભૂલુ પડયુ છે. કોઈ તર્કથી પ્રભુના માર્ગે જવા ચાહે છે, તો કોઈ જડ ક્રિયાથી પ્રભુમાર્ગે જાય છે. ગુરુ પાસેથી સાચા જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, કારણ કે ગુરુ પોતે જ અજ્ઞાનમાં અટવાયેલા છે આનંદઘનજીના સમકાલીન

શ્રીમદ્ યશોવિજયજીએ "શ્રી સીમંધરસ્વામીની વિનતિરૂપ નયરહસ્ય ગર્ભિત સવાસો ગાથાનું સ્તવન" રચ્યું છે, એમાં પણ પોતાના સમયના ગુરુઓની દશા બતાવતાં તેઓ કહે છે—

> કુગુરૂની વાસના પાસમા, હરિણ પરિ જે પડયા લોક રે,
> તેહને શરણ તુજ વિણ નહી, ટલવલે બાપડા ફોક રે સ્વામિ૦ ૨
>
> જ્ઞાનદર્શનચરણ ગુણ વિના, જે કરાવે કુલાચાર રે,
> લૂટિયા તેણે જગિ દેખતાં, કિહાં કરે લોક પોકાર રે ? સ્વામિ૦ ૩
>
> જેહ નવિ ભવ તર્યા નિરગુણી, તારશે કેણી પરિ તેહ રે ?
> ઇમ અજાણ્યા પડે ફંદમા, પાપબંધે રહ્યા જેહ રે સ્વામિ૦ ૪

આગમશાસ્ત્રના પ્રમાણથી જો વસ્તુતત્ત્વનો વિચાર કરવામા આવે તો ક્યાય સાચી સાધના દેખાતી નથી. અરે ! ક્યાંય પગ મૂકી શકાય તેટલી ય જગ્યા જડતી નથી. ઈષ્ટ વસ્તુને એના સાચા સ્વરૂપમા કહેનારા તો જગતમાં કોઈક વિરલા જ મળે છે. બાકી બીજે બધે તો આંધળાની સાથે આખળો અથડાતો હોય એવી અજ્ઞાન અને અંધકારની અથડામણ જ જોવા મળે છે—

> "પુરુષપરંપર અનુભવ જોઈઇ
> અંધોઅંધ પિલાય
> વસ્તુવિચારે રે જો આગમ કરી રે
> ચરણ ધરણ નહીં ઠાય" (૨ ૩)
> "તરક વિચારે રે વાદપરંપરા
> પાર ન પુહચે રે કોઈ
> અભિમત વસ્તુ રે વસ્તુગતે કહે
> તે વિરલો જગિ કોય" (૨ ૪)

શ્રી અભિનંદન જિન સ્તવનમાં કવિની એ જ અકળામણ પ્રગટ થાય છે. એને તો જીવન અને મરણની પીડા દૂર કરવી છે. સચ્ચિદાનંદના દુર્લભ દર્શનની પ્રાપ્તિ કરવી છે. તર્કથી ત્યા પહોંચી શકાતું નથી. આગમશાસ્ત્રો એનો માર્ગ બતાવે છે, પણ તે સમજવા માટે કોઈ ગુરુ નહી હોવાથી મોટા વિવાદ થાય છે. આખરે "એકલો જાને રે" એમ કરીને આ દોહ્યલા માર્ગે સંચરુ છું, તો કોઈ

સાથીય મળતો નથી પ્રભુના દર્શનનો આ તલસાટ કઈ રીતે છીપાવવો ? બીજા મતવાળાને જઈને પૂછું તો એ તો પોતાના જ માર્ગનું પ્રતિપાદન કરે છે. સત્યને બદલે સઘળે મતનું મમત્વ જોવા મળે છે—

"મતમત ભેદે રે જો જઈ પૂછીઇ
સહૂ થાપે અહમેવ" (૪૧)

મતમતાંતર અને વાદવિવાદના જાળામાં ચિત્ત અટવાઈ પડે છે એને માર્ગ સૂઝતો નથી. એક બાજુ દર્શનનો તલસાટ બેચેન બનાવે છે, તો બીજી બાજુ ક્યાય પ્રકાશ ન દેખાતાં હૃદય અકળામણથી છટપટે છે—

"ઇમ અનેક વાદી મત વિભ્રમ
સંકટ પડિઓ ન લહે
ચિતસમાધિ તે માટે પૂછું
તુમ વિણ તત કોઈ ન કહે" (૨૦૭)

બાહ્ય સુખમાં રચ્યાપચ્યા રહેનારા માણસો આત્માના અનંત સુખને ભૂલી ગયા છે પાંજરામાં પુરાયેલો પોપટ મુક્તિનો આનંદ વીસરી ગયો છે જગતના લોકો માયા, કામના કે વાસનાના મોહમાં ફસાયેલા છે. ગચ્છની વિતંડામાં વૈરાગ્યને ભૂલી બેઠા છે અને પછી નાભિમાં કસ્તુરી હોવા છતાં કસ્તુરીની ખોળ માટે કસ્તુરીમૃગની માફક ઠેર ઠેર ભટકયા કરે છે આ રાગીને એ વિરાગીની ઝાંખી કઈ રીતે થઈ શકે ? મોહમા ફસાયેલાને નિર્મોહીનો દિદાર ક્યાંથી જોવા મળે ? આને માટે તો સઘળુ છોડીને પ્રભુ સાથે અધ્યાત્મની પ્રીત કરવી પડે. મનમધુકરને પ્રભુના ચરણમા રાખવો પડે. પણ જગતની દશા તો એવી વિચિત્ર છે કે ભંડાર એની પાસે પડયો છે અને એ એક કોડી માટે ઠેર ઠેર ફાંફા મારે છે—

"પરમનિધી પરગટ મુખ આગલે,
જગત ઉલ્લઘી હો જાય. જિ.
જ્યોતિ વિના જૂઓ જગદીસની
અંધો અંધ મીલાય. જિ. (૧૫ : ૬)

આનંદઘનજીના સમયમાં ધાર્મિક મતભેદો ખૂબ તીવ્ર રીતે પ્રવર્તતા હતા અને એને પરિણામે શ્રાવક કે સાધુજન સાચા માર્ગથી વિમુખ હતા. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી આનંદઘનના સમકાલીન હતા અને એમણે આ વૈરાગ્ય-ધર્મમાં પેઠેલી વૈભવ અને વિષયોની "ધામધૂમ" સામે ચીમકી આપતાં લખ્યુ છે :

"વિષયરસમાં ગૃહી માચિયા, નાચિયા કુગુરૂમદપૂર રે;
ધૂમધામે ધમાધમ ચાલી, જ્ઞાનમારગ રહ્યો દૂર રે સ્વામિ૦ ૭
કલહકારી કદાગ્રહ ભર્યા, થાપતા આપણા બોલ રે;
જિનવચન અન્યથા દાખવે, આજ તો વાજતે ઢોલ રે સ્વામિ૦ ૮
(ઢાળ–૧, કડી–૭,૮)

## આત્મજ્ઞાની એકલવીર

ભગવાન મહાવીરે સ્પષ્ટપણે કહ્યું છે—
"गुणे हि साधु अगुणे हि असाधु"

આનંદઘન આત્માનંદમા લીન એવા સાધક હતા. સાધુજીવન સ્વીકાર્યા પછી રાગદ્વેષ, મોહ અને મમત્વમા ફસાયેલા રહેવુ એ તો સાધુજનને આત્માથી વિમુખ કરે છે, એને ધ્યેયભ્રષ્ટ કરે છે. આથી શ્રી વાસુપૂજ્ય જિનસ્તવનના સમાપનમા એને જ આનદઘન મતનો સંગી કહે છે, જે આત્મજ્ઞાની છે—

"આતમજ્ઞાંની શ્રમણ કહાવે
બીજો દ્રવ્યત લિગી રે
વસ્તુગતેં જે વસ્તુ પ્રકાસે
આનદઘન મત સગી રે." (૧૨ · ૬)

જાણે આ જ શબ્દોનો પ્રતિભાવ શ્રીમદ્ યશોવિજયજીના "નયરહસ્ય શ્રી સીમધર જિનસ્તવન"મા જોવા મળે છે. તેઓ કહે છે—

"કેવળ લિગધારી તણો, જે વ્યવહાર અશુદ્ધો રે,
આદરીએ નવિ સર્વથા, જાણી ધર્મવિરુદ્ધો રે. તુજ૦ ૭૮"
(ઢાળ–૬, ગાથા–૭૮)

આમ આનંદઘનનો પંથ આત્મજ્ઞાની એકલવીરનો પંથ હતો. લોકપ્રીતિનો મોહ કે ગચ્છપ્રેમની મર્યાદા એમને સ્પર્શી શકે તેમ નહોતી. સત્યોપાસક તરીકે પોતાને પડતા ઉપસર્ગોને સહેવાનું એમનામાં આંતરિક ખમીર હતું. અળગા માર્ગે ફંટાઈને આગળ ધપવાની આત્મશક્તિ હતી. આત્મજ્ઞાન અને ચિત્તસમાધિમાં લીન બનીને અધ્યાત્મની અનુભૂતિના એક પછી એક ઉન્નત શિખરો સર કરનારા મનમોજી સાધક હતા. સંકુચિતતાની દીવાલોને અને બાહ્ય આવરણોને ફગાવી દઈને યોગ અને અધ્યાત્મના દિવ્ય પ્રદેશમાં મુક્ત વિહાર કર્યો હતો. આવા સાધકના સમયમાં જૈનસમાજની જે ધાર્મિક પરિસ્થિતિ હતી એનું સ્પષ્ટ અને નિર્ભીક પ્રતિબિંબ એમના સ્તવનોમાં ઝિલાયું છે.

## અનુભૂતિઓમાં વીંટાયેલું જીવન

આધ્યાત્મિક અનુભૂતિના અતલ ઊંડાણને પંથે સંચરનારી વ્યક્તિને પ્રસિદ્ધિ કે નામનાની પરવા ક્યાંથી હોય? અવર્ણનીય આત્માનંદની મસ્તીમાં લીન બનીને જીવનાર યોગીને કીર્તિનું પ્રલોભન કઈ રીતે આકર્ષી શકે? પ્રિયતમ પ્રભુના દુર્લભ દર્શન માટે પળે પળે તડપનાર પોતાની જાતને ક્યાંથી યાદ રાખી શકે? નામ, નામના, સ્થળ કે કાળના સીમિત બંધનોને પાર કરીને જ્યાં ચિત્ત અસીમ ઊંડાણમાં વિહરતું હોય, ત્યાં નામના કે કીર્તિની લોભામણી વાતને અવકાશ ક્યાંથી હોય? આવી મોહક અને લોભામણી ભૌતિક સીમાઓને પાર કરીને જ્યારે વ્યક્તિ અસીમ અને અલક્ષને પામવા પ્રયત્ન કરે, ત્યારે જ એ આનંદઘનને – દિવ્ય આનંદને–પામી શકે છે.

અધ્યાત્મયોગી આનંદઘનના કવનમાંથી એમના જીવન વિશે કોઈ માહિતી સાંપડતી નથી. સાધનાના પ્રચંડ દાવાનળમાં સાંસારિક જીવનની ક્ષુદ્ર વિગતો તો ક્યાંય બળી જાય છે. એમના કવનમાંથી એક નિર્જન દ્રષ્ટા, સંસારથી સદંતર બેપરવા અને પરમાત્માના માર્ગે ઊર્ધ્વ પ્રયાણ કરનાર મુમુક્ષુની પ્રતિભા સ્વયમેવ ઊપસી આવે છે. ભૌતિક જગતની કોઈ પળોજણ એમને સ્પર્શી શકતી નથી. સંપ્રદાયના વાડા એમના ચિત્તને કેદ રાખી શકતા નથી. આત્મિક ધર્મને નામે ચાલતી અને ફૂલતી ફાલતી વાદવિવાદો અને મતમતાંતરોની દુનિયા તરફ આનંદઘનને ભારે નફરત હતી. એમના કવનમાંથી જ આત્મસાધનાને માર્ગે પરમાત્માને પામવા માટે પ્રયત્ન કરનાર સાચા સાધકનું વ્યક્તિત્વ જાણવા મળે છે. આત્મા જ્યારે પરમાત્મા બની જાય છે, ત્યારે યોગી આનંદઘનના અંતરમાંથી આપોઆપ આત્મા અને પરમાત્માની એકરૂપતાનો અનુભવ શબ્દસ્થ થઈને પ્રગટે છે :

"અહો હુ અહો હુ મુઝને કહું,
નમો મુઝ નમો મુઝ રે."
(સ્તવન–૧૬, ગાથા–૧૩)

સાધનાની પહેલી શરત હુ પણાનો અને મારાપણાનો ત્યાગ છે. અહત્વ અને મમત્વના મોહને મારીને જ આ માર્ગે આગળ વધી શકાય છે સાધક-આનદઘન તો પોતાના પ્રીતમ ઋષભ જિનેશ્વર સાથે પ્રીત લગાડીને બેઠા છે. આ પ્રીત એવી છે કે જે એક વાર જાગે તો જન્માંતરેય જતી નથી. એ આદિ અનત છે. જેનો આરભ છે, પણ છેડો નથી જે એક વાર બધાય તો મૃત્યુ કે કાળના બધનો પણ એને છેદી શકતાં નથી પ્રભુ પ્રત્યેની આવી પ્રીતમાં લગની લગાડીને બેઠેલો સાધક પોતાની જાતનું તો પરમાત્મામાં ક્યારનોય વિલોપન કરીને બેઠો હોય છે.

આવા અલક્ષ્યને લક્ષ્ય કરનારા સતોની પરમ ઉજ્જવળ પરંપરાનાં મધ્ય-કાલીન સાહિત્યમાં દર્શન થાય છે. મધ્યકાલીન સાહિત્યમાં પ્રેમાનદ કે શામળ જેવા સર્જકો કૃતિને અતે પોતાનો પરિચય આપતા હોય છે. પોતાનુ નામ, જ્ઞાતિ, સ્થળ તેમજ કૃતિનું પ્રયોજન દર્શાવતા હોય છે, જ્યારે આનદઘનની કોઈ કૃતિમાંથી આવો પરિચય સાપડતો નથી કવિનું ઉપનામ આનદઘન છે અને એ આનદઘન ઉપનામ સિવાય એમણે એમનુ મૂળ નામ પણ એમની કૃતિઓમાં કોઈ ઠેકાણે દર્શાવ્યુ નથી.

માત્ર એક પદમા આ મસ્ત એકલવિહારી આત્મસાધકે અનોખી રીતે પોતાની ઓળખ આપી છે. આ પદમાથી એમની આનદમયતાનુ જ સૂચન મળે છે. આનદઘનના માતાપિતા કોણ ? એમની જાતિ કે જ્ઞાતિ કઈ ? એ સઘળાંને તેઓ આનદઘન તરીકે ઓળખાવે છે. સચ્ચિદાનદની પરમ અનુભૂતિ વખતે સાધકનુ વ્યક્તિત્વ એમા કેટલુ બધુ ઓતપ્રોત થઈ જાય છે, તે આ પદમા દર્શાવે છે—

"મેરે પ્રાન આનદઘન, તાન આનદઘન,
માત આનદઘન, તાત આનંદઘન,
**ગાત આનંદઘન, જાત આનંદઘન. મેરે૦ ૧.**

રાજ આનંદઘન, કાજ આનંદઘન,
આજ આનંદઘન, લાભ આનંદઘન મેરે૦ ૨
આભ આનંદઘન, ગાભ આનંદઘન,
નામ આનંદઘન, લાભ આનંદઘન મેરે૦ ૩.

આ પદની પંક્તિએ પંક્તિમાંથી ઊછળતા આધ્યાત્મિક આનંદની મસ્તીની છાલક અનુભવાય છે. સાધકની અવર્ણનીય દશાની મસ્તીના આ શબ્દોમાં તાદૃશ દર્શન થાય છે.

મસ્ત યોગી આનંદઘનના જીવન વિશે અત્યંત અલ્પ માહિતી મળે છે. આથી જ એમના જીવનની આસપાસ અનેક દંતકથાનો ઘટાટોપ રચીને એને રજૂ કરવામાં આવ્યું છે. આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજીએ "શ્રી આનંદઘન પદસંગ્રહ"માં આવી ઓગણીસ દંતકથાઓનું લંબાણભર્યું વર્ણન કર્યું છે. આમાંની અમુક કથાઓનું શ્રી મોતીચંદ કાપડિયાએ "શ્રી આનંદઘનનાં પદો," ભાગ-૧માં નિરસન કરેલું છે, તો અમુકનો સ્વીકાર પણ કર્યો છે. આ દંતકથાઓને આધારરૂપ માનીને જ આજ સુધી આનંદઘનનું જીવનચરિત્ર આલેખવાનો પ્રયાસ થયો છે. આ દંતકથાઓ માટે કોઈ મજબૂત આધાર કે પ્રમાણ મળતું નથી. જો કે આ દંતકથાઓ એ આધ્યાત્મ યોગીની આધ્યાત્મ મસ્તીની સૂચક છે. કેટલીક દંતકથાઓ તો એમના સર્જનની કોઈ એક પંક્તિને આધારે રચાઈ છે, જેમ કે મેડતામાં ઉપાશ્રય બંધાવનાર શેઠને વ્યાખ્યાનમાં આવતાં વિલંબ થયો. શ્રી આનંદઘનજીએ તો પોતાનું વ્યાખ્યાન સમયસર શરૂ કરી દીધું હતું. વ્યાખ્યાન પૂરું થયું ત્યારે એ શેઠે આનંદઘનજીને કહ્યું: "સાહેબ! કપડાં વહોરાવું છું, આહાર વહોરાવું છું, પરિચર્યા કરું છું તેનો ખ્યાલ રાખીને વ્યાખ્યાન જરા થોભાવવું હતું ને!"

કહેવાય છે કે આ સાંભળીને ગુસ્સે થયા વગર આનંદઘનજી બોલ્યા, "ભાઈ! આહાર તો ખાઈ ગયા અને લે આ તારા કપડાં"—એમ કહી તેઓ કપડાં છોડી દઈ જંગલમાં ચાલ્યા ગયા અને ત્યાં "**આશા ઓરનકી ક્યા કીજે**" એ પદ એમના અંતરમાંથી વહી નીકળ્યું.

ઉન્નત આધ્યાત્મિક ભાવોને વ્યક્ત કરતું આનંદઘનજીનું આ પદ મળે છે ખરું, પરંતુ આમાં સાધક કવિએ રૂપક આપ્યું છે. સંસારી સુખોની માયામાં ડૂબેલાઓને આશારહિત થઈને "જ્ઞાનસુધારસ" પીવાનો બોધ આપ્યો છે. એ

પદમાં ક્યાય જગતના સુખ-દુ:ખના કોઈ અનુભવની આછી ઝલક પણ દેખાતી નથી.

આવી રીતે એક રાજાના મેળાપ સમયે તાવને કપડામાં ઉતારી એમણે તે કપડાં બાજુએ મૂકી રાખ્યા હતાં એ કપડાંને ધ્રૂજતા જોઈને મળવા આવેલા રાજાએ આ વિશે પૂછ્યુ હતું એવી કથા મળે છે. હકીકતમા માત્ર આનદ-ઘનજી વિશે જ નહિ, પણ શ્રી હેમચદ્રાચાર્ય, શ્રી હરિભદ્રસૂરિ અને શ્રી હીરવિજય-સૂરિના જીવન વિશે પણ આવી જ દતકથા મળે છે.

આનદઘનજીના જીવનની આવી દતકથાઓને ઘણા લેખકોએ લબાણથી અને છટાદાર શૈલીમાં નિરૂપી છે, પરતુ અહી એમને વિશેની શકય તેટલી પ્રમાણભૂત માહિતી મેળવવાનો પ્રયત્ન કર્યો છે

**મૂળ નામ કયુ ?**

"આનદઘન" એ ઉપનામ છે. એમનું દીક્ષા અવસ્થાનુ નામ "લાભાનદ" છે. એમની ચોવીશી પર સ્તબક (ટબો) લખનાર શ્રી જ્ઞાનવિમલસૂરિ બાવીસ સ્તવનોના સ્તબકને અંતે લખે છે--

"લાભાનદજી કૃત તવન એતલા ૨૨ દીસઈ છઈ યદ્યપિ હસ્યે તોહઈ આપણ હસ્તે નથી આવ્યા અને આનદઘનની સજ્ઞા તે સ્વનામની કરી છઈ. એહવુ વિગ (વ્યગ્ય) સ્વરૂપ મૂકયાથી જણાઈ છઈ તે જાણવું."

એવી જ રીતે શ્રી દેવચંદ્રજીએ "વિચાર રત્નસાર" પુસ્તકમાં આનદઘનના ધર્મનાથ જિનસ્તવનનુ

"પ્રવચન અજન જો સદ્‌ગુરૂ કરે.
દેખે પરમ નિધાન"

—આ ચરણ અવતરણ તરીકે ટાંકીને "એવુ શ્રી લાભાનદજીએ કહ્યું છે." એમ લખ્યુ છે.

એ રીતે 'મેરે પ્રાન આનદઘન" એ પદમાં કર્તાએ છેલ્લે "લાભ આનદ-ઘન" એમ લખ્યું છે, એમાં પણ કવિએ પોતાના લાભાનદ નામ પ્રત્યે કદાચ સકેત કર્યો હોય એમ માની શકાય. એમણે પોતાની રચનાઓમાં "આનદઘન" ઉપનામ રાખ્યું છે. શ્રી કર્પૂરવિજયજીએ પણ પોતાનાં પદોમાં "ચિદાનદ"

એવુ ઉપનામ રાખ્યુ છે "આનન્દઘન બહોતેરી"ની માફક "ચિદાનંદ બહોતેરી" પણ પ્રસિદ્ધ છે શ્રી કૃષ્ણલાલ મો. ઝવેરીએ એમનુ નામ લાભવિજય બતાવ્યું છે તે સરતચૂક જણાય છે, કારણ કે ક્યાય આ નામનો ઉલ્લેખ મળતો નથી.

### એક સૂચક ઉલ્લેખ

અમદાવાદના શેઠ હઠીસિંહના પત્ની હરકુંવર શેઠાણીએ પ્રસિદ્ધ હઠીસિંહનાં દહેરાની પ્રતિષ્ઠાનુ ભગીરથ કાર્ય કર્યું હતુ. વેપારમાં તેમણે અસાધારણ સમજ, ધીરજ અને કાર્યદક્ષતા દાખવી હતી. કન્યાકેળવણી અને ધાર્મિક કાર્યોમાં એમણે મહત્ત્વનો ફાળો આપ્યો હતો, એ જાણીતુ છે. ગુજરાતના આ નારીરત્ને એમના જીવનકાળ દરમ્યાન ત્રણ વાર યાત્રા-સઘ કાઢ્યા હતા. એક વાર પંચતીર્થનો સઘ કાઢ્યો હતો, એ પછી સમેતશિખરનો સઘ કાઢ્યો હતો અને ત્રીજો પાલીતાણાનો સઘ કાઢ્યો હતો એ જમાનામા વાહનવ્યવહાર અને અન્ય સુવિધાઓનો અભાવ હોવા છતા આવા ત્રણ યાત્રા-સઘો કાઢ્યા એ હકીકત હરકુવર શેઠાણીની અપ્રતિમ ધર્મપ્રીતિ અને વ્યવસ્થાશક્તિનુ નિદર્શન છે. એમણે અમદાવાદથી કાઢેલ સમેતશિખરના સઘ વિશે શ્રી વીરવિજયજી મહારાજના એક શિષ્યે "શ્રી સમેતશિખર તીર્થના ઢાળિયા" લખેલા છે

આ ઢાળિયામા હરકુવર શેઠાણી અને ઉમાભાઈ અમદાવાદથી સઘ લઈને કયા રસ્તે થઈને શ્રી સમેતશિખર તીર્થ પહોચ્યા અને રસ્તામા શુ શુ બન્યુ તેની વિગતો આપવામા આવી છે એ પછી કયા રસ્તે પાછા આવીને સઘે રાજનગરમા પ્રવેશ કર્યો તે દર્શાવ્યુ છે આ સઘમા સામેલ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા તેમજ વાહનનુ પણ વર્ણન આપ્યુ છે વળી જે ઉમદા ધર્મભાવના સાથે આ સઘે પ્રયાણ કર્યું અને રસ્તામા આવતા મન્દિરોમા પૂજા-સેવા કરી તેની પણ વિગત આપી છે "શ્રી સમેતશિખર તીર્થના ઢાળિયા"ની અગિયારમી ઢાળ પછી કવિ છેલ્લે કલશમા કહે છે—

"ધન ધન શાસન મહાવીરજીનું જેહનો છે ઉપગાર જી,
ધન ધન ગણધર ગૌતમ સ્વામીને પ્રશ્ન પૂછ્યા એક ધાર જી. ધન૦ ૧
તે શાસન રહેશે આ જુગમાં એકવીસ વરસ હજાર જી,
પાટ સાપી પચમ ગણધરને, ગૌતમ વર્યા શિવનાર જી ધન૦ ૨
સુધર્મા સ્વામી પાટ જંબૂને, અક્ષય પદ વર્યા સાર જી,
દશ વસ્તુ લઈ સાથે જંબૂ, સિદ્ધ થયા નિરધાર જી. ધન૦ ૩

તેને માટે પ્રભવ સ્વામી ચૌદ પૂરધર સાર જી,
શ્રુત કેવલી ખટ થયા અનુક્રમે; સ્થૂલીભદ્ર છેલ્લા મનોહાર જી ધન૦ ૪

એમ અનુક્રમે પરંપરા પટધર, વિજયદેવસૂરિ રાયા જી,
નામ દશાદશ જેહનું ચાઉં, ગુણીજન વૃંદ ગવાયા જી. ધન૦ પં
વિજયસિંહસૂરિ ત્રેસઠ પાટે. કુમતિ મતંગજ સિંહો જી,
તાસ સીસ સૂરિ પદવી લાયક, લક્ષણ લક્ષિત દેહો જી. ધન૦ ૬

સંઘ ચતુર્વિધ દેશ વિદેશી, મલીઆ તિહાં સંકેતે જી,
વિવિધ મહોચ્છવ કરંતા દેખી, નિજ સૂરિપદને હેતે જી. ધન૦ ૭

પ્રાય સીથિલપણું બહુ દેખી, ચિત્ત વૈરાગે વાસી જી,
સૂરિવર આગે વિનય વિરાગે, મનની વાત પ્રકાસી જી. ધન૦ ૮
સૂરિ પદવી નવિ લેવી સ્વામી, કરશુ ક્રિયા ઉદ્ધાર જી,
કહે સૂરિ આ ગાદી છે તુમ સીર, તુમ વશ સહુ અણગાર જી. ધન૦ ૯

ઈમ કહી સ્વર્ગ સધાયા સૂરિવર, સંઘને વાત સુણાવી જી,
સત્યવિજય પંન્યાસની આણા; મુનિગણમાં વરતાવી જી. ધન૦ ૧૦
સંઘની સાથે તેણે નિજ હાથે, વિજયપ્રભસૂરિ થાપી જી,
ગચ્છ નિશ્રાએ ઉગ્ર વિહારી, સંવેગતા ગુણ વ્યાપી જી. ધન૦ ૧૧

રંગીત ચેલ લહી જગ વંદે, ચૈત્ય ધ્વજાએ લક્ષી જી.
સૂરિ પાઠક કહે સન્મુખ ઉભા, વાચક યશ તસ પક્ષી જી. ધન૦ ૧૨
મુનિ સંવેગી ગૃહી નિર્વેદી, ત્રીજો સંવેગ પાખી જી,
શિવમારગ એ ત્રણ કહીએ, ઇહા સિદ્ધાંત છે સાખી જી. ધન૦ ૧૩
તેમના લઘુભાઈ લાભાનંદજી, તે પણ ક્રિયા ઉદ્ધાર જી.
કપુરવિજય ક્ષમા સુજસવિજય બુધ, શુભ વિજયો ગુણધાર જી. ધન૦ ૧૪
દેશના અમૃત સરખી જેહની, પીતા ભવિજન લોક જી,
સેહસ મમે ચોખદ (પોસહ) સાલામાં,
નરનારી પામે અશોક જી. ધન૦ ૧૫

દેશના સાંભલીને ભવી પ્રાણી, વ્રત પચ્ચખાણુ ધરંત જી,
કુમતિ કદાગ્રહ છંડી નિજપદ, આતમધ્યાને ઠરંત જી. ધન૦ ૧૬
તેના લઘુ શિષ્ય પંચમ કાલે, કુમતિ કુતર્ક હઠાએ જી,
રાજદ્વારે વર્યા જયકમલા, ઢુંઢમતી ભાગા જાયે જી. ધન૦ ૧૭
વીરવિજય પન્યાસ પ્રભાવીક, જ્ઞાન તણો ભંડાર જી,
શ્રી પૂજ્ય આવી પોસહ સાલે, કહે વાચકપદ લ્યો સાર જી. ધન૦ ૧૮
વીર કહે જોઈએ નહિ મ્હારે, હું નહિ પદવી જોગ જી,
પરગુણુ બોલે આપ અવગુણુ ખોલે, કુમતિ ના કહાડે રોગ જી.ધન૦ ૧૯
સંવત અઢાર સતાવીસ વરસે, વિજય દશમી મનોહાર જી,
જન્મ સ્થિતિ એ વીરની જાણો, બ્રાહ્મણકુળ અવતાર જી. ધન૦ ૨૦
ધીને કાંટે રાજનગરમાં, રહેવાનું છે ધામ જી,
પુણ્ય ઉદયથી ગુરૂજી મલ્યા, ખંભાત પાસે લઘુ ગામ જી. ધન૦ ૨૧
અઢાર સંવચ્છર અડતાલીસમાં, રત્ન આપે ગુરુ પાંચ જી,
ગુરુ સાથે વિચરંતા અહનિશ, ત્રિવિધે જાણે સાચ જી. ધન૦ ૨૨
નવકલ્પી વિહાર કરંતા, વરસ મઆ (થયા) સુભ તીસ જી,
સંઘ તણા આગ્રહથી વશીયા, નહીં મમતા નહીં રીસ જી. ધન૦ ૨૩
ઓગણીસ સાઠ ભાદરવા કૃષ્ણે, શુભ ચોથે ........"[૨૧]

અધ્યાત્મયોગી આનદઘનજી વિશેનો આ ઢાળિયાંમાં મળતો ઉલ્લેખ એમના જીવન વિશે નવીન પ્રકાશ પાડે છે. પં. સત્યવિજયજીથી પં. વીરવિજયજી સુધીનો ગાળો આશરે એક સો વર્ષનો છે પંન્યાસ સત્યવિજયજીની શિષ્યપરંપરા આ પ્રમાણે મળે છે—




## સત્યવિજય અને લાભાનંદ

પં. વીરવિજયજીએ વિ સં. ૧૮૪૮ના કાર્તિકમાં દીક્ષા લીધી હતી તેમજ અમદાવાદના હઠીસિંહ શેઠે બંધાવેલા જિનપ્રાસાદમાં, હઠીસિંહ શેઠની પત્ની હરકુંવર શેઠાણીએ પ્રભુને પધરાવ્યા ત્યારે પં. વીરવિજયજીએ અંજનશલાકા કરી હતી. વિ. સં. ૧૯૦૮ના ભાદરવા વદ ત્રીજ અને ગુરુવારે પં. વીરવિજયજીનો દેહોત્સર્ગ થયો. આ જ શિષ્યપરંપરામાં થયેલા શ્રીમદ્ વિજયાનંદસૂરિએ (આત્મારામજી મહારાજે) એમના "જૈનતત્ત્વાદર્શ" નામના પુસ્તકમાં લખ્યું છે—

"श्री सत्यविजयगणिजी क्रियाका उद्धार करके आनंदघनजी के साथ बहुत वर्ष लग वनवासमें रहे, और वही तपस्या योगाभ्यासादिं करा।"[૨૨]

પં. સત્યવિજયગણિ સંવેગી, સંયમી, વિદ્વાન, ધ્યાની અને તપસ્વી હતા તપાગચ્છમાં ક્રિયોદ્ધાર કરીને સંવેગી માર્ગ પ્રવર્તાવવા માટે તેઓ પ્રયત્નશીલ હતા. આત્મરંગી પં. સત્યવિજયગણિએ ગચ્છનાયક ભટ્ટારક બનીને શાસનસેવા કરવાને બદલે ધ્યાન અને ત્યાગમાં મસ્ત રહેવાનુ સ્વીકાર્યું હતુ [૨૩] પં સત્ય-વિજયગણિ જેવી તપ, ત્યાગ અને ધ્યાનની ભાવના આનંદઘનજીમાં પણ મનોરમ રૂપે પ્રતીત થાય છે

આનંદઘનજીએ સાંપ્રદાયિક મર્યાદાઓ ઓળગીને નિજાનંદની મસ્તીમાં રમણા કરી, જ્યારે પં સત્યવિજયગણિએ તપ અને ત્યાગના સંવેગીપણાથી આત્મસાધના કરી આનંદઘનજીમા યોગીની ઉચ્ચ ભૂમિકા અને નિજાનંદની મસ્તી જોવા મળે છે, જ્યારે પં. સત્યવિજયગણિમા ક્રિયોદ્ધારની ભાવના અને સંવેગીપણાની ઉત્કટતા નજરે પડે છે બન્નેની પ્રવૃત્તિ પણ વિશેષત અંતર્મુખ રહી છે પ્રસિદ્ધિ કે પદવીની લાલસા તેમને સ્પર્શી શકી નથી જ્ઞાન અને ધ્યાનમા બન્ને ઉચ્ચ ભૂમિકાએ પહોચેલા હતા

આનંદઘનજીના જીવનને જાણવા માટે પં સત્યવિજયગણિના જીવનની હકીકતો ઉપયોગી હોવાથી અહી તે જોઈએ

પં સત્યવિજયગણિની જન્મ સંવત કે દીક્ષા સંવત મળતી નથી, પરંતુ અનુમાનથી જન્મ સંવત આશરે વિ. સં ૧૬૫૬ ગણવામા આવે છે લાડલુંના ડૂગળ ગોત્રના ઓશવાલ શા વીરચંદની પત્ની વીરમદેની કૂખે એમનો જન્મ થયો એમનુ નામ શિવરાજ હતુ આશરે વિ. સં ૧૬૭૧મા માતા-પિતાની સંમતિ લઈને ચૌદ વર્ષના શિવરાજે દીક્ષા લીધી. તપાગચ્છના શ્રી વિજયસિંહ-સૂરિએ એમને દીક્ષા આપી અને એમનુ નામ સત્યવિજય આપવામા આવ્યુ [૨૪]

સત્યવિજયજીએ ગીતાર્થ મુનિ પાસે શાસ્ત્રસિદ્ધાતનો ઊડો અભ્યાસ કર્યો અને તેમને દાદાગુરુ અને ગુરુદેવ તરફથી સાચા ત્યાગી બનવાનો ઉપદેશ સાપડયો વિદ્યા અને તપ બન્નેમા તેઓ આગળ વધવા લાગ્યા વિ સં. ૧૭૦૬ના મહાસુદ તેરસ અને ગુરુવારે આચાર્ય વિજયસિંહસૂરિએ પાટણમાં સંવેગી સાધુ-સાધ્વીને પાળવાના નિયમોનો ૪૫ બોલનો પટ્ટક ગુરુદેવની નિશ્રામાં બનાવ્યો.

તેમાં પં. સત્યવિજયગણિના હસ્તાક્ષર મળે છે. આ પછી વિજયસિંહ-સૂરિનું વિ. સં. ૧૭૦૮ના મહાસુદ બીજના રોજ સમાધિપૂર્વક સ્વર્ગગમન થયું. ત્યારે પં. સત્યવિજયને ગચ્છનાયક ભટ્ટારક બનવાનું કહેવામાં આવ્યું, પણ ત્યાગ અને ધ્યાનમાં ડૂબેલા આ મહાત્માએ ગચ્છનાયક બનવાની સાફ ના પાડી.[૨૫] સં. ૧૭૧૧ના મહા સુદ તેરશને ગુરુવારે પાટણમાં પં. સત્ય-વિજયગણિવરે ક્રિયોદ્ધાર કરીને સંવેગીપણું સ્વીકાર્યું અને સંવેગી મુનિઓની માફક તેઓ કાથાના રંગથી રંગેલું વસ્ત્ર પહેરવા લાગ્યા. ક્રિયાને અંગે ૪૮૦ બાબતો ફેરવવી પડી એમ કહેવાય છે.[૨૬] પં. સત્યવિજય શુદ્ધ ક્રિયાના ચાહક હતા અને ઉપદેશમાં ત્યાગ અને વૈરાગ્ય પર ભાર મૂકતા. તેઓ મેડતા, નાગોર, જોધપુર, સોજત તથા સાદડી વગેરે પ્રદેશમાં વધુ વખત વિચર્યા હતા અને એ તરફ ઘણા ચાતુર્માસ ગાળ્યા હતા. પં. સત્યવિજયગણિએ વિ. સં. ૧૭૫૪માં અમદાવાદમાં અને વિ. સં. ૧૭૫૫માં પાટણમાં ચોમાસું કર્યું. વિ. સં. ૧૭૫૬ના પોષ મહિનામાં તેઓ બિમાર પડ્યા. પાંચ દિવસ બિમાર રહ્યા. પં. સત્યવિજયગણિ સં. ૧૭૫૬ના પોષ મહિનામાં પાટણમાં અનશન સ્વીકારી સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા.[૨૭]

પં. સત્યવિજયજીના લઘુ ભાઈ લાભાનંદ હોય અને એ જ લાભાનંદ આનંદઘન હોય તો લાભાનંદ એટલે કે આનંદઘનના જીવનકાળને નિર્ધારિત કરવા માટે ઉપર દર્શાવેલું સાધન મહત્ત્વનું ગણાય. પં. સત્યવિજયજીનો જન્મ આશરે સં. ૧૬૫૬માં થયો, આથી એ પછી શ્રી આનંદઘનજીનો જન્મ ગણી શકાય.

**જન્મસ્થાન**

આ મસ્ત અને એકલવિહારી સાધકનો જન્મ ક્યાં થયો હશે ? એમની રચનાઓ-માંથી આ વિશે કોઈ ઉલ્લેખ મળતો નથી. એમના કોઈ સમકાલીને પણ આ અંગે કશી નોંધ કરી નથી. આને પરિણામે માત્ર ભાષાના આધારે આનંદઘનના જન્મસ્થાન વિશે વિદ્વાનોએ જુદા જુદા મતવ્યો પ્રગટ કર્યા છે. જો કે ભાષાના આધારે સંત સાહિત્યમાં કોઈ કવિનું જન્મસ્થાન શોધવું એ ઘણું કપરું કામ છે. એક તો સંતોએ પોતાના પ્રદેશમાં બોલાતી જન સમુદાયની ભાષાને બદલે સંતો દ્વારા પ્રયોજાતી વ્યાપક પ્રદેશો પર ફેલાયેલી વિશિષ્ટ કાવ્યભાષાનો ઉપયોગ કર્યો છે. વળી આનંદઘનજીએ પોતે જ પોતાની કૃતિ લખી હોય એવી પદો કે સ્તવનોની એક પણ હસ્તપ્રત મળતી નથી.

બીજી નોંધપાત્ર બાબત એ છે કે, જે પ્રદેશના લહિયાએ હસ્તપ્રત લખી હોય તે પ્રદેશની ભાષાની અસર પણ એના લખાણમાં ઝીલાતી હોય છે. લોકકંઠમાં જળવાયેલા અને લોકવ્યાપક બનેલા આ પદો કે સ્તવનોમાં જે સમયે હસ્તપ્રત લખાતી હોય એ સમયની ભાષાની લઢણો અનાયાસે જ આવી જવા પામી હોય છે "આનંદઘન બાવીસી"ની પ્રતોમાં ગુજરાતી ભાષામરોડ ધરાવતી અને રાજસ્થાની ભાષામરોડ ધરાવતી ભાષાભૂમિકાના બે પ્રવાહો સ્પષ્ટપણે જોઈ શકાય છે વળી, વિહારી સાધુની ભાષામાં તો કેટલીય જુદી જુદી બોલીઓના અંશો ભળી જાય છે આમ, સ્તવનો કે પદોની ભાષામાંથી આનંદઘનજીનું જન્મસ્થાન તારવવાનું કામ મુશ્કેલ છે. આ દિશામાં થયેલા પ્રયત્નોનું અવલોકન કરીએ

આ અંગે શ્રી મનસુખલાલ રવજીભાઈ મહેતા કહે છે. "તેઓનું હિન્દી ગુજરાતીના મિશ્રણ છતાં ઉત્તરહિન્દના મૂળ વતનીને મળતું હોય, તો તેઓનો જન્મ ઉત્તરહિન્દના કોઈ ભાગમાં થયો હોય નાની વયમાં ઉત્તરહિન્દના પ્રદેશમાંથી નીકળી ગુજરાતી ભાષા બોલતા એવા પ્રદેશમાં આવ્યા હોવા જોઈએ."[૨૮] જ્યારે આનંદઘનજીએ પ્રથમ સ્તવનોની રચના કરી અને પછી પદો લખ્યા એવું અનુમાન કરીને આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી કહે છે કે "ગુર્જર દેશમાં તેમનો જન્મ થયો હોય એમ અનુમાનો વડે નિર્ણય થાય છે"[૨૯] આવી જ રીતે શ્રી આનંદઘનજીની કૃતિઓમાં વિશેષપણે શુદ્ધ ગુજરાતી ભાષા અને ગુજરાતની લોકભાષાના શબ્દોનો સુંદર ઉપયોગ જોઈને ડૉ. મદનકુમાર જાની એવું અનુમાન કરે છે કે તેઓનો જન્મ ગુજરાતમાં થયો હોય તેવો વિશેષ સંભવ છે[૩૦] આવું વિધાન કરવા છતાં આનંદઘનની ભાષામાં ગુજરાતની લોકભાષાના કયા સુંદર શબ્દો પ્રયોજાયેલા જોવા મળે છે, તે તેઓ દર્શાવતા નથી હકીકતમાં સ્તવનોની ભાષામાં તો ગુજરાતી કરતાં રાજસ્થાની ભાષા તરફ ઢળતા શબ્દો, કહેવતો અને રૂઢિપ્રયોગો વિશેષ પ્રમાણમાં જોવા મળે છે. આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજીની માફક શ્રી નટવરલાલ વ્યાસ પણ આનંદઘન ચોવીસીને પ્રથમ ગ્રંથ માનીને અનુમાન કરે છે કે આનંદઘન ગુજરાતમાં જન્મ્યા હશે, અથવા તો ગુજરાતમાં લાંબા સમય સુધી રહ્યા હશે[૩૧]

આ અંગે શ્રી મોતીચંદ કાપડિયા સ્પષ્ટપણે કહે છે કે, આનંદઘન સૌરાષ્ટ્ર કે ગુજરાતમાં જન્મ્યા હોય તેમ દર્શાવતો ખાતરીલાયક એક પણ આંતરિક

કે બાહ્ય પુરાવો મળ્યો નથી,[32] તેઓ માને છે કે આનંદઘનનો જન્મ બુંદેલખંડમાં થયો હશે. આવા અનુમાન પર તેઓ કઈ રીતે આવ્યા તે જોઈએ શ્રી મોતીચંદભાઈએ બુંદેલખંડમાં જન્મેલા શ્રી ગંભીરવિજયજી પાસેથી આનંદઘનજીના પદો અને સ્તવનોનો ભાવાર્થ સાંભળ્યો હતો. શ્રી ગંભીરવિજયજી આનંદઘનજીની ભાષાને સારી રીતે સમજી–પામી શકતા હતા આથી આનંદઘનજીનો જન્મ બુંદેલખંડમાં થયો હશે તેમ માનવા તેઓ પ્રેરાયા હતા આ બુંદેલખંડ એ આજના મધ્ય પ્રદેશમાં આવેલો છે. શ્રી મોતીચંદભાઈએ જે પ્રમાણ પરથી આ અનુમાન તારવ્યું છે તે થોડું દૂરાકૃષ્ટ લાગે છે ખરું એમના આ અનુમાનનો વિરોધ કરતાં આચાર્ય ક્ષિતિમોહન સેન કહે છે કે આનંદઘનની રચનાઓમા ગુજરાતી અને રાજસ્થાની ભાષાનો પ્રભાવ જોવા મળે છે, તો પછી તેઓ બુંદેલખંડમાં જન્મ્યા હતા તે કેવી રીતે માની શકાય? આચાર્ય ક્ષિતિમોહન સેનને આનંદઘનજીની ભાષા પૂર્વ રજપૂતાનાના ઘણા ભક્તોની ભાષા જેવી લાગે છે વળી એ પ્રદેશમાં આનંદઘનની પૂર્વે અને પછી ઘણા ભક્તોનો જન્મ થયેલો છે આનંદઘનજીનું અંતિમ જીવન પશ્ચિમી રજપૂતાનાના મેડતા નગરમા વ્યતીત થયું હતું. વળી, રાજસ્થાનની રચનાઓમા આવી ખૂબીઓ જોવા મળે છે. આથી શ્રી ક્ષિતિમોહન સેન રજપૂતાનાને આનંદઘનનું જન્મસ્થાન માને છે[33]

"શ્રી સમેતશિખર તીર્થના ઢાળિયા"માથી મળેલી માહિતીના પ્રકાશમાં એમના જન્મસ્થાનનો વિચાર કરીએ તો એમના મોટા ભાઈ પંન્યાસ સત્યવિજયજીનો જન્મ લાડલું ગામમા થયો હતો આ લાડલુ ગામ માળવા તરીકે ઓળખાતા સપાદલક્ષ[34] દેશમાં આવેલુ હતુ આથી આનંદઘનનો જન્મ આ સ્થળે થયો હોય, અને પછી એમણે પણ પંન્યાસ સત્યવિજયજીની માફક રાજસ્થાનમાં લાંબો સમય વિહાર કર્યો હોય તેમ અનુમાન કરી શકાય

## ગચ્છ

આનંદઘનજીના સમયમા ગચ્છના ભેદો બહુ તીવ્રપણે પ્રવર્તતા હતા અને એ જ રીતે આનંદઘનજી કયા ગચ્છના હતા, એ વિશે પણ તીવ્ર મતભેદ પ્રવર્તે છે આ સમયે શ્વેતાંબર સંપ્રદાયમા તપાગચ્છ, ખરતરગચ્છ, પાયચંદગચ્છ અને અંચળગચ્છ જેવા ગચ્છો હતા એક મત એવો છે કે આ મસ્ત યોગીએ તપાગચ્છમાં દીક્ષા લીધી હતી, જ્યારે બીજો મત માને છે કે તેઓ ખરતરગચ્છના સાધુ હતા. શ્રી મનસુખલાલ મહેતા આનંદઘનજીને તપાગચ્છના માને છે. આના

એક પ્રમાણ તરીકે તપાગચ્છના શ્રીમદ્ વિજયાનંદસૂરિએ (શ્રી આત્મારામજી મહારાજે) "જૈન તત્ત્વાદર્શ"માં પં. સત્યવિજયગણિ અને આનંદઘનજી ઘણાં વર્ષો સુધી વનમાં સાથે રહ્યા તે વિગત નોંધે છે બીજા પ્રમાણ તરીકે તેઓ કહે છે—

"તેઓએ (આનંદઘનજીએ) દ્રવ્યપૂજાની જે વિધિ સ્તવનાવલિમાં બતાવી છે તે ઉપરથી લાગે છે કે તેઓ તપગચ્છમાં થયા હોવા જોઈએ."[૩૫]

શ્રી મનસુખલાલ મહેતાએ ટાંકેલું પહેલું પ્રમાણ યોગ્ય છે, પણ એમણે આપેલું બીજું પ્રમાણ યોગ્ય લાગતું નથી, કારણ કે આનંદઘનજીએ એમનાં સ્તવનોમાં જે દ્રવ્યપૂજાનો વિધિ દર્શાવ્યો છે એ માત્ર તપાગચ્છમાં જ નહિ, પરંતુ દરેક ગચ્છમાં પ્રવર્તતો જોવા મળે છે આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી પણ માને છે કે આનંદઘનજીએ "જ્ઞાન અને વૈરાગ્યયોગે કોઈ તપાગચ્છીય મુનિવર પાસે સાધુવ્રતની દીક્ષા અંગીકાર કરી હતી"[૩૬] ત્યારે શ્રી મોતીચંદ કાપડિયા આનંદઘનજીનો સત્યવિજય પંન્યાસ અને ઉપાધ્યાય યશોવિજયજી સાથેનો સંબંધ તેમજ મારવાડ અને ગુજરાતમાં તપાગચ્છનું "અસાધારણ પરિમળ" જોતાં આનંદઘનજીને તપાગચ્છના માને છે અને તેઓ કહે છે કે "આનંદઘનજીએ વ્યવહારિક રીતે તપાગચ્છમાં દીક્ષા લીધી હોવી જોઈએ."[૩૭]

હવે આનંદઘનજી ખરતરગચ્છના હતા એ માટે અપાતાં પ્રમાણો જોઈએ શ્રી અગરચંદજી નાહટા આ માટે ત્રણ પ્રમાણો રજૂ કરે છે

શ્રી અગરચંદજી નાહટા પ્રથમ પ્રમાણ એ આપે છે કે વીસમી સદીના ખરતરગચ્છના સમર્થ આચાર્ય શ્રી જિનકૃપાચંદ્રસૂરિજીએ બુદ્ધિસાગરજીને કહ્યું હતું કે આનંદઘનજી મૂળભૂત રીતે ખરતરગચ્છમાં દીક્ષિત થયા હતા અને એમની પરંપરાના યતિઓ પણ તે સમયમાં વિદ્યમાન હતા મેડતામાં આવેલો આનંદઘનજીનો ઉપાશ્રય પણ ખરતરગચ્છના સંઘને આધીન છે

શ્રી અગરચંદજી નાહટા બીજું પ્રમાણ એ આપે છે કે આનંદઘનજીનું દીક્ષિત અવસ્થાનું નામ લાભાનંદ હતું. આમાં નામાંતે આવતું 'આનંદ' પદ ખરતરગચ્છની ચોર્યાસી નંદીઓ (નામાંત પદો)માં થતું આવ્યું છે ઓગણીસમી સદીમાં લાભાનંદજી નામના એક બીજા મુનિ પણ ખરતરગચ્છમાં થઈ ગયા. આમ લાભાનંદ એવું નામ રાખવાની પરંપરા ખરતરગચ્છમાં રહી ગઈ હશે

આ સિવાય ત્રીજા પ્રમાણ તરીકે શ્રી અગરચંદજી નાહટા આનંદઘનજીના સમયનો એક ઉલ્લેખ નોંધે છે. મેડતાથી ઉપાધ્યાય પૂણ્યકલશ મુનિ જયરંગ, ચારિત્રચંદ્ર વગેરેએ સૂર્યપૂરિ(સૂરત)મા બિરાજમાન ખરતરગચ્છ જિનરત્નસૂરિના પટ્ટધર જિનચંદ્રસૂરિને એક પત્ર લખ્યો હતો. આમા આરંભમા સંસ્કૃત ભાષામાં તેર શ્લોકો આપવામાં આવ્યા છે અને એ પછી લોકભાષામા, કેટલાક સમાચાર લખ્યા છે. આમાં આનંદઘનજી વિશે આ રીતે ઉલ્લેખ મળે છે—

"પં સુગુણચંદ્ર અષ્ટસહસ્ત્રી લાભાણંદ આગઈ ભણઈ છઈ, અર્દ્ધ રઈ ટાણઈ ભણી, ઘણુ ખુસી હુઈ ભણાવઈ છઈ"[૪૮]

આ પરથી તારણ કાઢતા શ્રી અગરચંદજી નાહટા નોંધે છે કે ઉપાધ્યાય પૂણ્યકળશ વગેરેથી દીક્ષામા આનંદઘનજી નાના હોવાથી એમના નામની આગળ કોઈ વિશેષણ લગાડવામાં આવ્યુ નથી પંડિત સુગુણચંદ્ર એ સમયે લાભાનંદ પાસે અષ્ટસહસ્ત્રી ગ્રંથ ભણી રહ્યા હતા લગભગ અડધો ગ્રંથ ભણી ચૂક્યા હતા અને લાભાનંદજી ખૂબ પ્રસન્નતાથી ભણાવી રહ્યા છે એવો ઉલ્લેખ આમાથી મળે છે શ્રી અગરચંદજી નાહટાના માનવા પ્રમાણે એ સમયના મુનિગણ મોટે ભાગે પોતાના ગચ્છના જ વિદ્વાનો પાસે ભણતા હતા અને જે રીતે લાભાનંદજીનો આ પત્રમા ઉલ્લેખ થયો છે એનાથી તેઓ મૂળભૂત રીતે ખરતરગચ્છના સિદ્ધ થાય છે.

આ અંગે વિશેષ છણાવટ કરતા શ્રી અગરચંદજી નાહટા એમના એક લેખમાં જણાવે છે—

"પત્ર લખનારા પૂણ્યકળશ એ જયરંગ વગેરેના ગુરુ હતા શ્રી જયરંગરચિત "દશવૈકાલિક સજ્ઝાય" વગેરે રચનાઓ સં. ૧૬૦૦થી ૧૬૩૯ સુધીની મળે છે. આ પત્રમા સંવતનો ઉલ્લેખ નથી, માત્ર તિથિ, અશ્વિન શુક્લા ૧૩ લખેલી છે આથી આની સંવતની તપાસ કરવી જરૂરી છે સંવતનો યોગ્ય નિર્ણય કરવા માટે નિશ્ચિત સાધન મળતુ નથી, પરંતુ સંવતનું અનુમાન કરવા માટેના આધાર આ પ્રમાણે છે.

"આ પત્રમા જે સુગુણચંદ્રને લાભાનંદજી અષ્ટસહસ્ત્રી ભણાવે છે તેવો ઉલ્લેખ છે, તે સુગુણચંદ્રની દીક્ષા "દીક્ષા નંદીની સૂચી" પ્રમાણે વિ સં. ૧૬૧૨ના જેઠ મહિનામાં જિનચંદ્રસૂરિની પાસે રાજનગરમાં (પત્રમાં જેમનો ઉલ્લેખ છે

તે ત્રિલોકચંદ્ર ચારિત્રચંદ્ર આદિની સાથે) લીધી હતી અને અષ્ટસહસ્રી જેવા ગ્રંથના અભ્યાસની યોગ્યતા મેળવવા માટે ઓછામાં ઓછાં પાંચ-છ વર્ષના અભ્યાસની અપેક્ષા રહે છે, આથી આ પત્રનો લેખન સં. ૧૬૧૯ હોવાનો સંભવ છે

"આ પત્રમાં લાભાનંદ શબ્દ સામાન્ય રૂપમા પ્રયોજાયો છે. આનુ કારણ એ હોઈ શકે કે તેઓ પૂણ્યકળશ વગેરેથી દીક્ષામા નાના હોય. એ સમયે યતિ સમાજમાં મોટે ભાગે પોતાના ગચ્છવાળાઓ સાથે જ વિદ્યાભ્યાસ કરવામાં આવતો હતો "[૩૯]

શ્રી આનંદઘનજી વિશેનો આ ઉલ્લેખ વિવાદાસ્પદ છે આનંદઘનજીના દેહોત્સર્ગનો સમય આશરે વિ. સં ૧૭૨૦–૧૭૩૦નો માનવામાં આવે છે એ દૃષ્ટિએ વિ સં ૧૬૧૯માં આનંદઘનજી "અષ્ટસહસ્રી" ભણાવતા હોય એ શકય નથી "અષ્ટસહસ્રી" ગ્રંથ જૈન તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં એક અત્યંત કઠિનમાં કઠિન ગ્રંથ ગણાય છે એનો ઊંડો અભ્યાસ કરવો અને એ પછી એને શીખવવા જેટલી સજ્જતા કેળવતા ઘણા વર્ષો લાગે છે આથી આનંદઘનજીનો જન્મ-સંવત ૧૬૧૯ થી ચાલીસેક વર્ષ વધુ આગળ લઈ જવો પડે અને એમ કરતાં આ સમયનો એમના દેહોત્સર્ગના સમય સાથે મેળ બેસતો નથી

આનંદઘનજીના જીવન વિશે જે મહત્ત્વની સામગ્રી મળે છે તેમા એક યશોવિજયજીએ રચેલી અષ્ટપદી છે આ અષ્ટપદી પરથી એમ પ્રમાણિત થાય છે કે મુનિ યશોવિજયજી આનંદઘનજીને મળ્યા હતા મુનિ યશોવિજયજીનો જન્મ સંવત આશરે ૧૬૮૦ અને દેહોત્સર્ગનો સમય સં ૧૭૪૫ છે. વિ સં ૧૬૧૯માં આનંદઘનજી "અષ્ટસહસ્રી"નો અભ્યાસ કરાવતા હોય તો તેમનો મેળાપ કેવી રીતે મુનિ યશોવિજયજી સાથે થયો હોય?

શ્રી અગરચંદજી નાહટાને આ પત્ર આગમપ્રભાકર મુનિ શ્રી પુણ્યવિજયજી પાસેથી જોવા મળ્યો હતો મુનિ શ્રી પુણ્યવિજયજી પાસેના તમામ પત્રોનો સંગ્રહ અત્યારે અમદાવાદના શ્રી લા દ ભા સંસ્કૃતિ વિદ્યામંદિરમાં એકત્રિત કરીને રાખવામા આવ્યા છે. પરંતુ એમા શ્રી અગરચંદજી નાહટાએ ઉલ્લેખ કર્યો છે તેવો કોઈ પત્ર મળતો નથી

આનંદઘનજીએ તપાગચ્છમા દીક્ષા લીધી હોય તેમ લાગે છે અને તેના પ્રમાણ રૂપે નીચેની બાબતો નોંધી શકાય.

(૧) તપાગચ્છના શ્રીમદ્ વિજયાનંદસૂરિ(આત્મારામજી મહારાજ)ના 'જૈન તત્ત્વાદર્શ'માં આનંદઘનજી વિશે નોંધ મળે છે

(૨) તપાગચ્છના શ્રી સત્યવિજયગણિજી ક્રિયા ઉદ્ધાર કરી શ્રી આનંદઘનજી સાથે ઘણાં વર્ષ સુધી વનમા રહ્યા તેવો "જૈન તત્ત્વાદર્શ"માં ઉલ્લેખ છે.

(૩) તપાગચ્છના યશોવિજયજીએ આનંદઘનજી વિશે અષ્ટપદીની રચના કરી છે.

(૪) "શ્રી સમેતશિખર તીર્થનાં ઢાળિયાં"મા મળેલા ઉલ્લેખ પ્રમાણે આનંદઘનજી એ શ્રી સત્યવિજય પંન્યાસના 'લઘુભાઈ' હતા અને તેઓ પણ ક્રિયોદ્ધારક હતા આ સત્યવિજય તપાગચ્છના છે

આ બધા પ્રમાણો પરથી કહી શકાય કે આનંદઘનજીએ તપાગચ્છમાં દીક્ષા લીધી હોય એ વિશેષ સંભવિત છે.

## ગચ્છથી પર

આનંદઘનજી તપાગચ્છના હતા કે ખરતરગચ્છના એ વિવાદ એમના જીવનની વિગતની દૃષ્ટિએ ભલે નોંધપાત્ર ગણાય, પરંતુ અધ્યાત્મમાર્ગી સાધકને ગચ્છની આવી કોઈ સીમાઓ બાંધી શકતી નથી, એમની સાધના ક્યારેય સંપ્રદાયવાદના વાડામા રૂંધાઈ જતી નથી આત્મામાં પરમાત્મસ્વરૂપને પ્રગટાવવા સતત પ્રયત્ન કરનાર સાધક તો ગચ્છાતીત અને સંપ્રદાયાતીત જ હોય છે એમાં પણ શ્રી આનંદઘનજી ચૌદમા શ્રી અનંત જિનસ્તવનમાં પરમાત્માની ઉપાસનાને બદલે ગચ્છના ભેદોમા નાચનારાઓ તરફનો પોતાનો પુણ્યપ્રકોપ પ્રગટ કરતા, જાણે હાથ ઊંચા કરીને કહેતા હોય એમ, બોલી ઊઠે છે—

"ગચ્છના ભેદ બહુ નયન નિહાલતા
તત્ત્વની વાત કરતા ન લાજે,
ઉદર ભરણાદિ નિજ કાજ કરતા થકાં
મોહ નડીઆ કલિકાલ રાજે" (૧૪ ૩)

પરમતત્ત્વનો ઉપાસક એની આરાધનાને તજીને આ વાદોના વિવાદમાં ફસાઈ જાય તો એની સઘળી સાધના નિરર્થક બની જાય છે ગચ્છના ભેદમાં રચ્યા-પચ્યા રહેવું અને મુખેથી તત્ત્વની વાત કરવી તે કેવો વિસંવાદ ? યોગી આનંદઘન કહે છે કે આવા જીવોને પોતાના વિચાર અને વાણી વચ્ચેના ભેદ માટે સહેજે શરમ આવતી નથી

જૈન ધર્મ એ ગુણગ્રાહક ધર્મ છે નાતજાતના વાડાઓને એ સ્વીકારતો નથી એ 'કર્મે' બ્રાહ્મણ, કર્મે શૂદ્ર'મા માનનારો છે અને આવા વ્યાપક ધર્મમાં જુદા જુદા ભેદ-ફાટા પડે, એના પણ પેટાભેદ થાય, એમાંથી વિવાદ જાગે, એ બધી સંકુચિત પ્રવૃત્તિઓ પર આનંદઘનજી પોતાનો પુણ્યપ્રકોપ ઠાલવે એ સ્વાભાવિક છે શ્રી આનંદઘનજીના સમયમા જૈનસમાજમાં ગચ્છના ભેદો બહુ તીવ્ર રીતે પ્રવર્તતા હતા એ રીતે સમકાલીન પરિસ્થિતિ અને રૂઢિચુસ્તતા પર એમણે અહી પ્રહાર કર્યો છે.

## સાધુ-વેશ

અધ્યાત્મયોગી આનંદઘને સાધુનો વેશ ધારણ કર્યો હતો ખરો? આ અંગે આચાર્ય ક્ષિતિમોહન સેને કલ્પના કરી છે કે, "તેઓ સાધુવેશનો ત્યાગ કરીને મર્મી ભક્તોની માફક લાંબી કફની પહેરતા હતા અને સિતાર, દિલરૂબા વગેરે યતિ જિનવિવર્જિત વાદ્ય લઈને ઘૂમતા હતા"[૪૦]

શ્રી મનસુખલાલ મહેતાએ પણ આનંદઘનજી સંબંધમાં જે હકીકત અત્યાર સુધી મેળવવા હું ભાગ્યશાળી થયો છું તેમ કહીને નીચે મુજબ નોંધ્યુ છે—

"સંપ્રદાયમોહને આધીન થયેલા જીવો બાહ્ય માર્ગમાં રાચી રહેલા હોવાથી આનંદઘનજી મહારાજની તેઓ અદ્ભુત આત્મદશા જોઈ શકતા નહી; અને તેથી તેઓ પ્રત્યે પરિતાપ આપતા હતા મહારાજ સાહેબે લોકપરિચય છોડવાના કારણે જૈન વેષ બદલી એક કફની અને તંબુરો લઈ પરમ જૈન દશાના ધ્યાનમા રહેવાનુ કર્યું હતુ[૪૧]

શ્રી ક્ષિતિમોહન સેન આનંદઘનજીના વેશ વિશે કોઈ નિશ્ચિત પ્રમાણ આપતા નથી. એમ લાગે છે કે શ્રી મનસુખલાલ મહેતાએ એ જ મતને સીધે-સીધો સ્વીકારી લધો છે એમણે એ અંગે કોઈ પ્રમાણ ટાંકયુ નથી

'આનંદઘન' નામની પરિચય પુસ્તિકામા શ્રી ધનવંત ઓઝા દર્શાવે છે કે આનંદઘનજી સાધુવેશધારી હતા અને નહોતા એ બંને માન્યતાઓનુ સમર્થન મળે એવી પંક્તિઓ એમના પદોમા મળે છે અને "ગચ્છના ભેદ બહુ નયન નિહાળતા" એ પંક્તિ ટાંકીને તેઓ દર્શાવે છે કે આનંદઘનજી કોઈ સંપ્રદાયના કર્તા નહોતા અને એ પછી—

"ચૂરણ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ
વૃત્તિ પરંપર અનુભવ રે
સમય પુરુષના અંગ કહ્યાં એ
જે છેદે તે દુરભવ રે." (૨૧ : ૮)

ટાંકીને નોંધે છે કે તેઓ જૈન સંપ્રદાયના અનુયાયી હતા.[૪૨]

આ પરસ્પર વિરોધી વિધાન શ્રી ઓઝાના મંતવ્યને કોઈ ચોક્કસ મુદ્દા પર સ્થિર કરતું નથી. આ બંને પ્રમાણ આનંદઘનજીનાં પદોમાંથી નહિ, પણ સ્તવનોમાંથી લેવામાં આવ્યાં છે. "ગચ્છના ભેદ બહુ નયન નિહાળતા, તત્ત્વની વાત કરતા ન લાજે" એમ કહેનાર એ કોઈ સંપ્રદાયના વાડાઓનો જડ પુરસ્કર્તા ન હોય, પણ તે પરથી કોઈ સંપ્રદાય સાથે તેને બિલકુલ સંબંધ ન હતો એમ કઈ રીતે માની શકાય? હકીકતમાં તો શ્રી આનંદઘનજીએ તત્કાલીન સાધુસમાજમાં ચાલતા એ ભેદોની તીવ્રતાની સામે વિરોધ દર્શાવવા જ ઉપરના ઉદ્‌ગારો કાઢ્યા છે.

શ્રી ધનવંત ઓઝાએ નોંધેલી "ચૂરણ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવ રે" એ ગાથામાં આનંદઘનનું જૈનશાસ્ત્રવિષયક જ્ઞાન પ્રગટ થાય છે. પરંતુ તે ઉપરથી તેઓ સાધુવેશધારી હતા એમ ભાગ્યે જ પુરવાર થઈ શકે.

આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજીનું માનવું છે કે આનંદઘનજી સાધુ વેશધારી હતા. આ અંગે તેઓ બે પ્રમાણ ટાંકે છે. એક તો આનંદઘનજીને જેમણે "આંખે દેખેલા છે એવા" શ્રીજ્ઞાનવિમલસૂરિએ એમની બાવીસી પર ટબો લખ્યો, પણ ક્યાંય આનંદઘનજીએ અમુક કારણોથી સાધુવેશનો ત્યાગ કર્યો હતો એવો જરાપણ ઇશારો એમણે કર્યો નથી. આ પછી તેઓ બીજું પ્રમાણ શ્રી જ્ઞાનસારજીના સ્તબકનું આપે છે. એમાં શ્રી નમિનાથ જિનસ્તવનમાં જ્ઞાનસારજીએ સ્તવનનો અર્થ આપતાં લખ્યું છે કે શ્રીમદ્ આનંદઘનજી પોતે લોકોને, "હું જિનનો જંદો છું" અર્થાત્ સાધુવેશધારી છું એમ કહેતા હતા. જો તેઓએ જૈન સાધુનો વેશ ત્યજ્યો હોત તો 'હું જિનનો જંદો છું" એમ કઈ રીતે પોતાના વિષયક કહી શકે?[૪૩]

**આ વિગતનું મૂળ જોતાં શ્રી જ્ઞાનસારજીની આ નોંધ શ્રી નમિજિનસ્તવનની** દસમી ગાથાના ટબામાં મળે છે. આમાં તેઓ લખે છે—

"તેહવી ક્રિયા ન કરી સકૂ, તેથી છતો વેશધારી છુ. તૌ પિણ પૂછે. તૂં કૂણુ છે, તઈયે મહા હીન વચને પોતાના મુખથી કહૂ. હૂં જૈનનો જિંદો છુ."*

આ સિવાય આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી બીજી કેટલીક વિગતો પણ નોંધે છે તેઓ આનંદઘનજીએ શ્રાવકનાં કડવા વેણ સાંભળીને પોતાનો વેશ છોડી દીધો હતો તેવી પ્રચલિત દંતકથાનો અસ્વીકાર કરે છે અને એવી જ રીતે કોઈ શ્રાવકે એમની પાસેથી ઓઘો, મુહપત્તિ વગેરે ખૂંચવી લીધાં હતાં, તેવી દંતકથાનો પણ વિરોધ કરે છે આચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજી આ અંગે એક વધુ પુરાવો આપે છે તેઓએ વિદ્વાન અનુભવી યતિ શ્રી મણિવિજયજી પાસેથી એક વાત સાંભળી હતી તેમના કહેવા પ્રમાણે તપાગચ્છના શ્રી વિજયપ્રભસૂરિ વિહાર કરીને મેડતા ગામમાં આવ્યા ત્યારે આનંદઘનજીને એમણે એક નવો કપડો ઓઢાડયો હતો તેવી વાત શ્રી મણિવિજયજીએ કહી હતી.[૪૪] જો કે આ દંતકથાને પણ કોઈ નિશ્ચિત આધાર મળતો નથી

## મુનિશ્રી જિનવિજયજીનું મંતવ્ય

તા ૧૫-૯-'૬૮ના રોજ સંધ્યાકાળે અમદાવાદમાં "અનેકાંત વિહાર"માં ઇતિહાસ અને પુરાતત્ત્વના પ્રખર વિદ્વાન સ્વ. મુનિ શ્રી જિનવિજયજીની મુલાકાત લીધી હતી. તેઓએ આનંદઘનજી વિશે કેટલીક નોંધપાત્ર વિગતો કહી હતી એમના મંતવ્ય પ્રમાણે આનંદઘનજી એ જૈન યતિ હતા અને આનંદઘનજીને સમજવા માટે એ સમયના યતિસમાજના વિશિષ્ટ વાતાવરણની પશ્ચાદ્ભૂમિકા જાણવી જોઈએ આ અંગે મુનિ શ્રી જિનવિજયજીએ કહ્યુ —

"આવા યતિઓ જોયાનું મને આછું સ્મરણ છે. આ યતિઓનું વાતાવરણ સંકીર્ણ નહોતું. જૈન સિવાય જૈનેતર સાધુસંતોના સંપર્કમાં તેઓ આવતા. એમનો સત્સંગ પણ થતો, આથી યતિસમાજમાં વ્યાપક મતૌદાર્ય અને સર્વધર્મ પ્રત્યે સમભાવ પ્રવર્તતો હતો પોતાની ધાર્મિક ભાવનાઓને પોતાના સંપ્રદાયમાં સીમિત કરવાને બદલે પોતાની આસપાસના સમાજમાં અને અન્ય ધર્મીઓમાં પણ એ ભાવનાઓ ફેલાવતા. એટલું જ નહિ પણ અન્ય ધર્મવાળાની ભાવનાઓને સમભાવથી સમજવાની સતત કોશિશ કરતા.

---

* લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના શ્રી પુણ્યવિજયજી આદિના સંગ્રહની પ્રતિ ક્રમાંક ૧૯૮૬૬ના પત્ર-૮૮ પરથી.

આ કારણે પોતાના ધર્મમા ન હોય એવુ ઘણું યતિસમાજના વ્યવહારમાં જોવા મળતુ. જૈન યતિ ક્યારેક શક્તિપૂજા કરતો પણ નજરે પડતો હતો. આવા યતિઓ વ્યાપક દૃષ્ટિવાળા હોવાથી એમની સાથે સૂફી, દાદૂપંથી, કબીર, અને નાનકપંથી બધા ભેગા મળતા. એકબીજાના વિચારો, ભાવનાઓ અને અનુભવોનુ આદાનપ્રદાન થતુ. આને કારણે એમની રચનાઓમા પણ અન્ય સંપ્રદાયની થોડી છાંટ આવી જતી. ક્યારેક યતિઓ, ચારણો અને ભાટ ભેગા મળતા અને ક્યાક ભાગની ઠઠ પણ જામતી હતી આ યતિઓ ભેગા મળતા ત્યારે એમની મંડળીમા આવનાર યતિને "આવ, ગૂરાસા" (આવો, ગુરુજી) કહીને આદરભર્યો આવકાર આપતા.

મુનિ શ્રી જિનવિજયજીના કહેવા પ્રમાણે એ સમયના યતિઓ સતત વિહાર કરતા હતા એક ચાતુર્માસ સૌરાષ્ટ્રમાં કર્યો હોય, તો બીજો ચાતુર્માસ ગુજરાતમાં કરતા, તો વળી ત્રીજો ચાતુર્માસ રાજસ્થાનના કોઈ શહેર કે ગામડામાં કરતા આવા વિહારને કારણે જુદા જુદા પ્રદેશની ભાષાના તત્ત્વો સ્વાભાવિક રીતે જ એમની રચનામાં આવી જતાં. આનંદઘનજી આવા જ એક યતિના શિષ્ય હોવા જોઈએ. એમણે એ સમયના રહસ્યવાદી સંતોનો સહવાસ માણ્યો હતો અને મસ્ત જીવન ગાળ્યુ હતું.

શ્રી જિનવિજયજી આજે આપણી વચ્ચે હયાત નથી, પણ એમના અનુમાનો વિચારપ્રેરક હોવાથી અહી રજૂ કર્યાં છે

## વિહારભૂમિ

જૈન સાધુ સતત વિહાર કરતો રહે છે અને જુદાં જુદાં સ્થળોએ ચાતુર્માસ ગાળે છે. આનંદઘનજીએ આવી રીતે કયા કયા પ્રદેશમાં વિહાર કર્યો હશે? એમના જીવન વિશે જે કોઈ પ્રમાણભૂત માહિતી મળે છે, તેમાંથી એમની વિહારભૂમિ વિશે કોઈ ખ્યાલ મળતો નથી એમના સ્તવનો કે પદોમા ક્યાંય કોઈ સ્થળવિશેષનો ઉલ્લેખ મળતો નથી આથી એમની વિહારભૂમિને જાણવા માટે કોઈ નક્કર પુરાવા મળતા નથી માત્ર એમની ભાષા પરથી એમના વિહારનો ખ્યાલ મેળવી શકીએ.

એમનો દેહોત્સર્ગ મેડતામા થયો હતો એમ મનાય છે. આથી ગુજરાત, વ્રજપ્રદેશ અને રાજસ્થાન એ એમની વિહારભૂમિ લાગે છે. શ્રી અગરચંદજી

નાહટા નોંધે છે કે આનંદઘનજીનો વિહાર બહુ લાંબો પ્રતીત થતો નથી. અંતિમ વર્ષોમાં તેઓ નિશ્ચિત રીતે મેડતામાં રહ્યા હતા. શ્રી અગરચંદજી નાહટા મેડતાને આનંદઘનની જન્મભૂમિ માને છે.[૪૫] જોકે નિશ્ચિત પ્રમાણોના અભાવે આ બંને વિગતોનો સંપૂર્ણ સ્વીકાર કરવો મુશ્કેલ છે. પોતાની યોગદશાની મસ્તીમાં ડૂબેલા આ અધ્યાત્મયોગીની માહિતી જ મળતી નથી, ત્યાં એમનો વિહાર લાંબો હતો કે ટૂંકો તે કઈ રીતે કહી શકાય? એ જ રીતે મેડતા એમની જન્મભૂમિ હતી તેમ કહેવા માટે કોઈ નિશ્ચિત પ્રમાણ મળતું નથી.

## મસ્કીન સાથે મેળાપ?

આનંદઘનનો દાદૂના શિષ્ય મસ્કીન સાથે મેળાપ થયો હતો એમ આચાર્ય ક્ષિતિમોહન સેન નોંધે છે એ જ હકીકતને શ્રી ધનવંત ઓઝા 'જૈન પરંપરાની એક માન્યતા' તરીકે આલેખે છે.[૪૬] અને તેઓ મસ્કીનને યશોવિજયજીના સમકાલીન માને છે[૪૭]

ઉપર દર્શાવેલી વિગતોની પ્રમાણભૂતતા ચકાસીએ તો સૌપ્રથમ જૈન પરંપરામાં આનંદઘનની મસ્કીન સાથેની મુલાકાતની કોઈ નોંધ મળતી નથી. આ અંગે કોઈ નિશ્ચિત પ્રમાણ સાંપડતું નથી. પરિણામે આ બનાવ ખરેખર બન્યો હોય એમ કહી શકાય નહીં.

## આધ્યાત્મિક-જીવન

ભૌતિક જીવનની મોહ, માયા, જંજાળ અને આળપંપાળ ઉવેખીને અંતર-આત્માની ખોજ માટે આત્માની કેડીએ ચાલનાર એકલવીર સાધકની અનુભૂતિ વિરલ હોય છે. દિવ્યચક્ષુના દર્શન ચર્મચક્ષુથી જોનાર શી રીતે મેળવી શકે? નફા-તોટાના દુન્યવી ધોરણોથી આવી વિરલ અને ગહન અનુભૂતિઓનો તાગ મેળવવો મુશ્કેલ બને છે. આ અનુભૂતિ એવી છે કે જેમાં શબ્દ મૌન બને છે, વાણી વ્યર્થ નીવડે છે, તર્ક એ તત્ત્વને પામી શકતો નથી, વ્યવહાર એ અગમ્યને ઓળખી શકતો નથી એને પરિણામે જ આત્મસાધનાના કાંટાળા પંથે ચાલનારા સાધકોની અનુભૂતિ સદાય વિલક્ષણ રહી છે.

આત્મામાં પરમાત્મસ્વરૂપને પ્રગટાવવા માટે સાધકના હૃદયમાં તપ, ત્યાગ અને વૈરાગ્યની જ્યોત અહર્નિશ ઝળહળતી હોય છે આત્મવિકાસ સાધનાર મુમુક્ષુને

પળેપળ કોઈ નવીન અને દિવ્ય અનુભૂતિ સાંપડતી હોય છે એના આધ્યાત્મિક જીવનમા પરિવર્તન અને ઊર્ધ્વગમનની પ્રક્રિયા એકધારી ચાલતી જ હોય છે. આત્મસાધક આનદઘન પણ આવા અનુભવોની પર પરામાથી પસાર થયા જ હશે.

આનદઘનનાં પદોને આધારે આચાર્ય ક્ષિતિમોહન સેને વિવિધ અનુભવમાંથી પસાર થતા આનંદઘનનુ સચોટ વ્યક્તિચિત્ર આલેખ્યુ છે. તેઓ કહે છે કે, આનદઘનનો જૈન વશમા જન્મ થયો હતો, પણ એમની ચોવીશીમાં તેઓ જૈન તીર્થંકરોની સ્તુતિ કરવાને બદલે એમની "માનસિક સમસ્યાઓમાં વધુ વ્યસ્ત" છે અને એમાથી એમના ભવિષ્યના મર્મી રૂપનુ તેમણે અનુમાન કર્યું છે. શ્રી ક્ષિતિમોહન સેનના માનવા પ્રમાણે આનદઘન સાધુવેશનો ત્યાગ કરીને મર્મી ભક્તોની માફક લાંબી કફની પહેરી, સિતાર, દિલરૂબા જેવાં વાદ્યો લઈને ઘૂમતા હતા. સપ્રદાયમાં નિષ્ઠા રાખીને સાધનાની શરૂઆત કરી, પણ એનાથી એમને શાતિ ન થઈ. આથી એમણે "બસીવાળા" અને "વ્રજનાથ" શ્રીકૃષ્ણ સાથે પ્રીત માડી. પણ રાધા સમી શ્યામની ભક્તિ પણ આખરે આ સાધકમાં વિપ્લવ જગાડે છે અનેક ગુરુઓ અને વિવિધ સાધનામાર્ગો એમને લક્ષની પ્રાપ્તિ કરાવતા નથી પરિણામે જે પ્રકાશના માર્ગે કબીર વગેરે સહજવાદી મર્મીઓ ચાલતા હતા, તે માર્ગે પ્રકાશ પામવા માટે આનદઘન ચાલવા લાગ્યા. આ રીતે આચાર્ય ક્ષિતિમોહન સેને જૈનસાધુ, કૃષ્ણભક્ત અને મર્મી સત–એ ત્રણ તબક્કામાં આનદઘનના આધ્યાત્મિક જીવનની વિકાસયાત્રા દર્શાવી છે[૪૮]

ક્ષિતિમોહન સેને આલેખેલી આનદઘનની આધ્યાત્મિક ભૂમિકાઓ વિચાર માગી લે તેવી છે. આનંદઘન જૈન સાધુનો વેશ છોડી, કફની પહેરી અને તંબૂરો તથા દિલરૂબા હાથમા લઈને પદો ગાતા ઘૂમતા હોય તો ઉપાધ્યાય યશોવિજયજી જેવા સમર્થ અને વિદ્વાન સાધુ આનદઘનની સ્તુતિ માટે અષ્ટપદીની રચના કરે ખરા? આ અષ્ટપદીના એક એક પદમા આનદઘનની ઉચ્ચ સાધના અગેનો ઉપાધ્યાય યશોવિજયજીનો અહોભાવ નીતરે છે તેઓ જૈન વેશધારી સાધુ હતા, એ વિશે આપણે આગળ જોઈ ગયા આચાર્ય ક્ષિતિમોહન સેને જે પદોને આધારે વ્યાકુળ કૃષ્ણભક્ત આનદઘનનુ ચિત્ર દોર્યું છે, સે પદો વિવાદાસ્પદ છે. એમણે ત્રેપનમા પદ તરીકે આનદઘનનુ આ પદ નોધ્યુ છે—

"સારા દિલ લગા બંસીવારે સું, પ્રાણ પિયારે સુ,
મોર મુકટ મકરાકૃત કુંડલ, પીતાબર પટવારે સું સા૦ ૧.
ચદ્ર ચકોર ભયે પ્રાન પપઇયા, નાગરિ નદ દુલારે સુ,
ઇન સખા કે ગુણ ગંધપ ગાવે, 'આનંદઘન' ઉજિયારે સું. સા૦ ૨."

આનંદઘનજીના નામે લખાયેલું આ પદ ભક્ત કવિ ઘનાનંદના પદની છાયા ઝીલે છે શ્રી વિશ્વનાથપ્રસાદજી મિશ્રના "ઘનાનંદ ઔર આનંદઘન" પુસ્તકના પૃ. ૨૬૧ પર આપેલા ૨૮૬મા પદમા આની છાયા જોવા મળે છે. ભક્ત કવિ ઘનાનંદનુ એ પદ આ પ્રમાણે છે—

"મન લાગ્યોરી બંસીવારે સોં, બ્રજમોહન છવિ ગતિવારે સો '
દૃગ ચકોર ભએ પ્રાન પપીહા, આનંદઘન ઉજિયારે સોં"

યોગી આનંદઘનના કહેવાતા પદમા ઘનાનંદના પદની પ્રથમ પંક્તિની છાયા છે અને અંતિમ પંક્તિ પણ ઘનાનંદની રચના સાથે મળતી આવે છે, જ્યારે વચ્ચેની પંક્તિઓ જુદા જુદા કવિઓના પદમાથી લીધેલી જણાય છે વળી આ પદની ભાષા વ્રજભાષા છે એની શૈલીનો આનંદઘનના પદોની સાથે મેળ બેસતો નથી આવી જ રીતે "વ્રજનાથસે સુનાથ બિન, હાથોહાથ બિકાયો", "પ્રભુ તો સમ અવર ન કોઈ ખલકમે" તેમ જ "શ્યામ સુને નિરાધાર કેમ મુકી" એ ત્રણે પદોનુ આનંદઘનનુ કર્તૃત્વ શંકાસ્પદ છે [૪૮]

આનંદઘન સત્યના શોધક અને સત્યના આશક હોઈ કોઈ "પ્રકાશ–મહા-પ્રકાશ'ની શોધમા હતા અને એ પ્રકાશ પામવા માટે એમને અનેક નિરાશા, નિરાધારતા તેમ જ આપત્તિઓનો સામનો કરવો પડચો, એવુ આચાર્ય ક્ષિતિ-મોહન સેનનુ અનુમાન સ્વીકાર્ય જણાતુ નથી આનંદઘન એ પહેલેથી જૈન માર્ગમા દૃઢ શ્રદ્ધા રાખતા હતા. આનંદઘનના સ્તવનોમાં એમની એ દૃઢ શ્રદ્ધા સતત પ્રગટ થાય છે આગમો પ્રત્યેની એમની શ્રદ્ધા અને છયે દર્શનો અનેકાંતવાદી જૈન દર્શનનાં સાપેક્ષ અંગ છે એમ એમણે ભારપૂર્વક દર્શાવ્યુ છે. આ રીતે આનંદઘનના સ્તવનોમા જૈન દર્શનના જ્ઞાતા અને એ માર્ગે આત્મ-સાધના કરનાર સાધકના દર્શન થાય છે તે નિર્વિવાદ છે. બીજા મતવાળાઓને તો તેઓ બરાબર પારખી ગયા છે આથી જ અભિનંદન જિનસ્તવનની પ્રથમ ગાથામાં તેઓ કહે છે—

"અભિનંદન જિન–દરસણ તરસીયે
દરસન દુરલભ દેવ
મતમત ભેદે રે જો જઈ પૂછીઈ
સહૂ થાપે અહમેવ."

આનંદઘનમાં શ્યામ માટે તડપતી રાધાના સૂર નથી, પણ પ્રીતમ ઋષભમાં પ્રીતિસગાઈ બાંધીને બેઠેલા સાધકના સૂર છે

કૃષ્ણભક્તિ સાથે કૃષ્ણલીલા જોડાયેલી છે; જ્યારે આનંદઘનનો જિનેશ્વર તો દોષ રહિત છે અને લીલા રહિત છે. પ્રથમ સ્તવનની પાંચમી ગાથામાં તો આ "લીલા" વિશે કવિ આનંદઘન પ્રશ્ન કરે છે—

"કોઈ કહે લીલા રે લલક અલખ તણી
લખ પૂરે મન–આસ
દોષરહિતનિ રે લીલા કિમ ઘટે
લીલા દોષવિલાસ.'

આ જિનેશ્વરના દર્શનમાં યોગી આનંદઘનનું મન લીન બનેલું છે. આવા "સમરથ" "સાહિબ"ને પામવાનો એમના અંતરમાં અપાર આનંદ છે. એની નિર્મળ અને સ્થિર ભક્તિમાં આત્મનિમજ્જન થયું છે અને ત્યારે કવિના અંતરમાંથી જાણે સૂર્ય પ્રગટતા અંધકાર નાશ પામે તેમ જિનવરના દર્શનથી સઘળે પ્રકાશનો અનુભવ થઈ રહ્યો છે. માયાની મૂંઝવણો, મમતાના બંધનો અને પરિગ્રહનો પરિવેશ અળગો થઈ જાય છે. સાધનાનો કઠિન પથ સુગમ બની જાય છે એવા જિનવરમાં દર્શન વિશે સાધક આનંદઘન કહે છે—

"દરસન દીઠિ જિન તણઈ રે
સંશો ન રહે વેધ
દિનભર કરભર વરસતા રે
અંધકાર પ્રતિષેધ" (૧૩ . ૫)

આમ, શ્રી ક્ષિતિમોહન સેન કહે છે તે રીતે આનંદઘન એ પ્રકાશની શોધમાં નહોતા, અને તે જ રીતે એમનાં આ સ્તવનોમાં "માનસિક સમસ્યાઓ" પણ નથી. એમણે તો તલવારની ધાર પણ સોહિલી ગણાય એવી દોહિલી જિનવરની ચરણસેવામાં ચિત્ત લગાડ્યું હતું અને જે આગમસૂત્ર અનુસાર ચાલે તે માનવી દિવ્ય સુખ અનુભવે અને મોક્ષપદ પામે એમ માને છે ચૌદમા શ્રી અનંતજિન સ્તવનમાં તેઓ આ વાત કહે છે. ધર્મને નામે ધતીંગ ચલાવનારાઓને તો એ સીધેસીધો ઠપકો આપે છે. ધર્મનો મર્મ જાણ્યા વગર ચાલનારાઓને હાસ્યાસ્પદ ગણે છે. એટલું જ નહિ, પણ જે ધર્મજિનેશ્વરનાં ચરણ ગ્રહે છે તે કોઈ કર્મ બાંધતો નથી એમ

સ્પષ્ટ કહે છે. એવી જ રીતે અઢારમા શ્રી અરજિન સ્તવનમાં યોગી આનંદઘન કહે છે—

"શુદ્ધ નયાધિપ સેવતા
ન રહે દુવિધા સાથ રે"

આવી જ શ્રદ્ધા શ્રી મુનિ સુવ્રત જિનસ્તવનમાં પણ પ્રગટ થાય છે અને જુઓ! અહીં એ આનંદઘનની દૃઢ શ્રદ્ધાનો કેવો બુલંદ રણકાર સંભળાય છે—

"જિનવરમાં સઘલા દરશન છઈ
દરશન જિનવર ભજનાં રે,
સાગરમાં સઘલી તટિની સહી
તટિની સાગર છતિ ના રે."

આ રીતે આ સ્તવનોમાં જૈન દર્શનમાં દૃઢ શ્રદ્ધા ધરાવનારા અને એ માર્ગે આત્માના ઊંડાણને પામવા મથનારા સાધકનાં દર્શન થાય છે. ક્યાંય આનંદઘન આ માર્ગ વિશે સાશંક હોય એવો લગીર પણ અણસાર આમાં મળતો નથી. આથી શ્રી ક્ષિતિમોહન સેને આનંદઘનના આધ્યાત્મિક જીવનમાં બતાવેલું પરિવર્તન પ્રતીતિકર લાગતું નથી.

## અષ્ટપદી

એક જ સમયે થયેલી બે સમર્થ વ્યક્તિઓ ઘણી વાર એકબીજાને મળી જ હોતી નથી. સામાન્ય રીતે સમકાલીન વ્યક્તિ વિશે એના સમયના વિદ્વાનો ઓછું લખતા હોય છે ક્યારેક એ વ્યક્તિની વિદ્વત્તા કે સાધનાની પૂરી પહેચાન પણ એ સમયે મળી હોતી નથી. શ્રી આનંદઘનજીના સમયમાં અનેક વિદ્વાનો થયા, પરંતુ શ્રી યશોવિજયજીની અષ્ટપદી સિવાય અન્ય કોઈ સ્થળે સમકાલીન વિદ્વાનો કે સાધુજનોએ આનંદઘનજીનો ઉલ્લેખ કર્યો નથી આનંદઘનજી અને યશોવિજયજીના મેળાપના અનુસંધાનમાં કેટલીક દંતકથાઓ પણ સાંપડે છે. આ મેળાપ કયા સ્થળે થયો હતો એ વિશે મતભેદ છે. આચાર્યશ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજી આબુની કોઈ ગુફામાં આ મેળાપ થયો હતો તેવી કલ્પના કરે છે, જ્યારે આચાર્ય ક્ષિતિમોહન સેન, શ્રી મોતીચંદ કાપડિયા અને ડૉ. વાસુદેવસિંહ આ મેળાપ મેડતા નગરમાં અથવા એની નજીકના જંગલમાં થયો હોવાનું માને છે આચાર્ય બુદ્ધિસાગરસૂરીશ્વરજી માને છે કે શ્રી યશોવિજયજી જ્યારે આબુ પર્વત પર બીજી વાર આનંદઘનજીને મળવા ગયા ત્યારે આનંદાવેશમાં એમણે આનંદ-

ઘનજીની સ્તુતિની અષ્ટપદીની રચના કરી; જ્યારે બીજા મત પ્રમાણે આ મેળાપ મેડતાની બાજુનાં જંગલોમાં થયો હતો અને રસ્તે ચાલતા ચાલતાં ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ તાત્કાલિક ઉદ્ગારરૂપે અષ્ટપદી બનાવી હતી ગમે તે હોય, પણ આ અષ્ટપદી આનંદઘનના પરમાનંદમય વ્યક્તિત્વને જોઈને ઉપાધ્યાય શ્રી યશોવિજયજીથી સ્વયંભૂપણે રચાઈ ગઈ છે એ વાત નિર્વિવાદ છે.

યોગી આનંદઘન અને સમર્થ વિદ્વાન શ્રી યશોવિજયજીના મેળાપના સ્થળ અને અષ્ટપદીની રચનાના સમય વિશે મતભેદ છે, પરંતુ આ બંને સમર્થ પુરુષોનો મેળાપ થયો હતો અને એને પરિણામે શ્રી યશોવિજયજીએ અષ્ટપદીની રચના કરી હતી, એ બાબતમાં સહુ કોઈ સંમત છે. ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ કરેલી આનંદઘનજીની સ્તુતિરૂપ અષ્ટપદી આ પ્રમાણે છે—

પદ પહેલું (રાગ : કાનડો)

મારગ ચલત ચલત ગાત આનંદઘન પ્યારે, રહત આનંદ ભરપૂર. મા૦
તાકો સરૂપ ભૂપ, ત્રિહું લોકથેં ન્યારો, બરખત મુખ પર નૂર. મા૦ ૧
સુમતિ સખીકે સંગ. નિત નિત દોરત, કબહુ ન હોત હી દૂર;
જસવિજય કહે સુનોહી આનંદઘન, હમતુમ મિલે હજૂર. મા૦ ૨

પદ બીજું

આનંદઘનકો આનંદ સુજશ હી ગાવત, રહત આનંદ સુમતા સંગ આ૦
સુમતિ સખી ઓર ન બલ આનંદઘન, મિલ રહે ગંગતરંગ. આ૦ ૧
મન મંજન કરકે નિર્મલ કીયો હે ચિત્ત, તાપર લગાયો હે અવિહડ રંગ.
જસવિજય કહે સુનતહી દેખો, સુખ પાયો બોત અભંગ. આ૦ ૨

પદ ત્રીજું (રાગ : નાયકી, તાલ : ચંપક)

આનંદ કોઉ નહીં પાવે, જોઈ પાવે સોઈ આનંદઘન ધ્યાવે. આ૦
આનંદ કોન રૂપ કોન આનંદઘન, આનંદગુણ કોન લખાવે. આ૦
સહજ સંતોષ આનંદગુણ પ્રગટત, સબ દુવિધા મિટ જાવે.
જસ કહે સોહી આનંદઘન પાવત, અંતરજ્યોત જગાવે. આ૦ ૨

### પદ ચોથું (રાગ-તાલ . ચપક)

આનંદ ઠોર ઠોર નહીં પાયા—આનંદ આનંદમેં સમાયા. આ૦
રતિઅરતિ દોઉ સંગ લીય વરજિત, અરથને હાથ તપાયા. આ૦
કોઈ આનંદઘન છિદ્ર હી પેખત, જસરાય સંગ ચડી આયા.
આનંદઘન આનંદ રસ ઝીલત—દેખત હી જસ ગુણ ગાયા. આ૦ ૨

### પદ પાંચમું (રાગ નાયકી)

આનંદ કોઉ હમ દેખલાવો આ૦
કહાં ઢૂંઢત તું મૂરખ પંછી, આનંદ હાટ ન બેકાવો. આ૦ ૧
એસી દશા આનદસમ પ્રગટત—તા સુખ અલખ લખાવો.
જોઈ પાવે સોઈ કુછ ન કહાવત—સુજસ ગાવત તાકો વખાને. આ૦ ૨

### પદ છઠ્ઠું (રાગ . કાનડો, તાલ . રૂપક)

આનદકી ગત આનંદઘન જાણે. આ૦
વાઈ સુખ સહજ અચલ અલખપદ, વા સુખ સુજસ બખાને આ૦ ૧
સુજસ વિલાસ જબ પ્રગટે આનંદરસ, આનંદ અક્ષય ખજાને. આ૦
એસી દશા જબ પ્રગટે ચિત અંતર, સોહિ આનંદઘન પિછાને. આ૦ ૨

### પદ સાતમુ

એરી આજ આનંદ ભયોં મેરે તેરી મુખ નિરખ નિરખ
રોમ રોમ શીતલ ભયો અંગોઅંગ. એરી૦
શુદ્ધસમજણ સમતારસ ઝીલત, આનંદઘન ભયો અંતરંગ. એરી૦ ૧
એસી આનંદદશા પ્રગટી ચિત્તઅંતર,
તાકો પ્રભાવ (પ્રવાહ) ચલત નિર્મલ ગંગ.
વાહી ગંગસમતા દોઉ મિલ રહે,
જસવિજય સીતલતાકે સંગ. એરી૦ ૨

## પદ આઠમુ

આનંદઘન કે સંગ સુજસહી મિલે જબ,
તબ આનંદસમ ભયો સુજસ,
પારસ સંગ લોહા જો ફરસત, કંચન હોતહી તાકે કસ. આ૦ ૧
ખીરનીરજો મિલ રહે આનંદ,
જસ સુમતિસખી કે સંગ ભયો હે એકરસ.
ભવ ખપાઈ, સુજસવિલાસ ભયે સિદ્ધસ્વરૂપ લીયે ધસમસ આ૦ ૨

આ અષ્ટપદી પરથી એમ સ્પષ્ટ પણે પ્રતીત થાય છે કે, પ્રકાંડ વિદ્વાન શ્રી યશોવિજયજી મહારાજને જ્ઞાન અને કર્મની કેડીએથી યોગ અને અધ્યાત્મના માર્ગે વાળવાનુ કાર્ય આનદઘનજીએ બજાવ્યુ હતુ આનંદઘનજીના મેળાપથી ચિદાનદ સ્વરૂપની પ્રાપ્તિ સહજ અને સબળ બની એનો આનદ શ્રી યશોવિજયજી ઠેર ઠેર પ્રગટ કરે છે. પારસના સગે લોઢુ કંચન થઈ જાય એવી અનુભૂતિની અહીં વાત છે આમા પણ સાધુદશાની ખુમારી અને આનદ તો ઠેર ઠેર દેખાય છે. કવિ કહે છે—

"જશવિજય કહે સુનો આનદઘન
હમતુમ મિલે હજૂર (પદ–૧)

એવી જ રીતે આ આનંદઘનની પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે એનું આલેખન કરતા ઉપાધ્યાય યશોવિજયજી લખે છે—

"જસ કહે સોહી આનદઘન પાવત, અતરજ્યોત જગાવે"

આ બને જ્ઞાનીઓને સમાજ ઓળખી શકયો નહોતો, એમની સાધનાને સમજી શકયો નહોતો બંનેની ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાથી અજાણ એવા સમાજે એમને વિતાડવામા બાકી રાખી નહોતી આમેય જગત અને ભગતને કયા મેળ મળે છે? એમાય વળી આ તો મર્મી યોગી અને જ્ઞાની સાધુ! સમાજના સકીર્ણ બધનો એમની પ્રતિભાને કુઠિત કરી શકતાં નથી અને એથી વ્યાકુળ સમાજ એમના જીવન પર મિથ્યા આરોપો કરતો રહે છે સત કે ભક્તની આ સદાકાળ ચાલી આવતી વિકટ પરિસ્થિતિ છે અને એ આકરી પરિસ્થિતિનો અનુભવ આ બને મહાપુરુષોને થયો હતો. તેઓ લોકપ્રિય કે ગચ્છપ્રિય બની શકે તેમ નહોતા. એમનો માર્ગ તો એકલવીરનો આકરો અને અપૂર્વ માર્ગ હતો આથી લોકોમાં આનદઘનજીની "ભગડભૂતો" તરીકે વગોવણી પણ થતી હતી.[૫૦] સમાજની આ

દોષાન્વેષી દૃષ્ટિથી આનંદઘન જેવા મસ્ત યોગી પણ બચ્યા નહોતા અને આથી જ ઉપાધ્યાય શ્રી યશોવિજયજીના અંતરમાંથી ઉદ્‌ગાર સરી પડે છે—

'કોઉ આનંદઘન છિદ્ર હી પેખત, જસરાય સંગ ચડી આયા,
આનંદઘન આનંદ રસ ઝીલત–દેખત હી જસ ગુણ ગાયા' (પદ–૪)

આવી જ રીતે ઉપાધ્યાય શ્રી યશોવિજયજી કહે છે કે, આનંદ એ કોઈ દુકાનમાં વેચાતો મળતો નથી આ આનંદ તો અધ્યાત્મના માર્ગે જનારને પ્રાપ્ત થાય છે. જેનામાં સાચી આનંદદશા પ્રગટ થાય છે તે 'અચલ અલખ પદ' પામે છે. પણ એ આનંદ દશાને જાણે કોણ ? તો શ્રી યશોવિજયજી કહે છે—

'આનંદકી ગત આનંદઘન જાણે. (પદ–૬)

આવા આનંદઘન સાથે મેળાપ થાય ત્યારે અંતર કેવી અવર્ણનીય દિવ્ય અનુભૂતિઓથી છલકાઈ જાય છે ! અંગેઅંગમાં એક શીતળતા પ્રગટે છે અને રોમેરોમ અધ્યાત્મ દશાના રંગે રંગાઈને પુલકિત બની જાય છે. આવા આનંદઘનના મેળાપથી જે આત્મજ્ઞાન લાધ્યું, સાધનાનો જે પંથ નજરે પડ્યો, એનાથી આખું જીવન પલટાઈ ગયું. અંતર એક ઉજાસથી ઝળહળવા લાગ્યું. તર્કભર્યા વિચારોમાં ગહન અનુભવની સુવાસ ફોરવા માંડી. કર્મની સાથોસાથ યોગ ખીલવા માંડ્યો. અધ્યાત્મરસના પંડિતને અધ્યાત્મની ગહન અનુભૂતિઓનો માર્ગ સાંપડ્યો જાણે પારસમણિના સ્પર્શે લોહ સુવર્ણ બની જાય એવો અનુભવ થવા લાગ્યો અને ત્યારે શ્રી યશોવિજયજી આ આનંદઘનના સંગ વિશે કહે છે—

'આનંદઘનકે સંગ સુજસહી મિલે, તબ આનંદસમ ભયો સુજસ,
પારસ સંગ લોહા જો ફરસત, કંચન હોતહી તાકે કસ.' (પદ–૮)

આ રીતે આ અષ્ટપદી એ આનંદઘનની આધ્યાત્મિક ઉચ્ચતાને દર્શાવનારી કૃતિ છે વળી આનંદઘનના સમયનિર્ધારણ માટે પણ એ મહત્ત્વનું સાધન બની રહે છે આ સિવાય ઉપાધ્યાય શ્રી યશોવિજયજી અન્ય કૃતિમાં પણ આનંદઘન શબ્દોનો પ્રયોગ કરે છે જેમ કે 'સમતાશતક' મા તેઓ કહે છે—

''અનાસંગ મતિ વિષયમે, રાગદ્વેષકો છેદ,
સહજ ભાવમે લીનતા, ઉદાસીનતા ભેદ.
તાકો કારણુ અમમતા, તામે મન વિશરામ કરે,
સાધુ આનંદઘન હોવત આતમરામ.
પરમે રાચે પરરુચિ, નિજરુચિ નિજ ગુણમાંહિ,
ખેલે પ્રભુ આનંદઘન ધરિ સમતા મલેબાહિ.

યશોવિજયજી એમની બીજી કૃતિઓમાં પણ "આનંદઘન", "આનંદ" "ચિદાનંદ", ચિદાનંદ", "પરમાનંદ", "સહજાનંદ" અને "ચિદ્રૂપાનંદ" જેવા શબ્દો વારવાર પ્રયોજે છે. વળી બત્રીશ બત્રીશીઓના દરેક પ્રકરણને અંતે શ્રી યશોવિજયજી પરમાનંદ શબ્દ લાવવાનો પ્રયત્ન કરતા જણાય છે, તે બાબત પણ નોંધપાત્ર ગણાય અષ્ટપદીની ભાવગંભીર ભાષા પણ આતરિક પરિવર્તનને બરાબર સૂચવી જાય છે.

આ સિવાય આનંદઘનના પદોમા એક પદ એવુ મળે છે કે જેમા "જસ"થી શ્રી યશોવિજયજી મહારાજનો ઉલ્લેખ જોઈ શકાય આ પદ આ પ્રમાણે છે—

"નિરંજન યાર મોગે કૈસે મિલેગે.

દૂર દેખુ મે દરિયા ડુગર, ઊચે વાદર નીચે જમીયુ તલે નિર૦ ૧
ધરતીમે ગડુતા ન પિછાનુ, અગ્નિ સહુ તો મેરી દેહી જલે નિર૦ ૨
આનંદઘન કહે જસ સુનો બાર્તા, યેહી મિલે તો મેરો ફેરો ટલે નિરં૦ ૩

અહી "જસ" શબ્દનો પ્રયોગ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી માટે કરવામા આવ્યો હોય તેવુ અનુમાન થઈ શકે યશોવિજયજીના જીવનના ઉત્તરાર્ધની કૃતિઓમા આધ્યાત્મિકતાની અનેરી ઝલક જોવા મળે છે, તેનું કારણ અધ્યાત્મયોગી આનંદઘનનો પારસમણિ સમો મેળાપ હોય તેમ લાગે છે.

આનંદઘન વિશેની સ્તુતિરૂપ આ અષ્ટપદીની રચનામાં એક એવી સંદિગ્ધતા બતાવાય છે કે આ રચનામા જે આનંદઘનની વાત છે, તે યોગી આનંદઘનના ઉલ્લેખને બદલે હૃદયની આનંદઘનમય યોગભૂમિકાનો ઉલ્લેખ પણ હોઈ શકે શ્રી પ્રભુદાસ બેચરદાસ પારેખ આ અષ્ટપદી પરથી યશોવિજયજી અને આનંદઘનનો મેળાપ સિદ્ધ નથી થતો તેવો ભાવ પ્રગટ કરતાં લખે છે—

"શ્રી ઉપાધ્યાયજી મહારાજ જેવાને તેમના તરફ માન હોય અને એવા સમર્થ પ્રત્યે શ્રી આનંદઘનજી મહારાજની વાત્સલ્યતા (? વાત્સલ્ય) હોય એ બનેય સંભવિત છે, છતાં ઉપાધ્યાયજી મહારાજની અષ્ટપદી શ્રી આનંદઘનજી મહારાજની સ્તુતિરૂપ હોય, એમ હજી મારુ મન કબૂલ કરતુ નથી પરંતુ આત્મારૂપ આનંદઘનના જ કોઈ આધ્યાત્મિક સ્વરૂપનુ જ તેમાં વર્ણન મને ભાસે છે. પછી શબ્દશ્લેષથી કદાચ આનંદઘનજી મહારાજની સ્તુતિ હોય તો કોણ જાણે ? પણ મને હજી એ ભાસ થતો નથી, છતાં જ્ઞાની પરમાત્મા જાણે" [૫૨]

આ કાવ્યની રચના માત્ર આત્માના આનંદસ્વરૂપને દર્શાવવા માટે કરવામા આવી હોય તો નીચેની પંક્તિઓનો અર્થ શો ?

'કોઉ આનંદઘન છિદ્ર હી પેખત, જસરાય સંગ ચડી આયા
આનંદઘન આનંદ રસ ઝીલત–દેખત હી જસ ગુણ ગાયા,' (પદ–૪)

યોગી આનંદઘનના જીવન પર થયેલા આક્ષેપો અને એ સંતને સહેવી પડેલી આપત્તિઓનું આમાં સૂચન છે અને એથી જ આ અષ્ટપદી શ્રી યશોવિજયજી મહારાજે આનંદઘનજીની સ્તુતિ રૂપે રચી છે

## દેહોત્સર્ગ

મારવાડમા આવેલું મેડતા શહેર આનંદઘનજીના સમયમાં આર્થિક, ધાર્મિક અને સાસ્કૃતિક જાહોજલાલી ધરાવતુ શહેર હતુ અહીંનો રાજા જોધપુર રાજ્યનો તાબેદાર નહોતો, પરંતુ સ્વતંત્ર રાજવી હતો, એમ મારવાડનો ઈતિહાસ કહે છે. આ મેડતામા અનેક રાસાઓની રચના થઈ છે, પ્રભુપૂજા રચાઈ છે, ટીકાઓ લખાઈ છે. મેડતાનાં દેરાસરો એ સમયની જૈન ધર્મની પ્રબળતા અને જાહોજલાલીનો આજે પણ ખ્યાલ આપે છે.[૫૩] આ મેડતા સાથે બે પરમ ભક્ત અને અનુપમ પદસર્જકોના નામ જોડાયેલા છે વિરહઘેલી મીરા અને અધ્યાત્મયોગી આનંદઘન બંનેના જીવન સાથે આ શહેર સંકળાયેલુ છે.

આનંદઘનના સમયમા સેંકડો જૈન મુનિઓ મેડતા અને એની આસપાસના સ્થાનોમા વિહાર કરતા હતા આનંદઘનના જીવન વિશેની દંતકથાઓમા પણ મેડતા શહેરનો ઉલ્લેખ વારંવાર આવે છે આવી કિવદંતીઓ પરથી આચાર્ય શ્રીબુદ્ધિસાગરસૂરીશ્વરજી માને છે કે આનંદઘનજીનો ,દેહોત્સર્ગ મેડતામા થયો હતો અને ત્યા તેમના નામની એક જૂની દેરી મળે છે, જે એમના સ્વર્ગગમન પછી એમના ભક્ત શ્રાવકોએ તૈયાર કરી હોવી જોઈએ આચાર્ય શ્રીબુદ્ધિસાગરસૂરીશ્વરજી નોંધે છે કે આ દેરી હાલ પણ વિદ્યમાન છે[૫૪] એ રીતે શ્રી મોતીચંદ કાપડિયા પણ મેડતામા આનંદઘનજીનો સ્તૂપ છે તે ઉપરથી અને તે શહેર તેમના સંબંધી ચાલતી વાતો ઉપરથી આ મહાત્માનો દેહવિલય મેડતામા થયો હતો, એમ માને છે[૫૫] આજે મેડતામા માત્ર આનંદઘનજીની સ્મૃતિ ધરાવતો એક ઉપાશ્રય મળે છે, જે આનંદઘનજીના ઉપાશ્રય તરીકે જાણીતો છે

આનંદઘનજીના દેહોત્સર્ગ વિશે શ્રી પ્રભુદાસ પારેખ "આનંદઘન ચોવીશી" માં નોંધે છે—

"હમણા જ ગાડીમાં મુસાફરી કરતાં, પ્રણામી સંપ્રદાયના એક સ્વામીજી મળ્યા હતા તેમણે જણાવ્યુ હતું કે–અમારા સાંપ્રદાયના સ્થાપક પ્રાણલાલજી

મહારાજના જીવનચરિત્રમા લખેલુ છે કે પ્રાણલાલજી મહારાજ મેડતા સં. ૧૭૩૧માં ગયા હતા અને ત્યાં આનંદઘનજી ઉપનામધારી જૈન મુનિ લાભાનંદજીનો મેળાપ થયો હતો અને તે જ વર્ષમાં તેમનો કાળધર્મ થયો હતો.' આ મતલબની વાત કરી હોવાનુ યાદ છે."[૫૬]

આ પછી વિ. સં. ૨૦૩૧મા પ્રગટ થયેલી "આનંદઘન ગ્રંથાવલી"ના "પ્રાસંગિક વક્તવ્ય" લેખમા શ્રી અગરચંદજી નાહટા લખે છે—

"प्राणनाथ सम्प्रदाय के 'निजानन्द चरित्र' से आनंदघनजी का स्वर्गवास संवत १७३१ मे मेडतामे हुआ, यह निश्चित हो गया है।[५७]

આ જ ગ્રંથમા શ્રી મહતાબચંદ ખારૈડ "શ્રી આનંદઘનજી કે જીવનપ્રસંગ" લેખમા મૂળમાથી ઉદ્ધરણ આપીને લખે છે—

"श्री योगीराज आनंदघनजी के सबंध मे कई चमत्कारपूर्ण किंवदंतियां सुनी जाती है। इन प्रवादो के सत्यासत्य के विषय मे निर्णय होना तो संभव नहीं है किन्तु योगीराज चमत्कारी पुरुष थे, इसमें कोई संदेह नहीं है। हम लोग उनके अनुयायी भक्त अपने श्रद्धेय के प्रति चाहे कितनी भी उच्च कोटिकी भावनाये रखे, वह प्रमाणिक नहीं मानी जा सकती है किन्तु अन्य धर्मावलंबियो के उल्लेख अधिक विश्वसनीय माने जा सकते है। प्रणामी संप्रदाय के संस्थापक श्री प्राणलालजी, आनंदघनजीके समसामयिक थे। उनके जीवनचरित्र मे यह उल्लेख मिलता है—

'श्री प्राणलालजी एक समय सं १९३१ से पूर्व मेडता गये थे। उनका मिलन और शास्त्रार्थ श्री आनंदघनजी से हुआ जिस मे उनका (आनंदघनजी) पराभव होने से उन्होंने कुछ प्रयोग श्री प्राणलालजी पर किये किन्तु उससे उनका कुछ भी बिगाड़ नहीं हुआ। जब वे दुसरी बार मेडते गये तब उनका (आनंदघनजीका) स्वर्गवास हो चुका था।'

इस उद्धरणमे यह स्पष्ट हो जाता है कि आनंदघनजीका स्वर्गवास सं १९३१ मे हुआ था तथा वे चमत्कारी योगी थे।[५८]

આનંદઘનજીના દેહોત્સર્ગ માટે આ પ્રમાણને અત્યાર સુધી નિર્વિવાદપણે સ્વીકારવામા આવ્યુ છે, પરંતુ આ પ્રમાણનો મૂળ આધાર જોતા જણાય છે કે ક્યાંય યતિ સંન્યાસી લાભાનંદજી એ આનંદઘનજી હતા એવો ઉલ્લેખ મળતો નથી એથીય વિશેષ શ્રી પ્રાણલાલજી મહારાજ (શ્રીજી મહારાજ) બીજી વાર મેડતા ગયા, ત્યારે આનંદઘનજીનો સ્વર્ગવાસ થઈ ચૂક્યો હતો એવી હકીકત મૂળ

પુસ્તકમા ક્યાંય મળતી નથી. "નિજાનંદ ચરિતામૃત"મા લાભાનંદ નામના સંન્યાસી–યતિ વિશે માત્ર આટલી જ વિગત મળે છે—

"इधर श्रीजी जब पालनपुरसे आगे बढे तो मार्गमें उपदेश करते हुए मारवाडके 'मेरता' शहरमे पहुचे। यहाँ पर एक लभानंद नामका यति–सन्यासी रहता था। उसके साथ ज्ञान–चर्चा होने लगी। वह योगविद्या और चमत्कारिक प्रयोगोमे बहुत प्रवीण था। उस के साथ लगभग दश दिवस तक ब्रह्मज्ञान होता रहा। अन्तमें जब पराजित हो गया तो श्रीजीके उपर बहुत क्रोध किया। तन्त्र मन्त्रो के पयोगो से पहाड–पत्थर उठाकर श्रीजीको दबाकर मार डालनेका उपाय करने लगा। बहुत कुछ तन्त्र–मन्त्र किये, परन्तु श्रीजीके उपर उसका एक भी जोर न चला।

घर पर्वत उठ्यो नहीं, तब हारके बैठ्यो ठौर।
पच वासना सब देव जहाँ खडे, तहा मत्र चले क्यो ओर॥

(स्वामी लालदासजी)

चले भी किस प्रकार! जहाँ पर पाच वासना सहित सब देवी देवता उपस्थित हो, वहाँ पर तन्त्र–मन्त्र कैसे चल सकते है? निदान निराश होकर बैठ जाना पडा।" (पृ ५१८, ५१९)[५८]

"નિજાનંદ ચરિતામૃત'મા આટલો જ ઉલ્લેખ મળે છે આ પછી બીજી વાર પ્રાણલાલજી મહારાજ મેડતા આવ્યા હતા અને ત્યારે મંત્રતંત્ર અજમાવનારા લાભાનંદનો સ્વર્ગવાસ થઈ ચૂક્યો હતો. એનો કોઈ ઉલ્લેખ આ પુસ્તકમા નથી. અધ્યાત્મની મસ્તીમા રમમાણ આનંદઘન આવી જ્ઞાનચર્ચામા ઊતરે અને પરાજિત થતા ગુસ્સે ભરાઈને તંત્ર–મંત્રથી વિરોધીને મારી નાખવાનો પ્રયત્ન કરે એ બાબત પણ એમના ચરિત્ર સાથે સુસંગત નથી લાગતી એક એવી પરંપરા પણ જોવા મળે છે કે જેમા મહાપુરુષનુ ચરિત્ર–વર્ણન કરનાર લેખક એ મહાપુરુષે પોતાના સમયના તમામ સાધુ–સંત કે વિદ્વાનોને પરાજિત કર્યા હતા તેવુ દર્શાવીને તેમનો મહિમા પ્રગટ કરવો. શંકરાચાર્યનો મહિમા ગાતા "શંકર દિગ્વિજય" અને આચાર્ય સમંતભદ્રની સ્તુતિઓમા આવુ ચરિત્રનાયકનુ મહિમાગાન જોવા મળે છે. "આનંદઘન ગ્રંથાવલી"ના બંને લેખકો આને નિશ્ચિત માનીને ચાલ્યા છે તે યથાર્થ નથી શ્રી મહતાબચંદ ખારૈડ "નિજાનંદ ચરિતામૃત' માંથી લીધેલા આધારને બતાવવા અવતરણ ચિહ્નમા જે વાક્યો આપે તે મૂળ કૃતિ સાથે મળતાં આવતા નથી

"નિજાનંદ ચરિતામૃત"મા પ્રાણલાલજી મહારાજનુ ચરિત્ર જોવા મળે છે એ જ રીતે સ્વામી લાલદાસજીએ "બીતક"માં એમની આ ધર્મયાત્રાનુ વર્ણન કર્યુ છે. સ્વામી લાલદાસજી મહારાજનુ "બીતક" એ સમયની ઘટનાઓનો જીવંત દસ્તાવેજ છે. આ પછી પ્રણામી સંપ્રદાયમા રચાયેલા અનેક બીતક માટે આ કૃતિ આધારરૂપ બની છે એમાં તેત્રીસમા પ્રકરણમા ૪૨ થી ૪૭મી કડીમા આ પ્રસંગ આ રીતે આલેખાયેલો છે—

अव सिद्धपुरमें, मेरते पहुंचे घाय ।
लाभानन्द[1] जती सों, चरचा करी वनाय ॥ ४२ ॥

दश दिन चरचा में जाये, ठौर ठौर हुआ जब वन्ध ।
तब नहि महातम मेरो गयो, मेरे मारग को प्रवन्ध ॥ ४३ ॥

मारो दावके पहाडमें, इनको डारो उलटाय ।
सब दैत्यों के मंत्रसे, भोत भोत किये उपाय ॥ ४४ ॥

घर परवत उठया नहीं, तब हारके बैठ्यो ठौर ।
पंच वासना सब देव जहाँ खडे, तहाँ मंत्र चले क्यो और ॥ ४५ ॥

देख्या उन्हे डगायके, आसन कर बैठा सुन ।
खोज खोज खाली भया, ग्रहके बैठा मुन ॥ ४६ ॥

रामचन्द्र आय मिले, मेरते के ठौर ।
सेवामे सामिल रहा, तब आस न रही और ॥ ४७ ॥[60]

१ लाभानन्द जती—एक जैन साधु था ।

આ રીતે શ્રી અગરચંદજી નાહટા અને શ્રી મહતાબચંદ ખારૈડ જે વિગતને પ્રમાણ માનીને ચાલે છે, તે આધાર પ્રમાણ સિદ્ધ નહી હોવાથી આનંદઘનજીનો દેહોત્સર્ગ વિ સં ૧૭૩૧માં મેડતામા થયો હતો, એવુ નિશ્ચિતપણે કહીશકાય એમ નથી

## સમયનિર્ણય

આનંદઘનજીના સમય અંગે ભિન્ન ભિન્ન મત પ્રચલિત છે. ઉપાધ્યાય યશોવિજયજીએ રચેલી આનંદઘનજીની સ્તુતિરૂપ અષ્ટપદીને આધાર રાખીને કેટલાક વિદ્વાનોએ આનંદઘનજીનો સમય તારવવા પ્રયત્ન કર્યો છે

અષ્ટપદીમા ઉપાધ્યાય યશોવિજયજીએ આનંદઘનજી પ્રત્યે અગાધ આદર પ્રગટ કર્યો છે, આથી આનંદઘન યશોવિજયજીથી ઉંમરમાં મોટા હશે એમ

માનીને આચાર્ય ક્ષિતિમોહન સેન આનદઘનનો જન્મ વિ સ ૧૬૧૫મા અને દેહોત્સર્ગ વિ સ. ૧૭૩૨માં દર્શાવે છે[61] પરતુ આ અનુમાન દુરાકૃષ્ટ લાગે છે.

ઉપાધ્યાય યશોવિજયજીની એ જ અષ્ટપદીને આધારે ડૉ. વાસુદેવસિંહ જુદો નિર્ણય તારવે છે ઉપાધ્યાય યશોવિજયજીનો દેહોત્સર્ગ વિ સં ૧૭૪૫માં થયો. આથી જો યોગી આનદઘનજી વિ સ ૧૭૩૨મા દેહોત્સર્ગ પામ્યા હોય તો ઉપાધ્યાય યશોવિજયજીએ શ્રદ્ધેય આનંદઘનજીના દેહોત્સર્ગ વિશે સ્વાભાવિક રીતે જ પોતાનો વિષાદ પ્રગટ કર્યો હોય, પરતુ ઉપાધ્યાય યશોવિજયજીએ આવી કોઈ ઘટના પર ક્યાય શોક વ્યક્ત કર્યો નથી આથી ડૉ વાસુદેવસિહ આનદઘનજીનો દેહોત્સર્ગ ઉપાધ્યાય યશોવિજયજીના દેહોત્સર્ગ પછી એટલે કે વિ સ ૧૭૪૫ પછી થયેલો માને છે[62]

આ જ અષ્ટપદીનો આધાર લઈને "આનદઘન ગ્રથાવલી"માં સ્વ. ઉમરાવચદ જરગડ અને શ્રી મહતાબચદ ખારૈડ એમના જન્મ સવતનુ અનુમાન કરે છે ઉપાધ્યાય શ્રી યશોવિજયજીનો જન્મ આશરે વિ. સ. ૧૬૭૦માં થયો હોય એમ માનવામા આવે છે. ઉપાધ્યાય યશોવિજયજીથી આનદઘન વયમા મોટા હોવાથી એમનો જન્મ વિ સ. ૧૬૬૦ની આસપાસ થયો હોય તેમ માને છે.[63]

શ્રી મોતાચદ કાપડિયા પણ આનદઘનજીનો જન્મ વિ. સ. ૧૬૬૦ દર્શાવે છે અને દેહોત્સર્ગનો સમય વિ સ ૧૭૨૦ થી ૧૭૩૦ માને છે.[64] આ સિવાય પ. વિશ્વનાથપ્રસાદ મિશ્રે આનદઘનજીનો સમય વિ સ. ૧૭૦૦ની આસપાસ માન્યો છે[65] જ્યારે શ્રી અબાશકર નાગર વિ. સ. ૧૭૦૦ થી ૧૭૩૧ સુધીના સમયમા તેઓ હયાત હતા એમ માને છે[66] અને શ્રી મોહનલાલ દલીચદ દેસાઈ પણ વિ સ. ૧૬૫૦ થી વિ. સ ૧૭૧૦ સુધીમા તેઓ અવશ્ય વિદ્યમાન હશે એમ માને છે

પ સત્યવિજયગણિનો જન્મ આશરે વિ સ. ૧૬૫૬ છે અને તેઓ આનંદઘનજીના મોટા ભાઈ ગણાયા હતા આથી આનદઘનજીનો જન્મ આ પછી થયો હોય જ્યારે ઉપાધ્યાય યશોવિજયજીથી આનદઘનજી વયમાં મોટા હતા અને ઉપાધ્યાય યશોવિજયજીનો જન્મ આશરે વિ સ. ૧૬૭૦ માનવામા આવે છે. આમ, આનદઘનજીનો જન્મ આશરે વિ સ. ૧૬૬૦ ગણી શકાય આ બધાં મંતવ્યો પરથી એકદરે તારવી શકાય કે આનદઘનજીની હયાતીનો સમય આશરે વિ સ. ૧૬૬૦ થી વિ સ. ૧૭૩૦નો હતો. તેમના જન્મ અને મૃત્યુની કોઈ ચોક્કસ તારીખ કે વર્ષ દર્શાવે તેવું કોઈ પ્રમાણ ઉપલબ્ધ નથી

## પાદટીપ

१ "राजपूतानेका इतिहास" दूसरी जिल्द, ग्रंथकर्ता श्री गौरीशंकर हीराचंद ओझा, वि. स, १६८८, पृ ७९०

૨. એજન, પૃ ૭૯૯.

૩. એજન, પૃ. ૮૪૬.

૪. એજન, પૃ. ૮૫૭.

૫. "Tuzuk-i-Jahangiri", Vol 1, P 401.

૬ "Imperial Mughal Farmans in Gujarat', M. S Commissariat, Journal of the University of Bombay. Vol IX, Part I, P 39-41,

૭. "મિરાતે અહમદી."

૮. "શ્રી આનંદઘનજીનાં પદો" લેખક–મોતીચંદ ગિરધરલાલ કાપડીયા, પૃ. ૬૫

૯. "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" લેખક–મોહનલાલ દલીચંદ દેસાઈ, પૃ. ૫૪૭.

10 "History of Gujarat", Vol. II M. S. Commissariat, P. 242.

૧૧. "શાંતિચંદ્ર ઉપાધ્યાયકૃત ભાનુચંદ્રચરિત્ર" સંપાદક–મો દ દેસાઈ, પૃ ૫૫૨.

૧૨. આવી પદવી આપ્યાની નોંધ કાદંબરીના પૂર્વખંડની ભાનુચંદ્રે અને ઉત્તરખંડની સિદ્ધચંદ્રે કરેલી ટીકામા મળે છે. એવી જ રીતે ભાનુચંદ્રકૃત અને સિદ્ધચંદ્રશોધિત "વસંતરાજ ટીકા"મા પણ આનો ઉલ્લેખ છે. સિદ્ધિચંદ્રે "ભક્તામર સ્તોત્ર'ની પોતાની ટીકાના આરંભમાં પોતાના પરિચયમા પણ આનો ઉલ્લેખ કર્યો છે.

૧૩. "આઈને અકબરી" લેખક–અબુલફઝલ, પુ ૧, પૃ. ૫૩૮, ૫૪૭.

૧૪. "જૈન ઐતિહાસિક રાસમાળા" ભાગ–૧, સંશોધક–મોહનલાલ દલીચંદ દેસાઈ, પ્રથમ આવૃત્તિ, પૃ. ૪૩

૧૫. "શ્રી આનંદઘન પદ સંગ્રહ" રચયિતા–આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી, પૃ ૧૨૫.

૧૬ "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" લેખક–મોહનલાલ દલીચંદ દેસાઈ, પૃ ૫૬૨.

૧૭. "મિરાતે અહમદી" ભાગ–૨, પૃ ૧૪૨.

૧૮. "શ્રીમદ્ યશોવિજયોપાધ્યાય વિરચિત ગૂર્જર સાહિત્ય સંગ્રહ" પ્રથમ વિભાગ. પ્રકાશક–શાહ બાવચંદ ગોપાલજી, પ્રથમ આવૃત્તિ, પૃ. ૨૧૨.

૧૯ "શ્રી આનંદઘનજીનાં પદો" ભાગ–૧, લેખક–મોતીચંદ કાપડિયા, પૃ. ૨૫.

૨૦. "ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો" લેખક–કૃષ્ણલાલ મો. ઝવેરી, પૃ. ૧૧૫.
૨૧. "શ્રી સમેતશિખર તીર્થનાં ઢાળિયાં" "શ્રી જૈન સત્યપ્રકાશ" પ્રેષક–શેઠ પનાલાલ ઉમાભાઈ, સંપાદક–પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરીજી, વર્ષ ૧૩, અંક–૬, તા. ૧૫–૩–'૪૮, પૃ. ૧૪૭ થી ૧૬૬.
૨૨ "जैन तत्त्वादर्श" (उत्तरार्ध) रचयिता–श्री आत्मारामजी महाराज, पृ ५८१.
૨૩ "જૈન ઐતિહાસિક રાસમાળા" ભાગ ૧ સંશોધક–મોહનલાલ દલીચંદ દેસાઈ, પૃ ૪૧
૨૪ એજન, પૃ ૩૭
૨૫. એજન, પૃ ૩૮.
૨૬ "શ્રી આનંદઘનજીના પદો" ભા ૧, લે મોતીચંદ કાપડિયા, પૃ ૬૮
૨૭ એજન, પૃ ૭૮.
૨૮ "જૈન કાવ્યદોહન" ભા ૧, શ્રી મનસુખલાલ રવજીભાઈ મહેતા. આવૃત્તિ ૧લી, પૃ ૧૫
૨૯. "શ્રી આનંદઘન પદ સંગ્રહ" રચયિતા–આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી, આવૃત્તિ ત્રીજી, પૃ ૧૨૪.
૩૦ 'राजस्थान एवं गुजरातके मध्यकालीन सन्त एव भक्त कवि ।। ले डॉ मदनकुमार जानी, पृ १९०
૩૧ "गुजरातके कवियोकी हिन्दी काव्य साहित्यको देन ।" डॉ नटवरलाल अम्बालाल व्यास, पथम संस्करण, पृ ३८.
૩૨ "શ્રી આનંદઘનજીના પદો" લે –શ્રી મોતીચંદ કાપડિયા, પૃ ૫૯.
૩૩. जैन मरमी आनंदघनका काव्य ।' ले आचार्य श्री क्षितिमोहन सेन 'वीणा' पत्रिका वर्ष १२, अंक १, नवम्बर सन १९३८ पृ ७,८.
૩૪ "જૈન ઐતિહાસિક રાસમાળા" સંશોધક મોહનલાલ દલીચંદ દેસાઈ, પૃ ૩૭.
૩૫. "જૈન કાવ્ય દોહન" ભા ૧, શ્રી મનસુખલાલ રવજીભાઈ મહેતા, પૃ ૧૩.
૩૬. "શ્રી આનંદઘન પદ સંગ્રહ" રચિયતા–આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી, પૃ. ૧૨૫.
૩૭ "શ્રી આનંદઘનજીના પદો" લે શ્રી મોતીચંદ કાપડિયા, પૃ ૨૩
૩૮ "आनन्दघन ग्रन्थावली" संपादक–महतावचंद खारैड, प्रासंगिक वक्तव्य, श्री अगरचन्दजी नाहटा पृ २१, २२
૩૯ "योगीराज आनंदघनजी संबंधी कुछ ज्ञातव्य बातें" ले श्री अगरचंदजी नाहटा 'जैन' १८ अक्तुबर,' ६९.

૪૦. जैन मरमी आनदघनका काव्य" ले आचार्य क्षितिमोहन सेन, 'वीणा' नवम्बर १९३८, पृ ८.
૪૧. "જૈન કાવ્યદોહન" ભા. ૧. લે શ્રી મનસુખલાલ રવજીભાઈ મહેતા, પ્રથમ આવૃત્તિ પૃ ૧૩.
૪૨. "આનદઘન" · લે. શ્રી ધનવત ઓઝા, પ્રથમ આવૃત્તિ. પૃ. ૨૨, ૨૩.
૪૩. "શ્રી આનંદઘન પદસગ્રહ" રચયિતા–શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી, ત્રીજી આવૃત્તિ, પૃ. ૧૩૧.
૪૪ એજન, પૃ ૧૩૧.
૪૫. "योगीराज आनदघनजी सबधी कुछ ज्ञातव्य बाते" पत्रिका 'जैन', १८ अक्तुबर १९६९
૪૬. 'जैन मरमी आनदघनका काव्य', 'वीणा' ले. आचार्य क्षितिमोहन सेन, नवम्बर १९३८, पृ. ८.
૪૭. "આનદઘન" લે શ્રી ધનવત ઓઝા, પ્રથમ આવૃત્તિ પૃ. ૧૦
૪૮. "जैन मरमी आनदघनका काव्य, ले. आचार्य क्षितिमोहन सेन, 'वीणा' नवेम्बर १९३८ पृ ७ से १३
૪૯. "आनदघन ग्रथावली"–सग्रह एव अर्थकार—उमरावचन्द जैन जरगड, सम्पादक–महतावचन्द खारैड पृ. २१७, २०९, २०६
૫૦. "શ્રી આનદઘનજીનાં પદો" ભા. ૧ લે શ્રી મોતીચંદ કાપડિયા
૫૧ "आनदघन ग्रथावली"–सग्रह एव अर्थकार · उमरावचद जैन जरगड, सम्पादक –महताव चद खारैड, पृ २४३
૫૨. "આનદઘન ચોવીસી" લે. પ્રભુદાસ બેચરદાસ પારેખ–પ્રથમ આવૃત્તિ, પૃ. ૨૪
૫૩. "આનદઘનનાં પદો" લે શ્રી મોતીચદ કાપડિયા. પૃ ૨૫–૨૬.
૫૪. "શ્રી આનદઘન પદ સગ્રહ" રચયિતા આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી, ત્રીજી આવૃત્તિ, પૃ. ૨૦૧.
૫૫ "શ્રી આનદઘનજીના પદો" ભાગ–૧, લે. શ્રી મોતીચદ કાપડિયા, પૃ ૩૬.
૫૬. "આનંદઘન ચોવીસી" લે પ્રભુદાસ બેચરદાસ પારેખ, પ્રથમ આવૃત્તિ, પૃ. ૧૯.
૫૭. "आनदघन ग्रथावली"–सपादक महतावचद खारैड, लेख प्रासगिक वक्तव्य, श्री अगरचदजी नाहटा। पृ ३१.

# ૨ પદો અને સ્તવનો

મેઘધનુષના મનભર રંગો જેવી નવનવોન્મેષશાલિની પ્રતિભા જુદી જુદી શબ્દલીલા સર્જતી હોય છે આત્માની મસ્તીમાં લીન બનેલા સાધકને પળેપળે વિરલ અને વિલક્ષણ અનુભૂતિઓ થતી રહે છે આ અનુભૂતિઓ જ્યારે શબ્દ-દેહે અવતરે છે, ત્યારે એનાં એટલાં બધા વિભિન્ન સ્વરૂપો હોય છે કે એ એક જ વ્યક્તિના અંતરનો આવિષ્કાર છે તેમ માનવાનું મન ન થાય કવિ આનંદઘનના સ્તવનો અને પદોની બાબતમા લગભગ આવુ જ બન્યુ છે સ્તવનમાં ગહન સિદ્ધાંત-બોધ, માર્મિક શાસ્ત્રદૃષ્ટિ અને ઘૂંટાઈ ઘૂંટાઈને આવતો યોગાનુભવ ધ્યાન ખેંચે છે, જ્યારે પદોમા ઊર્મિનો કવિત્વમય ઉછાળ, ભાવને લાડથી રમાડતી વાણી અને વીજળીની માફક અંતરમાથી પ્રગટેલી, ઉલ્લાસથી ગસેલી અનુભૂતિ મળે છે સ્તવનોમા આનંદઘન જૈનશાસ્ત્રની પરિભાષાના પરિવેશમાં ગહન યોગવાણી આલેખે છે જ્યારે પદોમા એ કહે છે—

"વેદ ન જાણું કતેબ ન જાણું, જાણું ન લક્ષણ છન્દા,
તરકવાદ વિવાદ ન જાણું, ન જાણું કવિ ફંદા. અ૦ ૨"

(આનંદઘન ગ્રંથાવલી, પદ-૧૦)

પદોની ભાવવાહી વાણીમાં ભક્તિ અને વૈરાગ્યના ઉલ્લાસની છોળો ઊછળે છે સ્તવનોમાં અનુભવી ભક્ત ને શાસ્ત્રજ્ઞની વાણી છે, તો પદોમા કવિની વાણી છે સ્તવનોમા વિચારગાંભીર્ય છે, તો પદોમા પરમતત્ત્વ સાથેના અનુસંધાનનુ ઊછળતુ આનંદસંવેદન છે સ્તવનની ભાષા જૈન પરિભાષાનો લેબાશ ધરાવે છે, તો પદોમાં પ્રેમલક્ષણા ભક્તિનો ઉદ્‌ગાર સંભળાય છે સ્તવનમા જૈનશાસ્ત્રની દૃષ્ટિએ આલેખાયેલા આત્મજ્ઞાનવિષયક વિચારો છે, જ્યારે પદોમાં શાસ્ત્ર કે સિદ્ધાંતના ચતુર્ળને ઘણુંખરુ દૂર રાખી હૃદયમાથી નીકળતા સહજ આનંદાનુભવના ઉદ્‌ગારો ઝિલાય છે

સ્તવનમાં ઠરેલ જ્ઞાનીની સ્વસ્થતા છે, તો પદમાં મરમી સંતના હૃદયની વેદના છે, જો કે ગહન અનુભૂતિનો સ્પર્શ તો બંનેમાં છે. રસિકતા અને ચોટદાર આલેખનની દૃષ્ટિએ આનંદઘનના પદો સ્તવનોના મુકાબલે ઊંચું સ્થાન ધરાવે છે. આનંદઘનના સ્તવનો જૈન પરંપરામાં ગૌરવભર્યા સ્થાને બિરાજે છે, તો આનંદઘનના પદો કબીર, નરસિંહ અને મીરાંના પદોની હારમાં બેસે તેવાં છે. આનંદઘનના સ્તવનો પર ગુજરાતી ભાષાનો ઢોળ ચડાવેલો દેખાય છે, જ્યારે પદોનું કાઠું અને છટા મુખ્યત્વે રાજસ્થાની ભાષાના દેખાય છે.

સ્તવનો અને પદોનાં વસ્તુ, ભાવ, વિચાર અને આલેખનની આ ભિન્નતાને કારણે સ્વાભાવિક રીતે જ પ્રશ્ન થાય કે આનંદઘનજીએ પહેલાં સ્તવનો રચ્યા હશે કે પદો? આ અંગે આચાર્ય શ્રીબુદ્ધિસાગરસૂરીશ્વરજી, મુનિ જિનવિજયજી અને શ્રી અગરચંદજી નાહટાનો મત એવો છે કે આનંદઘનજીએ પહેલાં સ્તવનો અને પછી પદો રચ્યાં હશે, જ્યારે શ્રી મોતીચંદ કાપડિયાને મતે પહેલાં પદો રચાયેલા અને પછી સ્તવનો.

આનંદઘનજીએ પહેલા સ્તવનો રચ્યા એવા પોતાના મંતવ્યના આધારરૂપે શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી કહે છે—"શ્રીમદ્‌ની રચેલી ચોવીશી અને પદો છે, તેમાં જે આદ્ય ઠરે તેના અનુમાને જન્મદેશના નિર્ણય ઉપર આવી શકાય. શ્રીમદે પહેલી ચોવીશી રચી એમ કેટલાક અનુમાનોથી સંભાવના કરી શકાય છે. તે સમયમાં ચાલતી એવી ગુજરાતી ભાષાના શબ્દોમાં તેમણે ચોવીશી રચેલી છે. તે સમયના ગુર્જરભાષાના સાક્ષરોએ જે ગુજરાતી ભાષાના શબ્દો વાપર્યા છે, તે શબ્દો, શ્રીમદ્‌ના હૃદયની સ્ફુરણા સાથે પરિણત થયા છે. અનુમાન પર આવીએ તો ગુર્જર દેશના હોવાથી તેમણે પહેલી ગુર્જર ભાષામાં ચોવીશી રચી અને પશ્ચાત્ હિન્દુસ્થાન, મારવાડ વગેરે દેશના લોકોના ઉપયોગાર્થે તેમનાથી વ્રજ ભાષામાં આત્મા અને સુમતિ વગેરે પાત્રના ઉદ્‌ગારોમય પદો બન્યા હોય, ગુર્જર દેશમાંથી મારવાડ અને મેવાડ તરફ તેમનો વિહાર થતાં તે તરફના વિદ્વાનોની પેઠે તેમણે હિંદુસ્થાની-મિશ્રિત ભાષામાં, પદોના ઉદ્‌ગારો કાઢ્યા હોય એવું અનુમાન કરી શકાય છે.[1] જો કે આ અનુમાન આનંદઘન ગુજરાતના વતની હતા એ અનુમાન પર આધારિત હોવાથી કેટલું વિશ્વાસપાત્ર ગણાય તે પ્રશ્ન છે.

મુનિશ્રી જિનવિજયજીએ એક પ્રત્યક્ષ મુલાકાતમાં આ અંગે કહ્યું હતું કે આનંદઘન બાવીસીમાં જૈન યતિની શરૂઆતની દૃષ્ટિ દેખાય છે. એમાં એમની ધર્મનિષ્ઠા પ્રગટ થાય છે, પરંતુ એ પછી એમની દૃષ્ટિ વ્યાપક બની તેનું પ્રતિબિંબ પદોમાં પડે છે.[૨] પદો અને સ્તવનોનુ વક્તવ્ય તપાસતાં આ મંતવ્ય સતર્ક લાગે છે, પરંતુ તેના સમર્થનમા કોઈ નક્કર પ્રમાણ મળતુ નથી.

શ્રી અગરચંદજી નાહટા પણ માને છે કે સ્તવનો એમના અધ્યાત્મ-અનુભવની પ્રાથમિક દશામાં રચાયેલાં અને પદો પક્વ વયે ઉત્તરકાળમા રચાયેલા પ્રતીત થાય છે. પદોમા તેઓ સાંપ્રદાયિકતાથી ઘણા ઉપર ગયેલા પ્રતીત થાય છે, જે સ્તવનોમાં નથી[૩]

આનંદઘન સગુણ ભક્તિમાંથી નિર્ગુણ ભક્તિ તરફ વળ્યા એમ દર્શાવવા માટે કેટલાક સ્તવનોને પહેલા અને પદોને પછી મૂકે છે હકીકતમાં આનંદઘનજીનાં પદોમા પણ ઋષભ જિનેશ્વર, અરિહંત અને જિનચરણે ચિત્ત લાવવાની વાત આવે છે. એમા પ્રભુપ્રીતિનો એક પ્રકારનો તલસાટ અનુભવાય છે, પરંતુ એવાં પદો રચવાની પરંપરા જૈન રચયિતાઓમા જોવા મળે છે. આથી સગુણ ભક્તિ-માંથી નિર્ગુણ ભક્તિનો ક્રમિક વિકાસ દર્શાવી શકાય એટલો સ્પષ્ટ ભેદ બે વચ્ચે બતાવી શકાય તેમ નથી તેથી તે મત ભાગ્યે જ સ્વીકાર્ય ઠરે તેમ છે.

શ્રી મોતીચંદ કાપડિયા માને છે કે આનંદઘનજીએ પહેલા પદો રચ્યા હતાં અને પછી સ્તવનોની રચના કરી હતી પોતાના આ અભિપ્રાયને તેઓ ત્રણ પ્રમાણોથી સમર્થિત કરે છે. સ્તવનોની ભાષા, સ્તવનોની વિચારપ્રૌઢિ અને અધૂરાં રહેલા સ્તવનોને તેઓ લક્ષમા લેવાનુ કહે છે તેમના માનવા પ્રમાણે આનંદ-ઘનજીની મૂળ ભાષા રાજસ્થાની હતી આથી એ ભાષામા પદોની રચના ભાષા દૃષ્ટિએ ઘણી વેધક બની છે, જ્યારે પાછળથી રચાયેલા સ્તવનોમાં ગુજરાતી ભાષાનો વધુ સ્પર્શ છે, પરંતુ પદો જેવુ ભાષાસામર્થ્ય તેમા જોવા મળતુ નથી[૪]

આનંદઘનજીના પદોમા કોઈ અનુક્રમ જોવા મળતો નથી દરેક પ્રતિમાં પદો જુદો જુદો ક્રમ ધરાવે છે શ્રી મોતીચંદ કાપડિયા પદોની ક્રમબદ્ધતાના અભાવને પણ એક પ્રમાણ તરીકે ટાંકે છે પરંતુ તે બહુ બંધબેસતુ નથી, કારણ કે આનંદઘનના હાથે લખાયેલી પદની કોઈ પ્રતિ હજી સુધી ઉપલબ્ધ થઈ નથી. આથી પછીના સમયમા જે રીતે જેને જેટલાં પદ કંઠે રહ્યા એટલાં લખ્યાં વળી પદસંગ્રહની વિવિધ હસ્તપ્રતોમાં તો અન્ય પદરચનાકારોની રચનાની સાથોસાથ

આનંદઘનની થોડીક રચનાઓ પણ જોવા મળે છે. આથી વિશેષ પ્રચલિત અથવા તો થોડાંક ચૂંટેલા પદો જ બીજા પદોની સાથે સામેલ કર્યાં હોય તેમ પણ બન્યું છે. વળી આ પદોમાં અન્ય કર્તાઓનાં પદો પણ આનંદઘનને નામે ચઢી જતાં એની કોઈ ક્રમબદ્ધતા રહી નહીં, પરંતુ પ્રત્યેક તીર્થંકરના નામોલ્લેખ સાથે રચાયેલા સ્તવનોમા આવી ક્રમબદ્ધતા જળવાઈ હોય તે સ્વાભાવિક છે

ભાષાદષ્ટિએ વિચારીએ તો આનંદઘનનો જન્મપ્રદેશ રાજસ્થાન છે. પોતાની માતૃભાષા પર સાહજિક રીતે જ વ્યક્તિ પ્રભુત્વ ધરાવતી હોય છે. જ્યારે અન્ય ભાષાસ્વરૂપમા પોતાની રચના કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે એની માતૃભાષા એમા ડોકિયા કર્યા વિના રહેતી નથી આનંદઘનના પદો રાજસ્થાની ભાષામા લખેલા છે, પણ એમના સ્તવનો ગુજરાતી ભાષાનો વિશેષ સ્પર્શ ધરાવે છે આ સ્તવનોની ભાષામા પાયારૂપ ભાષા તો રાજસ્થાની રહેલી છે એ તો લિંગવ્યત્યય, "ણ" કાર અને "ડ" કારનો ઉપયોગ તેમજ "ઓ" કારના પ્રયોગથી દેખાઈ આવે છે. આનંદઘને પોતાની માતૃભાષામા કાવ્યરચના કરવાનો પ્રારંભ કર્યો હોય અને એ રીતે પ્રથમ પદો રચાયા હોય એ સંભવિત છે એ પછી એમણે ગુજરાત –સૌરાષ્ટ્રમાં વિહાર કર્યો હોય, એને પરિણામે એમની ભાષામા ગુજરાતીનો પાસ બેઠો હોય તેમ અનુમાન થઈ શકે

સ્તવનો ઉત્તરાવસ્થામાં લખાયા એ માટે એક પ્રમાણરૂપે આપણે આનંદઘનના ચોવીસને બદલે બાવીસ સ્તવનો મળે છે એ હકીકત પણ ધ્યાનમા લઈ શકીએ સામાન્ય રીતે કોઈપણ સ્તવનકાર ચોવીસી પૂરી કરે જ. આનંદઘને પણ ચોવીસી પૂરી કરી હોત, પરંતુ એમનો દેહવિલય થતા એ અધૂરી રહી હોય એવુ પૂરું સંભવિત છે. આ રીતે એમનાં મોટા ભાગનાં પદો જીવનના પૂર્વકાળમાં રચાયેલા હોય અને સ્તવનો ઉત્તરકાળમા રચાયેલા હોય એમ માનવામાં બાધ આવતો નથી. પદો પૂરેપૂરા લખ્યાં તે પછી જ સ્તવનો રચ્યાં હશે એમ આત્યંતિક વિધાન પણ ન કરી શકાય ક્યારેક સ્તવનો લખતા વચ્ચે કોઈ અનુભૂતિનો ઉછાળ આવી જતા કોઈક નાનકડુ પદ પણ રચાઈ ગયુ હોય આનંદઘનની સ્તવનો અને પદોમા પ્રગટતી પ્રતિભાને સાવ નોખી પાડવી શક્ય નથી એમનાં પદોમાં પણ જિનભક્તિનો પ્રવાહ વહે છે અને એમનાં સ્તવનોમા પણ પદોનો ઊર્મિઉછાળ છે પ્રણયની પરિભાષા તો આપણે બાવીસમા શ્રી નેમિનાથ જિનસ્તવનમાં પણ જોઈ શકીએ છીએ. આ ઉપરથી આપણે એટલુ જ તારણ કાઢી શકીએ કે એમના મોટાભાગનાં પદો મુખ્યત્વે એમના પૂર્વજીવનમા અને સ્તવનો ઉત્તરકાળમા રચાયાં હશે

આનંદઘનજીનાં પદો "આનંદઘન બહોંતેરી" તરીકે જાણીતા છે. આ નામ પરથી એમ લાગે કે આનંદઘનજીએ ૭૨ પદ લખ્યાં હશે પરંતુ જેમ આનંદઘનજીએ બાવીસ સ્તવનો લખ્યાં છે, છતાં એ "આનંદઘન ચોવીસી" તરીકે ઓળખાય છે, એ જ રીતે "આનંદઘન બહોંતરી" નામ પણ પાછળથી આપવામાં આવ્યુ હોય એ બનવાજોગ છે. હસ્તપ્રતોમા મળતા પદો જુદી જુદી સંખ્યા ધરાવે છે, પરંતુ આ પદોમાં અન્ય કવિઓના પદો અને કોઈ અજ્ઞાત કવિએ આનંદઘનને નામે ચડાવી દીધેલા પદો પણ ઘણાં મળે છે. જેમ કે આનંદઘનજીના નામે અત્યંત જાણીતું બનેલુ "અબ હમ અમર ભયે ન મરેગે." એ પદ આગ્રાનિવાસી ઘાનતરાયનુ ગણાય છે. "ઘાનતવિલાસ"મા આ પદનો ક્રમાક ૮૮ છે એવી જ રીતે "તુમ જ્ઞાનવિભો ફૂલી વસંત" એ પદ પણ ઘાનતરાયનુ છે એમ માનવામાં આવે છે,[૫] પરતુ ઘાનતરાય આનદઘનજી પછી થયા છે. આથી જૂની હસ્તપ્રતો પરથી ચકાસણી ન થાય, ત્યાં સુધી આને પ્રમાણભૂત માની શકાય નહિ. એવી જ રીતે "અવધૂ વૈરાગ બેટા જાયા", અવધૂ સો જોગી ગુરુ મેરા" અને "તજ મન કુમતા કુટિલકો સગ" એ આનદઘનને નામે ઓળખાતા પદો ક્રમશ બનારસીદાસ[૬], કબીર[૭] અને સૂરદાસના[૮] છે આ સિવાય જૈન કવિ ભૂધરદાસ[૯], ભક્ત કવિ આનંદઘન[૧૦] તેમજ "પકજ"[૧૧], "દેવેન્દ્ર"[૧૨] અને "સુખાનદ"[૧૩] નામના કવિઓની કૃતિ આનદઘનને નામે ચડેલ્ા મળે છે. એક પદમા આનદઘન કહે છે—

"'આનદઘન' પ્્રભુ તુમ્હારે મિલનકુ જાય કરવત લ્યૂ કાશી"
("આનદઘન ગ્રન્થાવલી", પદ–૯૯)

જૈન કવિ આનદઘન કદીય કાશી જઈને કરવત મુકાવવાની કલ્પના ન કરે. એટલે એ પંક્તિવાળુ આખુ પદ જ પ્રક્ષેપરૂપ હશે. એ જ રીતે એક પદની અંતિમ પંક્તિ આ પ્રકારે છે—

"'આનદઘન' કહે સુનો ભાઈ સાધુ, તો જ્યોતિ મે જ્યોતિ મિલાઈ".
("આનન્દઘન ગ્રંથાવલી", પદ–૧૦૧)

આ પદ કબીરનું છે, એ એની છેલ્લી પંક્તિ જ કહી આપે છે. "કબીર ગ્રન્થાવલી"મા પૃ ૧૬૬ પર ૩૨૧મા પદરૂપે આ પદ સગ્રહેલુ છે. આનદઘનનાં કેટલાંક પદ સાવ અસબદ્ધ મળે છે, તો કેટલાંક વ્રજભાષામાં લખાયેલાં છે. આનદઘનની રચનાઓ રાજસ્થાનમાં મળે છે, આથી વ્રજભાષાનાં પદો કોઈ

અન્ય કવિના હશે એમ સહેજે અનુમાન કરી શકાય. કેટલાક પદને અ તે કોઈ કવિનુ નામ મળતુ નથી, એ પદો પણ આનદઘનને નામે મુકાયાં છે, જ્યારે કોઈક પદમા બે પક્તિ એક કવિની, બીજી બે બીજા કવિની અને ત્રીજી બે આનદઘનના કોઈ પદની એમ રચના કરેલી જોવા મળે છે. આનદઘનને નામે આવાં લગભગ ૧૨૧ પદો મળે છે. આમાં કયુ પદ કોનુ છે તેને માટે પ્રાચીન હસ્તપ્રતોનુ સંશોધન કરીને નક્કી કરવાનુ કાર્ય થયુ નથી એ ખેદ ઉપજાવે તેવી બીના છે "આનદઘન ગ્રન્થાવલી"માં શ્રી ઉમરાવચદ જરગડ અને મહતાબચદ ખારૈડે આવાં પદો જુદા તારવવા પ્રયાસ કર્યો છે. એમણે આનદઘનના હોય તેવાં તોતેર પદ જુદાં તારવ્યા છે, જો કે પ્રાચીન હસ્તપ્રતોને આધારે એનું સશોધન કરવાનું કામ તેઓએ કર્યું નથી.

આમ, બીજા મધ્યકાલીન કવિઓની માફક આનદઘનના પદોમા પણ અન્ય કવિઓની રચનાઓનુ મિશ્રણ થયેલું છે. ખરુ જોતા એ જમાનાના બધા જ લોકપ્રિય કવિઓની કૃતિઓનુ આમ બન્યુ છે. સ્તવનોમાં એમ બનવા પામ્યુ નથી સ્તવનોને મુકાબલે પદોમા કવિત્વશક્તિ, રસિકતા અને દૃષ્ટિની વ્યાપકતા જોવા મળે છે.

## પાદટીપ

૧ "શ્રી આનદઘન પદસગ્રહ" રચયિતા–શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી, પૃ ૧૨૨.

૨ મુનિશ્રી જિનવિજયજીની તા.૧૫–૯–'૬૮ના રોજ લીધેલી પ્રત્યક્ષ મુલાકાતના આધારે

૩ "महान सत आनदघन और उनकी रचनाओ पर विचार" लेखक–श्री अगरचदजी नाहटा

૪ "શ્રી આનદઘનજીના પદો" લેખક–શ્રી મોતીચદ કાપડિયા, પૃ. ૬૦–૬૧.

૫ "મહાવીર જૈન વિદ્યાલય રજતસ્મારકગ્રથ" લેખ "અધ્યાત્મી શ્રી આનદઘન અને શ્રી યશોવિજય" લેખક–મોહનલાલ દલીચદ દેસાઈ, પૃ ૨૦૬

૬ "आनन्दघन ग्रथावली" संपादक–उमरावचद जरगड, महतावचद खारैड, पृ २२७.

૭ એજન, પૃ ૨૨૯ ૮ એજન, પૃ ૨૩૫, ૨૩૬. ૯. એજન, પૃ. ૨૩૩ ૧૦. એજન, પૃ ૨૨૨ ૧૧ એજન, પૃ ૨૨૧.

૧૨ એજન, પૃ. ૨૩૧ ૧૩. એજન, પૃ ૨૩૨

# ૩ આનંદઘનની અપ્રગટ રચનાઓ

આનંદઘનની રચનાઓમાં એમની "આનંદઘન બાવીસી" અને "આનંદઘન બહોતેરી" બે પ્રસિદ્ધ રચનાઓ છે આથી એવો ખ્યાલ પ્રવર્તે છે કે યોગી શ્રી આનંદઘને માત્ર આ બે જ કૃતિઓની રચના કરી છે. પરંતુ જુદા જુદા ભંડારોની હસ્તપ્રતોનું સંશોધન કરતા શ્રી આનંદઘનજીની કેટલીક અપ્રગટ રચનાઓ પ્રાપ્ત થઈ છે. આમાંની કેટલીક રચનાઓ આનંદઘનની છે, જ્યારે કેટલીક અન્ય કર્તાએ આનંદઘનને નામે ચડાવી દીધી હોય તેવી લાગે છે આનંદઘનજીના સ્તવનો અને પદોમાથી એમના વ્યક્તિત્વની જે છાપ ઊપસી આવે છે, એ પરથી એમના કર્તૃત્વનો નિશ્ચય થઈ શકે તેમ છે આનંદઘનના સ્તવનો અને પદોમા ભાવની ગંભીરતા અને ભાષાની સુશ્લિષ્ટતા જોવા મળે છે. એ ધોરણે જોઈએ તો અહી મળતુ "નાની વહુનુ અને મોટી વહુનુ પદ" એમનુ રચેલુ નથી એમ નિસંકોચપણે કહી શકાય

હસ્તપ્રતોમાથી સંશોધન કરીને અહી આપેલા "ઋષભ જિનનુ પદ", "આદિજિન સ્તવન", "પાર્શ્વજિનનુ પદ" અને "શ્રી પાર્શ્વ પ્રભુનુ પદ" એ આનંદઘનજીની રચના લાગે છે, જ્યારે "હોરી સ્તવન"મા જૈન પરિભાષાનો ઉપયોગ આનંદઘનજીનુ કર્તૃત્વ સૂચવે છે' "અંકુલિની શિક્ષા ગર્ભિત સજ્ઝાય", "નાની વહુનુ અને મોટી વહુનુ પદ", "પ્રભાતી સ્તવન" જેવી રચનાઓ શંકાસ્પદ લાગે છે અને એની એ સ્થળે ચર્ચા પણ કરી છે

આ સિવાય કેટલીક અન્ય પ્રગટ રચનાઓ પણ મળે છે, જે ક્યાંક જ પ્રસિદ્ધ થઈ છે. એમાં "આત્મોપદેશ સજ્ઝાય", "શ્રી મહાવીર જિન સ્તવન"

અને "ચોવીસે તીર્થંકરનુ સ્તવન"નો સમાવેશ થાય છે. આનંદઘનની અપ્રગટ રચનાઓ જોઈએ.

## (૧) શ્રી ઋષભ જિનનું પદ

અધ્યાત્મ યોગી શ્રી આનંદઘનજીએ "શ્રી ઋષભજિન સ્તવન" લખ્યું છે. પણ તેમાં તીર્થંકરના જીવન કે એની અનુપમ શોભાનાં ગુણગાન કરવાને બદલે એમણે અધ્યાત્મ રસ વહેવડાવ્યો છે, જ્યારે અહીં આલેખાયેલા પદમાં ઋષભદેવના અંગની અનુપમ શોભા વર્ણવવામાં આવી છે આનંદઘનજીનાં પદોમા પણ ક્યાંય આ પદનો ઉલ્લેખ મળતો નથી આ પદ શ્રી પુણ્યવિજયજી આદિ સંગ્રહમાની ૧૩૪૮૨ ક્રમાંક ધરાવતી પ્રતિના પત્ર ૩ B અને ૪ A પર મળે છે ૪ ગાથા ધરાવતા આ પદની ભાષા જૂની ગુજરાતી છે આ પ્રતની સ્થિતિ શ્રેષ્ઠ છે. તેનો લેખન સંવત અનુમાને વિક્રમનુ ૨૦મુ શતક લાગે છે. પદ આ પ્રમાણે છે—

(વસંત)

બાવા રીષભ બેઠો અલબેલો,
ડારું ગુલાલ મુંઠી ભરકે. બા૦
ચોવા ચોવા ચંદન ઓર અરગજા,
કેસરકી મટકી ભરકે બા૦ ૧
મસ્તક મુગટ કાને દોય કુંડલ,
ફૂલનકા ગજરા સિરપે. બા૦ ૨
બાંહે બાજૂબંધ સોહે બહોરખા
અંગી બની હીરા ઝલકે બા૦ ૩
આનંદઘનકે નાથ નિરંજન,
તારલીજ્યો અપનો કરકે બા૦ ૪
ઇતિ પદમ્



## શ્રી પાર્શ્વ જિનનું પદ

મલ્હાર રાગ ધરાવતા આ પદમા શ્રી પાર્શ્વનાથ જિનેશ્વર પ્રત્યેની ભક્તિનો તલસાટ વ્યક્ત થાય છે. મનને એ પ્રભુચરણમાં ચિત્ત લગાડવાનુ કહે છે અને અંતે એ ભક્તહૃદય પ્રભુને કહે છે—"તમ હો સાયબ મેરા"

આ પદ શ્રી પુણ્યવિજયજી આદિ સંગ્રહની ૧૩૪૮૨ ક્રમાક ધરાવતી પ્રતિના પત્ર નં. ૩ પર મળે છે. ૩ ગાથા ધરાવતા આ પદની ભાષામાં ગુજરાતી અને રાજસ્થાનીનું મિશ્રણ જોવા મળે છે આ પ્રતિનો લેખસંવત વિક્રમનો ૨૦મો સૈકો છે. એની સ્થિતિ શ્રેષ્ઠ છે, અને એ પદ આ પ્રમાણે છે—

(મલ્હાર)

તું લગ જા રે મનવા મેરા,
પ્રભુ ચરણુકા મેં ચોરી.
વિષયાકી સંગત હોય મત ડોલો,
ઇણુસું હોય ભટ ભેલા. તું. ૧
ભવ ભવમેં કછુ ચેન ન પાયો,
ભવ જલ હૈ ઠઠનેરા હો૦ ૨
**આનંદઘન** કહે પાસ જિનેસર,
તમ હો સાયબ મેરા. તું૦ ૩ ઇતિ પદમ્



## (૩) શ્રી પાર્શ્વ પ્રભુ પદ

શ્રી પાર્શ્વપ્રભુ વિશે લખાયેલા આ પદમાં વર્ષાઋતુનુ વર્ણન મળે છે અને એમાંથી કવિની પ્રભુભક્તિના સૂર પ્રગટે છે પ્રથમ બે ગાથામાં કવિએ પ્રકૃતિદર્શન આપ્યુ છે અને એ પછી ત્રીજી ગાથામા એ પ્રકૃતિદર્શનનું પ્રભુભક્તિમાં રૂપાંતર થાય છે. આ સમગ્રે ભાવવળાક સાધતા સોનેટનુ આધુનિક સ્વરૂપ યાદ આવે છે. આનદઘનજીના પદોમાં આ પદ ક્યાંય મળતુ નથી શ્રી પુણ્યવિજયજી આદિ સગ્રહની ૧૩૪૮૨ ક્રમાંક ધરાવતી પ્રતિના પત્ર ૧B પર આ પદ મળે છે. એની લેખનસવત વિક્રમનુ ૨૦મુ શતક લાગે છે શ્રેષ્ઠ સ્થિતિ ધરાવતી આ પ્રતિમાં જૂની ગુજરાતીનું ભાષાસ્વરૂપ ધરાવતુ પદ આ પ્રમાણે છે—

ઘોર ઘટા કરી આયો રી જલધર ઘોર૦
વિચ વિચ ચમકત વિજ દુરાંની,
અધીક અંધેર મચાયો રી જ૦ ૧

ચિહું દિસ ઘૂંમ રહે દલ વાદલ,
ગરજ ગરજ ઉલરી આયો.
મુસલધાર પરત ધરની પર,
હઠ કરી કમઠ હરાયો રી જ૦ ૨
ઉનવાહી કો ભય દૂર કીનો,
ભવજલ સિદ્ધ ચઢાયો
**આનંદઘન** પ્રભુ પાસ જિણેસર,
પરમાનંદ પદ પાયો રી. જ ઘોર૦ ૩

ઇતિ પદમ્



## (૪) હોરી સ્તવન

આનંદઘનનુ રચેલુ એક હોરી સ્તવન પ્રાપ્ત થાય છે આ સ્તવનો એ હોરી રાગમા ગવાતા હોવાથી એને હોરી સ્તવન કહેવામા આવે છે. આ સ્તવનમા "ઉપશમ", "સજમ" અને "કરમ" જેવા શબ્દો એનો રચયિતા જૈન કવિ હોવાની ગવાહી પૂરે છે લા. દ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરમા પુણ્યવિજયજી આદિ સંગ્રહમાથી આ સ્તવન મળી આવ્યુ છે ૨૦૬૭૯નો ક્રમાક ધરાવતી આ પ્રતિમા એક જ પત્ર છે અને એમા એક જ બાજુએ આ હોરી સ્તવન લખેલું છે. શ્રેષ્ઠ સ્થિતિ ધરાવતી આ પ્રતિ વિક્રમના ૨૦મા શતકમાં લખાયેલી છે તેમા અનુસ્વારના ચિહ્નની અતંત્રતા ધ્યાન ખેચે છે એ હોરી સ્તવન આ પ્રમાણે છે—

(હોરી)

યા સરુપ ઉજલ રંગ હોરી,
ખેલેં નીજ ગુણ લોગી. ટેક૦
અનાદિ કાલકી કુમીથા વાસના,
દુરકર સુમતિ જગાઈ
કખાય કાલી રજ મુલિ ન જેયકે,
ઉપશમ જલસેં ધોઈ. ૧. યા૦

સરુપ ઉજ્જલ વસ્ર,
ચાતી સુદર પે'ર,
ગુણ આભુસન ગુણ ભારી,
આએ ઉદાસી ભાવ વારીમેં,
સુમતા સખી સંગ લાએ. ૨. ચા૦
તપજપ કીરીયા રંગ અતિસુંદર,
છીટકે સંજમ ગોરી.
નિજ અવગુણ સોધે સોગારી,
સૂબુધ જન લાગત પ્યારી. ૩ ચા૦
કરમ કાષ્ટકી હોરી રચાઈ,
ધ્યાન અગન પર જાલી.
ઉરાવત કરમ રજ આતિભારી,
નિજ સ્વરૂપ ગુણધારી. ૪. ચા૦
રત્ન ત્રીરંગ નિજ થલમે સમાઈ
સવી દુવીધા ગમાઈ.
**આનંદઘન** નિજ મદિર આઈ,
જિત નીસાન બજાઈ ૫ ।।



## (૫) અધ્યાત્મ ગીત

આનદઘનનાં પદોમાં કે એમની કૃતિઓમાં કયાંય ન મળતુ એવુ એક અધ્યાત્મ ગીત લા. દ. ભારતીય સસ્કૃતિ વિદ્યામદિરના શ્રી પુણ્યવિજયજી આદિના સગ્રહમાથી પ્રાપ્ત થયુ છે. પ્રભુપ્રીતિનો તલસાટ વ્યક્ત કરતું આ ગીત મીરાના તલસાટની યાદ આપે છે. શ્રી પુણ્યવિજયજી આદિના સગ્રહની આ હસ્તલિખિત પ્રતનો ક્રમાંક ૧૩૮૯૩ છે આ હસ્તલિખિત પ્રતમાં આનદઘનજીનાં પદો અને આનદઘનજીના બે સ્તવનોની વચ્ચે આ અધ્યાત્મ ગીત મળે છે. આથી આ કૃતિ આનંદઘનની લાગે છે. વળી, આનદઘનનો નામોલ્લેખ પણ છે. ચાર ગાથા ધરાવતું આ અધ્યાત્મ ગીત પ્રતિના પૃષ્ઠ ૪ A પર મળે છે. પ્રતિનો લેખન સવત ૧૮૭૨ ફાગણ વદ ૧૦ છે અને લિપિકાર પ. દયાવિજયગણિ અને લેખસ્થળ કડી છે.

પ્રતિની સ્થિતિ શ્રેષ્ઠ છે અને અનુસ્વારનો વધુ પડતો ઉપયોગ ધ્યાન ખેંચે છે. એ અધ્યાત્મ ગીત આ પ્રમાણે છે—

કોટ કલપના રે કરમ માહરા દૂર થયા, કોટ૦
પીઉ માહરા પીઉ માહરા પ્રીતે પધાર્યા,
મુઝ પર કીધી મહેર.
લાલચ હતી મુનેં લાલ મલ્યાની,
થઈ છે લીલાલહેંર
અખંડ બિરાજ્યો રે હવેં, જુગ દેશીયાં, કોટ૦ ૧.
પલક ન છોડું પ્રીતમ તુંમનેં,
રાખું રીદયા માંહે.
સ્યું કરસ્યેં સોકડલી ધૂતી,
બુધીઈ બલ નવિ થાય.
સચિયરમા મેણાં રે તુમ સાટેં સબલ સહ્યા. કોટ૦ ૨.
ઊઠતા બેસતા હસતા રમતા,
દિન દિન અધિક સનેહ.
ત્રીવિધેં તાપ સમ્યા તન માહેથી,
અમૃતના વરસ્યા મેહ.
હવેં નવિ જઈ ઈ રે વહેં તેં પુર વહ્યા, કોટ૦ ૩.
જીહાં જોઊં તીહા તુઝ નીખુ દુજે
ઓર ન દેખું કોય.
**આનંદઘન** રસબસ થયા,
આવાગમન નવી હોય.
અંતર ભાગોરે સુખ ન કહેંવાયેં કહ્યાં. કોટ૦ ૪.



## (૬) શ્રી આદિજિન સ્તવન

"આનંદઘન બાવીસી"માં અધ્યાત્મયોગી શ્રીઆનંદઘનજીએ લખેલાં બાવીસ સ્તવનો મળે છે, પરંતુ એ સિવાય પણ અન્ય સ્તવનો પ્રાપ્ત થયા છે.

શ્રી પુણ્યવિજયજીના સંગ્રહની ક્રમાંક ૬૭૬૯ની પ્રતિમા પત્ર–૨ પર આનંદઘનજી રચિત શ્રી આદિજિન સ્તવન મળે છે. આ પદ "આનંદઘન ગ્રંથાવલી"માં થોડા ભાષાભેદ સહિત મળે છે. સાત ગાથા ધરાવતું આ સ્તવન શ્રી આદિનાથ ભગવાનની મનોહર શોભાને આલેખે છે અને એમાં હૈયામાં ઊછળતી ભક્તિભાવનાનો અનુભવ થાય છે. પ્રતિની સ્થિતિ શ્રેષ્ઠ છે અને તેનું લેખન વર્ષ વિ. સં. ૧૮૯૫ની ફાગણ વદ ૧૩ છે તેમજ લિપિકારનું નામ પં. નગવિજય છે. આ સ્તવન નીચે પ્રમાણે છે—

ચ્યારું જી મંગલ ચ્યાર<br>
આજ મારૈ ચ્યારુ જી મંગલ ચ્યાર. ટેક

દેખ્યો મૈ દરસ સરસ જિનજીકો<br>
સોભા સૂંદર સાર આ૦ ૧.

છિન છિન મન મોહન વસીયો<br>
ઘસ કેશર ઘનસાર. આ૦ ૨.

વિવિધ ભાતકે પુષ્પ મંગાવો<br>
સફલ કરો અવતાર. આ૦ ૩.

ધૂપ ઉખેવો કરો આરતી<br>
મુખ બોલો જયકાર આ૦ ૪.

સમવસરણ આદિસર સોહૈ<br>
ચોમુખ પ્રતિમા ચ્યાર આ૦ ૫.

હીયૈ ધર ભાવના ભાવો<br>
એ પ્રભુ તારણહાર આ૦ ૬.

સકલ સંઘ સેવક જિનજીકો<br>
**આનંદઘન** ઉપગાર આ૦ ૭.

## (૭) સકુલિની શિક્ષા ગર્ભિત સજ્ઝાય

શ્રી આનંદઘનના સ્તવનો અને પદો લોકકંઠે ઠેરઠેર ગૂંજતા હતા. એની વ્યાપક લોકચાહનાને કારણે નરસિંહ, મીરાં કે કબીરની માફક આનંદઘનને નામે ચડેલાં સ્તવન મળી આવે છે કાવ્યને અંતે "આનંદઘન ભણે રે" એમ કહીને એ સ્તવન આનંદઘનજીનું હોય તેમ બતાવવા પ્રયત્ન થતો હશે અથવા તો ઊગતો કવિ આ રીતે પોતાના કાવ્યને બીજાને નામે ચડાવી પણ દેતો હોય. કેટલેક સ્થળે આનંદઘનના પદ તરીકે આનો ઉલ્લેખ જોવા મળે છે અમદાવાદના લા દ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના સંગ્રહની કુલ પાંચ પત્ર ધરાવતી ક્રમાંક ૧૬૫૧૫ની પ્રતિમાં જુદા જુદા સ્તવનો અને સજ્ઝાય મળે છે. આમાં પત્ર ૩B પર આનંદઘનજીએ લખેલી કહેવાતી પાંચ ગાથાવાળી સજ્ઝાય પ્રાપ્ત થાય છે આ પ્રતિનું માપ ૨૬.૫×૧૨.૫ સે મી છે અને તે વિક્રમના વીસમા શતકમાં લખાયેલી લાગે છે આનંદઘનને નામે આપવામાં આવેલી સજ્ઝાય આ પ્રમાણે છે—

સરસતિ સામની કરો રે પસાય
હૂ ગુણ ગાઉં રુડાં કુલવહૂજી
પરણી ચાલ્યો પરદેશ
ઘરે રહી ર[રુ]ડું સીયલ પાલજ્યો જી૦ ૧.
હીરુ વીરુ સાસરીઇ રે જાય
નાનીનેં ધન કુંવરબાઈ રમેં ઢંગલે જી
નૃપ તપર પર પત્ત નીસાલે રે જાય
નાનાનેં પરજાપત પોઢયા પાલણેં જી૦ ૨.
બારે રે વરસે આવ્યો રે કાંન
છોકરડાનેં બોલે રુડા ટાચકડા ન લાવીઓજી
હું તૂઝ પૂછુ નારી સકુલીણી નાર
પીયુ પાંખે છોકરડા કીમ આવીયા જી૦ ૩.
સૂર્યદેવે કર્યો રે પસાય
ગોત્રજ ગોત્ર વધાવીયા જી
એતલેં ઉઠી લાગ્યો રે પાય
ધન પનોતી ધન કુલવહુ જી૦ ૪.

આનંદઘન ભણે રે સઝાય
ભણતાં સિવસુખ સંપજે જી
તેહનો અનુભવ લેહસે જે
તે સવિ સંપદા પાંમસે જી. ૫.

ઇતિ શ્રી સકુલિની સીક્ષા ગર્ભિત સ્વાધ્યાય સંપૂર્ણ: ॥

આ સજ્ઝાયમા આલેખાયેલા ભાવ તદ્દન સામાન્ય છે અને એક સાવ સામાન્ય કોટિના ઉપદેશગીત કરતા આમાં કોઈ બીજી વિશેષતા જોવા મળતી નથી. ઠરડાતી આવતી અભિવ્યક્તિ અને એનુ તદ્દન સામાન્ય આલેખન જ આ સજ્ઝાય શ્રી આનદઘનજીની નથી એમ સાબિત કરી બતાવે છે. યોગ અને તત્ત્વજ્ઞાનના ગહન પ્રદેશો પર વિચરનાર યોગી આનદજીની આ કૃતિ નથી, તે તો પેહેલી જ નજરે પારખી શકાય તેવુ છે



## (૮) નાની વહુનું પદ અને મોટી વહુનું પદ

આનદઘનના સ્તવનો અને પદોમા ધર્મ, યોગ અને અધ્યાત્મની ગરિમા જોવા મળે છે. સસારના મોહ, માયા કે વ્યવહારો એમને સ્પર્શ્યા જ નથી, પરંતુ એમની લોકપ્રિયતાને કારણે હોય અથવા તો કોઈ કવિની પોતાનું નામ ગુપ્ત રાખવાની એષણાને કારણે હોય, ગમે તે હોય પણ આનંદઘનજીના નામે એમણે કદી ન સર્જ્યા હોય તેવા નાની અને મોટી વહુના બે પદ મળે છે. અહીં એ પદ શ્રી પુણ્યવિજયજી આદિના સંગ્રહના ૧૨૩૮૦નો ક્રમાક ધરાવતા ગુટકાના ૧૭ મા પત્ર પરથી લેવામાં આવ્યા છે. આ ગુટકામાં કુલ ૨૮૧ પાનાં છે અને આખોય ગુટકો એક જ વ્યક્તિના હાથે બે વર્ષના ગાળામાં લખાયો છે. આ ગુટકાના લિપિકાર છે સા. લલૂ જેઠાભાઈ અને લેખસવત છે વિ. સ. ૧૯૩૩ની વૈશાખ વદ ૮. ગુટકાની સ્થિતિ શ્રેષ્ઠ છે. અહી એ ગુટકામાંથી ૭ પદનું નાની વહુનુ ગીત અને પાચ પદનું મોટી વહુનુ ગીત આપવામાં આવ્યુ છે.

નાંની વહુને પર ઘેર રમવાનો ઢાલ નાં૦
પર ઘેર રમતાં થઈ
જૂઠા બોલી દેસે ધણીને આલ નાં૦

હલવે ચાલા કરતિ હેડે
લોક કહે છીનાલ નાં૦
ઓલંબા જણુ જણુના લાવે
હેડે ઉપાસે સાલ નાં૦
બાઈ રે પાડોસણ જૂવો
લગા રે ફોગટ ખાસે ગાલ નાં૦
**આનંદઘન** પ્રભુ રંગ રમતાં
ગોરી કાને ઝબુકે ઝાલ નાં૦ (સંપૂર્ણ)

પદ ૨

મોટી વહુએ મન ગમતું કીધું મો૦
પેટમાં પેસી મસ્તક રહેસી
વહેરી સાહી સ્વામીજીને દીધુ મો૦ ૧
ખોલે બેસી મીઠુ રે બોલે
અનુભવ અમૃતજલ પીધું. મો૦ ૨
છાંની છાંની છરકડાં કરતી
છરતિ આંખે મનડું પીધુ. મો૦ ૩
લોકાલોક પ્રકાસવા
છેયો જણુતાં કારજ સીધુ મો૦ ૪
અંગોઅંગ અનુભવ રમતાં
**આનંદઘન** પદ લીધુ મો૦ ૫ (સંપૂર્ણ)



## (૯) પ્રભાતી સ્તવન

લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરની શ્રી પુણ્યવિજયજીનો સંગ્રહ ક્રમાંક: ૭૬૮૮ની પ્રતમાં આનંદઘનરચિત પ્રભાતી સ્તવન મળે છે આ પ્રતમાં કુલ આઠ પત્ર છે અને વિક્રમના વીસમા શતકમાં આ પ્રત લખાયેલી છે. આમાં પ્રારંભે શ્રી ઉત્તમવિજયજીની અષ્ટપ્રકારી પૂજા, એ પછી પદ્મવિજયજીની નવ્વાણું પ્રકારી પૂજા,

ત્યાર બાદ પાંચ કડીવાળું નવ્વાણુ યાત્રાનું કાવ્ય આપવામાં આવ્યું છે. છેલ્લે આઠમા પત્ર પર આનંદઘનજીનું રચેલુ કહેવાતુ પ્રભાતી સ્તવન મળે છે.

આ કૃતિ લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના પુણ્યવિજયજીના સંગ્રહના મળે છે, જ્યારે ઈ. સ. ૧૯૩૬મા પ્રગટ થયેલી "સજ્ઝાયમાળા" (પ્રકાશક–પં. મફતલાલ ઝવેરચંદ, અમદાવાદ)માં પણ થોડા ભાષાભેદ સાથે આ સ્તવન મળે છે. શ્રી મહતાબચંદ ખારૈડ દ્વારા સંપાદિત "આનંદઘન ગ્રન્થાવલી" (હિન્દી) માં આનંદઘનજીના ૮૧મા પદ તરીકે આ સ્તવન આપવામાં આવ્યું છે. પરંતુ એમાં અહીં હસ્તપ્રતમાથી આપેલા "પ્રભાતી સ્તવન"ની કેટલીક પંક્તિઓ મળતી નથી. આ "પ્રભાતી સ્તવન"ને અંતે શ્રી આનંદઘનજીનું નામ હોવા છતાં તે કોઈ અન્ય રચયિતાનુ લાગે છે. આમાં આલેખાયેલા ભાવ તદ્દન સામાન્ય છે અને સામાન્ય ભાવોને આલેખતી ભાષા પણ એટલી જ સામાન્ય કક્ષાની છે. આ પ્રભાતી સ્તવન શ્રી પુણ્યવિજયજીના સંગ્રહની પ્રતમા આ પ્રમાણે મળે છે:

જિન ચરણે ચિત લાવો મનાજી
પ્રભુ ચરણે ચિત લાવો
ઉદર ભરણકે કારણે રે
ગઉવાં વનમે જા[ય]
ઘાસ ચરે પાણી પીયે
ઉવાકી સુરત વાછરુવા માય રે
એસે જિન ચરણે ચિત લાવો० ૧
સાત પાંચ સહેલીયા રે
હલમિલ પાણીડે જાય
વાત કરે તાલી દીયે
ઉવાકી સૂરત ઘડોલા માંય રે. એસે જિણ० ૨
પ્રભૂ પ્રભૂ વાંસઉ પર્વાદા ચડૈ રે
અનોપમ ખ્યાલ વણાય
સહું પ્રકારે રીંઝવે
ઉવાકી સૂરત વાંસઈયા માય રે.
એસે જિણ ચરણે ચિત્ત લાવો. પ્રભુ० ૩

ઠગ ઠગવાંકે કારણે રે
દુર દેસંતર જાય
અનોપમ વાત ઘણાય
મુખ મીઠી વાતા કરે
ઉવાકી સૂ[રે]ત લાલચીયા માથ રે. એસે પ્ર૦ ૪
સ્વરણકાર એસો ઘડે રે
અનોપમ ઘાય બણાય
મુખ મીઠી વાતા કરે
ઉવાકી સૂરત કંચનીયા મા[ય] રે. એસે પ્ર૦ ૫
પ્રભુ જિનના ગુણ ગવાતા રે
લહીયે ભવનો પાર.
આનંદઘન ઇસ ઉચરે ભાઈ
ઐસી વિધ સમરો નામ રે૦ ૬
એસે જિન ચરણે ચિત લ્યાવો મનાજી.
પ્રભૂ ચરણે ચિત લાવો
ઇતિ પ્રભાતી સ્તવન સંપૂરણ ॥



## (૧૦) શ્રી મહાવીર જિન સ્તવન

"શ્રી જિન ગુણ સ્તવન સ્તુતિ સજ્ઝાયાદિ સંગ્રહ" નામના પુસ્તકમાં શ્રી આનંદઘન, શ્રી યશોવિજયજી અને શ્રી દેવચંદ્રજી વગેરેની ચોવીશી, પર્વતિથિનાં ચૈત્યવંદનો, સ્તુતિઓ અને સજ્ઝાયોનો સંગ્રહ આપવામાં આવ્યો છે. આમાં પૃષ્ઠ ૧૩૨ થી ૧૮૪ સુધી આનંદઘનજીનાં ચોવીસ સ્તવનો આપ્યાં છે, પણ એની સાથે પૃ ૪૧૮ પર શ્રી આનંદઘનજીકૃત એક જુદું જ "શ્રી મહાવીર જિન સ્તવન" મળે છે. આ કૃતિને "શ્રી આનંદઘનજી કૃત ૨૪ શ્રી મહાવીર જિન સ્તવન" એવું શીર્ષક આપ્યું છે આ પુસ્તકમા સંગ્રાહક તરીકે "શ્રીમદ્ રાજચંદ્ર નિજાભ્યાસ મંડપ, ખંભાત, વડવા" અને એને "છપાવી પ્રસિદ્ધ કરનાર તરીકે શા મણિલાલ ઉગરચંદ"નું નામ આપવામા આવ્યું છે. એની પ્રથમ આવૃત્તિ ઈ. સ. ૧૯૩૪માં પ્રગટ થઈ.

આ શ્રી મહાવીર સ્તવનમાં જૈન ધર્મની પરિભાષાનો ઉપયોગ કરીને પ્રભુની સ્તુતિ કરવામાં આવી છે. શ્રી આનંદઘનજીના ૧ થી ૨૧ સ્તવનમાં તીર્થંકરના જીવનને બદલે આરાધનાના સોપાનોની છણાવટ કરેલી હોય છે, એવું અહીં પણ જોવા મળે છે આનું કર્તૃત્વ આનંદઘનનું લાગે છે. એ સ્તવન આ પ્રમાણે છે :

## કડખાની દેશી

અહો વીર જગવીર વ્યવહાર નિશ્ચે મચી,
સુગમ કરિ પંથ શિવપંથ દીનો;
એક રૂચિ અરૂચિ જિમ અલુણ ભોજન કરે,
પરિહરે અનુસરે ધર્મ ભીનો. અહો૦ ૧

પંચદર્શન ધરે એક પખ આદરે,
કિમ વરે આપ નિધિ દૂર વર્તિ;
કથન રૂપી હુઆ એહ મત જુજુઆ,
વ્યોમના ફૂલ જિમ છે અમૂર્તિ. અ૦ ૨

સમય જિન તાહરે ઉભય પખ જે ધરે,
જ્ઞાન કિરિયા કરી શુદ્ધ પરખે;
ચેતના રૂપ નિજ રૂપ સંપતિ સદા,
અનંત ચતુષ્ટય સહી જીવ નિરખે. અ૦ ૩

જેમ પાષાણમેં હેમ ઘૃત દુધ મેં,
તેલ જિમ તલ વિષે રહ્યો વ્યાપી;
કાષ્ટમેં આગ નિશ્ચે લખે લોક સવિ,
પ્રગટ પ્રત્યક્ષ વ્યવહાર થાપી. અ૦ ૪

શુદ્ધ નિરાકાર અવિકાર નિજ રૂપ શ્યો,
ધરત ગુણ આઠ શિવરૂપ દેહે;
કર્મ પરિણતિ ખિરે જ્ઞાન ઉદયો ધરે,
તામ કિરિયા કરે પામિ ગેહે. અ૦ ૫

દ્રવ્ય ને કર્મ નોકર્મ વિરહિત ભયો,
નિશ્ચયાકાર ચેતન વિરાજે;
એક ઉપદેશ ઘરવેશ તિણુ અવસરે,
અવર જગ જાલ સંગતિ ન છાજે. અ૦ ૬

પ્રગટ એ વાત દિનરાત આગમ વહે,
ઉભય ચારિત્ર વિણુ શિવ ન સાધે;
આપ્ત અનંત પરંપરા તિણુ વિધિ,
એકતા થાપિ એ કિમ વિરાધે ? અ૦ ૭

કલ્પના કર્મ ગુણુ આપ ચેતન અગુણુ,
સરણુ થિતિ બંધ ગુણુ વિવિધ ગાવે;
એહ વિપરીત નિજ દરસ સકતે સહજ,
મોજ આનંદઘન રૂપ પાવે. અ૦ ૮



## (૧૧) 'ચોવીસે તીર્થંકરનું તવન'

"આનંદઘન બાવીસી"ના રચયિતા આનંદઘનજીનું એક "ચોવીસે તીર્થંકરનું તવન" મળે છે. આ સ્તવન શ્રી અગરચંદજી નાહટા(બિકાનેર)ના સંગ્રહમાં ઉપલબ્ધ થાય છે આ સ્તવનમાં ચોવીસ તીર્થંકરોના પ્રભાવને સંક્ષેપમાં બતાવવામાં આવ્યો છે. કવિએ પ્રાસ મેળવવાનો પણ પ્રયાસ કર્યો છે. તેમજ તીર્થંકરના નામને દોહરાવીને નામ અને ગુણનું ઐક્ય દર્શાવવા કોશિશ કરી છે. જેમ કે—

"સીતલ સીતલ જેમ અમી, કામિત ફલદાય જી"

અથવા તો—

"વિમલ વિમલ આચારની, તુઝ શાસન ચાહ જી"

પ્રાસની દૃષ્ટિએ નોંધપાત્ર ગણી શકાય તેવું સ્તવન ભાવની દૃષ્ટિએ બહુ ઊંચી કોટિનું જણાતું નથી. સ્તવનમાં તીર્થંકરોના ગુણોની સ્તુતિ હોય છે અને એ સ્તુતિકાર્ય આ સ્વતન બરાબર બજાવે છે એમ કહી શકાય.

ઋષભ જિનેસર રાજીઉ મન ભાય જુહારો જી,
પ્રથમ તીર્થંકર[1] પતિ રાજિઉ[2] પરિગહ પરિહારો જી. ૧
વિજયાનન્દન વંદીએ, સબ પાપ પલાયજી,
જિમ સૂરયર[3] નંદીએ, સુરનર મન ભાય જી. ૨

સંભવ ભવ–ભય ટાલતો, અનુભવ ભગવત જી,
મલપતિ ગજ–ગતિ[4] ચાલતો સેવે સુર નર સંત જી. ૩

અભિનન્દન જિન જયકરુ, કરુણા[5] રસ ધાર જી,
સુગતિ સુગતિ નાયક વરુ, મદ મદન નિવાર જી. ૪

સુમતિ સુમત[6] દાતારુ હું[7] પ્રણમું કર જોડી જી,
કુમતિ કુમતિ પરિહાર કું, અંતરાય પરિ છોડિ[8] જી. ૫

પદમ પ્રભુ પ્રતાપ સૂં પરિ વાદિ વિભંગી જી,
જિમ રવિ–કહરિ વ્યાપ સૂં, અંધકાર મતંગ જી. ૬

શ્રી સુપાસ નિજ[9] વાસ તેં, મુઝ પાસ નિવાસ જી,
કૃપા કરિ નિજ દાસ નેઇ, દીજીઇ સુખવાસ જી. ૭

ચંદ્ર પ્રભુ મુખ ચંદલો, દીઠાં સબ સુખ થાય જી,
ઉપસમ રસ ભર કંદલો દુઃખ[10]દાલિદ્ર જાય જી. ૮

સુવિધિ સુવિધિ વિધિ દાખવઇ, રાખઇ નિજ પાસ જી,
નવમ અઠમ વિધિ દાખવઈ,[11] કેવલ પ્રતિભાસ જી. ૯

સીતલ સીતલ જેમ[12] અમી, કામિત ફલદાય જી,
ભાવ સું તિકરણ સુધ નમિ, ભવયણ નિરમાઈ જી. ૧૦

શ્રી શ્રેયાંસ ઇગ્યારમો, જિનરાજ વિરાજે જી,
ગ્રહ નવિ પીડઇ બારમો જશ સિર પરે ગાજે જી. ૧૧

વાસપૂજ વસુ પૂજ્ય નરપતિ કુલ–કમલ દિનેશ જી,
આસ પૂરે સુરનર[13] જતી, મન તણીય જિનેશ જી. ૧૨

વિમલ વિમલ આચારની, તુઝ શાસન ચાહુજી,
ઘટ પટ કટ નિરધાર નઇ, જિમ દીપઇ ઉમાહુ જી. ૧૩

અનન્ત અનન્ત ન[14] પામિયે ગુણ ગણ અવિનાશ જી,
તિન તુઝ પદ-કજ કામીઇ, ગણધર પદ પાસિ[15] જી. ૧૪

ધરમ ધરમ તીરથ કરી, પંચમ ગતિ દાઇ[16] જી,
એકંતક મત મદ હરી, જિણ બોધ સવાઇ[17] જી. ૧૫

સંતિક સંતિ કરી જગધણી, મૃગલંછન સોહે જી,
નિરલંછન પદવી ભણી, ભવિયણ મણ મોહઇ જી. ૧૬

કુંથનાથ તીરથપતિ ચક્રધર પદ ધારજી,
નિરમલ વચન સુધા રાખે[18] નિજ પાસ જી. ૧૭

શ્રી અરનાથ સુહામણો, અરે સંતિત સાધે જી,
વછિત ફલ દાતા ભણો, જે વચન આરાધે જી. ૧૮

મલ્લી વલ્લી કામતા પૂર સૂર તસ કહીઇ જી,
ચરણ કમલ સિર નામિના, અગણિત ફલ લાહિઇ જી. ૧૯

મુનિસુવ્રત સુવ્રત તણી, મણિ ખાન સુહાવઇ જી,
વંછિત પૂરણ સુરમણિ, રમણિ ગુણ ગાવઇ જી. ૨૦

નમિ ચરણ ચિત રાખિયે, ચેતન ચતુરાઇ જી,
પરમારથ સુખ ચાખિયે, માનવ ભવ પાઇ જી. ૨૧

નેમનાથ ને એકમના[19] સાઇક નવિ લાગિજી,
વિણ કારણ સુર ઘામણી, જણ[20] સગુણ માગિ જી. ૨૨

પારસ મહારસ દીજીયે, જન જાચન આવે જી,
અભય દાન ફલ લીજીયે[21] અસરણ પદ પાવે જી. ૨૩

સિદ્ધારથ સુત સેવિયઇ, સિદ્ધારથ હોઇજી,
ચ્યાલ[22] જંજાલ ન ખેવીઇ[23] પરમારથ જોઇ જી. ૨૪

એમ ચૌવીસ તીર્થંકરું નિજ મુન ગુણ ગાવું જી,
જિન મત માણ સંચરું 'આનંદઘન' પાઉં જી. ૨૫



## (૧૨) આત્મોપદેશ સજ્ઝાય

"સજ્ઝાય" એ મૂળ પ્રાકૃત ભાષાનો શબ્દ છે અને એના મૂળ રૂપમાં જ ગુજરાતી ભાષામા પ્રયોજાય છે આનો મૂળ સસ્કૃત શબ્દ છે સ્વાધ્યાય' જૈન દર્શનમા તપશ્ચર્યાના બે ભેદ બતાવવામા આવ્યા છે. એક બાહ્ય અને બીજો આભ્યતર આ બંને ભેદોના છ છ ઉપભેદો છે. આમા આભ્યંતર તપશ્ચર્યાના છ પ્રકારો છે. જેમાનો એક ઉપભેદ એ સજ્ઝાય છે. અન્ય પાચ પ્રકારો આ પ્રમાણે છે—(૧) વાચના (૨) પૃચ્છના (૩) અનુપ્રેક્ષા (૪) આમ્નાય યાને પરિવર્તન (૫) ધર્મોપદેશ.

આ સજ્ઝાયમાં ઉપદેશ અથવા તો તત્ત્વજ્ઞાન પદ્યમા આલેખાયેલુ હોય છે અને આત્મકલ્યાણ અર્થે એ ગાવામા આવે છે. સજ્ઝાયમા ધીરે ધીરે ઘણા વિષયો ઉમેરાવા લાગ્યા અને પરિણામે એનુ વિષયફલક અત્યત વિસ્તૃત બન્યુ. આમ છતા એનુ કેન્દ્રબિદુ તો ધર્મોપદેશ જ રહ્યુ છે.

જુદી જુદી સજ્ઝાયમાળાઓમા આનંદઘનજીની "અધ્યાત્મોપદેશ સજ્ઝાય" મળે છે. ઈ સ ૧૮૯૨ (સ. ૧૯૪૯) કારતક સુદ ૧૫ "યથામતિ સશોધન કરાવી પ્રગટ કરનાર શ્રાવક ખીમજી ભીમસિંહ માણેક"ની "સજ્ઝાયમાળા" ભાગ ૧ ના પૃ. ૧૯૫ પર આ સજ્ઝાય મળે છે એ પછી ઈ. સ ૧૯૦૦માં શ્રી લલ્લુભાઈ ઈશ્વરદાસે પ્રગટ કરેલા "સજ્ઝાયમાળા" ભાગ ૩ના પૃ ૧૭૨ પર આ સજ્ઝાય છે ત્યારબાદ ઈ સ. ૧૯૩૫મા શા કસ્તુરચદ નેમચદ, સુરત દ્વારા પ્રસિદ્ધ થયેલી "શ્રી સજ્ઝાયમાળા"મા, ઈ. સ ૧૯૩૬મા પ મફતલાલ ઝવેરચદ દ્વારા પ્રગટ કરાયેલી "સજ્ઝાયમાળા"મા, ઈ.સ. ૧૯૪૫માં ઝવેરી મોહનલાલ ડાહ્યાભાઈ સુરતીએ પ્રગટ કરેલી "સજ્ઝાયમાળા"મા, અને ઈ. સ ૧૯૫૪માં શ્રી સારાભાઈ નવાબે પ્રગટ કરેલી "આનદઘન પદ્યરત્નાવલી"મા આ સજ્ઝાય મળે છે.

---

અન્ય પ્રતિમાંથી મળતા પાઠભેદ

૧ તીરથિ ૨ જાગિયો. ૩ સુખ સુચિર. ૪ પતિ ૫ કરુણી. ૬ સુગતિ ૭ ફૂં. ૮. વિછોડ. ૯ ત્યજિવાસ નઈ. ૧૦ દુષ્ટ ૧૧ નાખવૈ ૧૨ જિન ૧૩ નરે ૧૪ ભવ. ૧૫ ધારિ. ૧૬ દાતાર ૧૭ સુબાર. ૧૮ તજી ત્રિપદી જસ સારજી ૧૯ કામના. ૨૦ નાથ સ ૨૧ દીજીયૈ ૨૨. આપ ૨૩. વેખિયૈ.

આ સજ્ઝાયનું કર્તૃત્વ આનંદઘનનુ લાગતું નથી સજ્ઝાયની ભાષા અત્યંત આધુનિક છે અને એથી આ સજ્ઝાય આનંદઘન પછીના સમયમાં રચાઈ લાગે છે. એટલુ જ નહિ, પણ એ કોઈ ગુજરાતી કવિને હાથે રચાઈ છે. આનંદઘનની ભાષામાં જે રાજસ્થાની ભાષાનો સ્પર્શ જોવા મળે છે તે અહી દેખાતો નથી. અહી શ્રાવક ભીમજી ભીમસિંહ માણેકની "સજ્ઝાયમાળા," જે ઉપર કહેલી સજ્ઝાયમાળાઓમાં સૌથી જૂની છે તેમાથી આ સજ્ઝાય લીધી છે .

હું તો પ્રણમું સદ્‌ગુરુ રાયા રે,
માતા સરસતીના વંદૂં પાયા રે,
હું તો ગાઉં આતમ રાયા.
જીવનજી બારણે મત જાજો રે,
તુંમે ઘેર બેઠા કમાવો ચેતન જી,
બારણે મત જાજો રે. (૧)

તાહરે બાહિર દુર્મતિ રાણી રે,
કે તાસું કુમતિ કેહેવાણી રે,
તુંને ભોલવી બાંધશે તાણી રે. જી. બા० ૨

તાહરા ઘરમાં છે ત્રણ રત્ન રે,
તેનું કરજે તું તો જત્ન રે,
એ અખૂટ ખજાનો છે ધન રે. જી. બા० ૩
તાહરા ઘરમાં પેઠા છે ધૂતારા રે,
તેને કાઢોને પ્રીતમ પ્યારા રે,
એથી રહો ને તુંમેં ન્યારા. જી. બા० ૪

સત્તાવનને કાઢો ઘરમાંથી રે,
ત્રેવીશને કહો જાયે ઇહાંથી રે,
પછી અનુભવ જાગશે માંહેથી. જી. બા० ૫
શોલ કષાયને દીયો શીખ રે,
અઢાર પાપસ્થાનકને મગાવો ભીખ રે,
પછે આઠ કરમની શી બીક. જી. બા० ૬

ચારને કરોને ચકચૂર રે,
પાંચમી શું થાઉ હજૂર રે,
પછે પામો આનંદ ભરપૂર. જી. બા૦ ૭

વિવેકદીવે કરો અજુવાલો રે,
મિથ્યાત્વ અંધકારને ટાલો રે,
પછે અનુભવ સાથે માલો રે. જી. બા૦ ૮

સુમતિ સાહેલી શું ખેલો રે,
દુર્મતિનો છેડો મેહલો રે,
પછે પામો મુક્તિ ગઢ હેલો રે. જી. બા૦ ૯
મમતાને કેમ ન મારો રે,
જીતી બાજી કાંઈ હારો રે,
કેમ પામો ભવનો પારો રે. જી. બા૦ ૧૦

શુદ્ધ દેવગુરુ સુપસાય રે,
મારો જીવ આવે કાંઈ ઠાય રે,
પછે આનંદઘનમય થાય રે. જી. બા૦ ૧૧ ઇતિ



## (૧૩) સિદ્ધચતુર્વિંશતિકા

શ્રી આનંદઘનજીનાં જૂની ગુજરાતી ભાષામાં લખાયેલાં સ્તવનો અને પદો મળે છે. ઊંડું શાસ્ત્રજ્ઞાન અને જૈન–સિદ્ધાંત વિશેની માર્મિક સમજને કારણે એમનાં સ્તવનો જૈન સમાજમાં સારો એવો આદર પામ્યાં છે, જ્યારે પદોમાં વિરહી ભક્ત ને અલખનો નાદ જગાવતા મર્મી સંતનુ દર્શન થાય છે યોગ અને અધ્યાત્મના ઊંડાણનો ગહન સ્પર્શ કરાવતાં આનંદઘનજીના પદો જનસમૂહમાં ખૂબ જાણીતાં છે.

સ્તવનો અને પદો ઉપરાંત શ્રી આનંદઘનજીએ સંસ્કૃત ભાષામાં રચેલુ એક સ્તવન મળી આવે છે આ 'સિદ્ધચતુર્વિંશતિકા' સ્તવનની ઊડીને આંખે વળગે તેવી વિશેષતા એ એની અનુપ્રાસ પ્રધાનતા છે. આનો રચયિતા સતત પ્રાસાનુપ્રાસ મેળવે છે અને એ દ્વારા સિદ્ધ પુરુષોમાં શેનો શેનો અભાવ હોય છે, તે દર્શાવે છે. ક્યારેક પ્રાસની પ્રધાનતાને કારણે રચના બિનજરૂરી લાંબી, કઢંગી અથવા તો અર્થના મેળ વગરની લાગે છે.

આ સ્તવન પર શ્રી શંકરાચાર્યરચિત નિર્વાણદશક (૧૦ શ્લોકો) અને નિર્વાણષટ્ક(૬ શ્લોક)ની છાયા જોઈ શકાય છે. એ બંને વેદાંત સ્તોત્રના શબ્દોનો પ્રભાવ આ 'સિદ્ધચતુર્વિંશતિકા'માં ઠેર ઠેર દેખાય છે. પરંતુ એ નોંધવું જોઈએ કે 'નિર્વાણદશક' અને 'નિર્વાણષટ્ક' એ બંને રચનાઓ કસાયેલી શૈલીવાળી લાગે છે અને વેદાંતનું સ્પષ્ટ અને આબેહૂબ પ્રતિબિંબ ઝીલે છે. જ્યારે આ 'સિદ્ધચતુર્વિંશતિકા' એ બંને કૃતિઓ કરતાં નબળી રચના લાગે છે. સંપ્રદાયની દૃષ્ટિએ આ રચનામાં વેદાંતના સિદ્ધાંતનું સીધેસીધું પ્રતિબિંબ ઝીલવું યોગ્ય લાગ્યું નહિ હોય.

'સિદ્ધચતુર્વિંશતિકા'ની દસ્તપ્રત શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના શ્રી પુણ્યવિજયજી સંગ્રહમાંથી પ્રાપ્ત થઈ છે. એનો પ્રત ક્રમાંક ૧૩૯૯૬/૨ છે પ્રતની સ્થિતિ શ્રેષ્ઠ છે અને એનો લેખન સંવત ૧૭૧૮ છે. આ પ્રતના પાંચમા પત્ર પર ૨૫ પદ ધરાવતું આનંદઘન રચિત સંસ્કૃત સ્તવન મળે છે, પરંતુ આ 'સિદ્ધચતુર્વિંશતિકા' લખનાર લહિયો સંસ્કૃત ભાષા પર જરૂરી કાબૂ ધરાવતો ન હોવાથી એણે ઠેર ઠેર ભૂલો કરી છે અહીં મૂળ સ્તવનમાં એ ભૂલો સુધારવાનો પ્રયત્ન કર્યો છે, પણ તેમાં પૂરી સફળતા મળી છે એમ નથી એનો અશુદ્ધ પાઠ ટિપ્પણ તરીકે આપ્યો છે. શક્ય તેટલા પદ્યોનો ગુજરાતી અનુવાદ પણ આપ્યો છે

## सिद्धचतुर्विंशतिका

॥दर्ण॥ प्रणम्य स्फुरत्–स्वर्णशैलप्रभाव प्रभापूरदूरीकृतध्वान्तभावम् ।
युगादीश्वर लब्धविश्वस्वरूप स्तुवे किंचनाह[1] सुसिद्धस्वरूपम्[2] ॥१॥
न पाणिर्न पादो न मौलिर्न वस्त्र न वक्षो[3] न श्रोत्रे न कर्णौ न कण्ठ ।
न चायुर्न पायुर्न काय कषायो भजे त प्रसिद्ध सदा[4] शुद्धसिद्धम्[5] ॥२॥
न खेदो न वेदो न सेक प्रवेगो न कुन्द न तुन्द न बाहुर्न चोरु ।
न जंघे न पार्श्वे न चासौ[6] न[7] मास भजे त प्रसिद्ध[8] सदा [9]शुद्धसिद्धम्[10] ॥३॥
न रोषो न दोषो न शोषो न पोषो न रागो न यागो[11] न तागो न चाम ।
न यान न पान न दान न लाभो[12] भजे त प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥४॥
न यन्त्र न तन्त्र न मन्त्र कलत्र न मित्र न चित्र न वस्त्र न शस्त्रम् ।
न पात्र न नात्र न यात्रा न मात्रा भजे त प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥५॥

---

१ किंचीताह २. ध्ध ३. वक्त्रे ४ ०ध्धं ५. ०ध्ध ६. चांसो ७ ०र्न
८. ०ध्धं ९ स्वं १० स्व (આ રીતે મૂળમાં બધે 'द्ध' ને બદલે 'ध्ध' છે).

न तापो न शापो न जापो न लापो न पाप न पुण्यं न गुंण्य हिरण्यम् ।
न काल करालो न माल विशाल भजे तं प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥६॥
अनङ्गो न रङ्गः न भङ्ग न चङ्‌गो न चङ्‌गस्तुरङ्ग कुरङ्‌गो विहङ्‌ग ।
न शार्णिर्न वाणी न वेणिर्न वेणी भजे तं प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥७॥
न ऋद्धिन वृद्धिर्न हानिर्न खानी न केशो न वेशो[१३] न नागो न पाग[१४]।
न नाभि.[१५] स [१६]नाभिर्न सार गनाभिर्भजे[१७] तं प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥८॥
न हास्यं न लास्य न भास्य न दास्य न भीतिर्न रीतिर्न गीतिर्न हीति[१८] ।
न भोगो न रागो वियोग[१९] प्रयोगो भजे तं प्रसिद्ध सदा शुद्धसिद्धम ॥९॥
न लोभ सस भो न दम्भो न चाम्भो[२०] न मोहो न रोहो न द्रोहो[२१] न योह[२२]
अपाया नहाया न माया न ॱाया भजे तं प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥१०॥
न माला न शाला न दोला ॱ लोला न पीता ने ॱाता न माता पिता न[२३] ।
न शय्यातिर्चर्या न पथ्या न पद्मे भजे तं प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥११॥
न सैन्य न दैन्य न हार[२४] प्रहारो न सूत्र न मूत्र न जग्धि [२५] पुरीषम् ।
न रक्त न भक्त न धर्मो[२६] न नॱत भजे तं प्रसिद्ध सदा शुध्धसिद्धम् ॥१२॥
न नागो न हि[२७] चन्दनाद्यङ्रागो[२८] न कामो न कस्मिश्चनापि प्रणामः ।
न मादो न वादो न साद प्रमादो भजे तं प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥१३॥
न वेलापवेला[२९] न खेला न[३०] हेला न फेला न वेला विपत्तिर्न पत्ति ।
न दन्ता[३१] न यन्ता रथा नो[३२] न दन्तो भजे तं प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥१४॥
न कूपो न भूपो न यूपो न रूपो न सर्पो न दर्प प्रवीणा न वीणा ।
न शूलं न तूलं न मूल न पूल भजे तं प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥१५॥
न निद्रा न मुद्रा[३३] न पुत्रो न पौत्रो न वन्धुर्न शत्रुर्न सारिर्न मारी ।
कफार्तिर्न वातो न पित्त[३४] न वित्त[३५] भजे तं प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥१६॥
न कण्ठी न पीठी न यष्टिर्न मुष्टिर्न वशो न दशो न गण्डः प्रगण्ड ।
न मेषो न वेषो न सूर्य न कूर्प भजे तं प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥१७॥
मृषा नो[३६] तृषा नो बुभुक्षा न शिष्या न विद्योत्सवामी न दण्ड प्रचण्ड ।
न चूडा[३७] न चूडामणिर्नैव पीडा भजे तं प्रसिद्ध सदा शुद्धसिद्धम् ॥१८॥

---

११. योगी १२ लाभ १३. देशो १४ पास १५ नामी १७ भि भजे १८ हीतो
१९. वियोग २० चाभो २१ ढोहो २२. लोह २३ न पिता २४ हार २५.
जग्धी २६. घस्तो २७ महि २८. ०गो २९ ०य० ३० च ३१ दता (एवी रीते अन्यत्र पणअनुनासिकने बदले अनुस्वार) ३२ रथाना ३३. मुद्रा ३४. पीत्त ३५ चितं
३६. मृषानो ३७ दूणा

न शीतो न पीतो न तिक्तो[38] कटुर्नो कषायो न चाम्लो न तिग्म[39] ।
मृदुर्न कठोरो न रोगो न गुल्म श्रिये श्रीजिनेन्द्रो नतेन्द्रो जितेन्द्र[40] ॥१९॥
न दुर्गन्धको नो सुगन्धिर्न कृष्णो न नील सलीलो न वभ्रुर्न दभ्र ।
न दीर्घो न ह्रस्वो न पीनो न दीन श्रिये श्रीजिनेन्द्रो नतेन्द्रो जितेन्द्र[41] ॥२०॥
न तुङ्गो न नीचो न कुब्जो विशालो न सान्द्रो[42] न मन्द्रो न जीर्णो नवीन ।
न दूर सनीडो न पूर्णो न चान्त्य श्रिये श्रीजिनेन्द्रो नतेन्द्रो जितेन्द्र[43] ॥२१॥
न मत्त प्रमत्तिर्न लोलो न गोलो न सव्योऽपव्यो[44] न गुप्त.[45] प्रकाशः ।
ऋजुर्नो न वक्रो न वृद्धो न बाल श्रिये श्रीजिनेन्द्रो नतेन्द्रो जितेन्द्रः[46] ॥२२॥
[47]बाह्याऽबाह्यकर्मस ब घतोऽमी[48] भावा[49] जीवेऽनेकश[50] स भवन्ति ।
कर्माभावात्तन्निषेधेन[51] सिद्धे रम्य किंचदुक्त सतत्त्वम् ॥२३॥
वीर्यस्योद्यच्छर्मणो दर्शनस्य ज्ञानस्योच्चैर्नित्यमान्य तमेव ।
व्यक्तीभूत कर्मणो[52] विप्रयोगाद्धत्ते[53] यस्त[54] सिद्धमीडे प्रशस्तम् ॥२४॥
इति किमपि च[55]तत्स्वरूप तप्त प्रगटनभङ्ग्या निवेशित[56] सिद्ध[57] ।
आनन्दघनोदयराजतेजसा प्रभवतु ज्ञानमयो हित[58] सुसिद्ध.[59] ॥२५॥
-ए वृत्त पज्य छे ।

। इति सिद्धचतुर्विंशतिका सपूर्णमिता[60] श्रीआनन्दघनकृता[61] ।

## સિદ્ધચતુર્વિંશતિકા
## (સિદ્ધચોવીશી)

(ઘણે સ્થળે પાઠ ભ્રષ્ટ છે, વળી અનુપ્રાસના અતિરેકને લીધે ઘણા શ્લોકોનો અર્થ વૈશિષ્ટ્ય વિનાનો કે અસંગત પણ છે. શક્ય તેટલાં પદ્યોનો અનુવાદ નીચે આપ્યો છે.)

(૧) મેરુ પર્વત જેવા સ્ફુરતા પ્રભાવવાળા, તેજના પૂરથી અંધકારના અસ્તિત્વને દૂર કરનાર, જેમણે વિશ્વસ્વરૂપ મેળવ્યું છે તેવા યુગારંભના પ્રભુ (=આદીશ્વર)ને નમીને હું સુસિદ્ધ(પુરુષો)ના સ્વરૂપની કાંઈક સ્તુતિ કરું છું.

(૨) (જેને) હાથ નથી, પગ નથી, મસ્તક નથી, મુખ નથી, છાતી નથી, બે કાન નથી, કર્ણ (?) નથી, કંઠ નથી, આયુષ્ય નથી, ગુદા નથી, કાયા કે કષાય નથી તેવા પ્રસિદ્ધ, સદા શુદ્ધ એવા સિદ્ધને ભજું છું.

---

३८ तीक्तो ३९ तीग्म ४० वितेन्द्र ४१. वितेन्द्र ४२ शान्द्रो ४३ वितेन्द्र. ४४. सव्योपसव्यो ४५ गुप्त ४६. वितेन्द्रः ४७. अ० वाह्य ३८ ०धि० ४९ भावां ५०. जीवेनेकश ५१. त्तन्निषेध्धेन ५२. कर्मणा ५३. विप्रयोगा घत्तो ५४ अस्त ५५. न ५६. ०सि० ५७. पछींनी पंक्तिमा ५८. ०हित० ५९. ०सुसिध्धः ६०. ०मी० ६१. ०कृतः

(૩) (જેને) ખેદ નથી, વેદ નથી, સ્નાન (?) નથી, પ્રકૃષ્ટ વેગ નથી, કુન્દ (?) નથી, ફાંદ નથી, બાહુ નથી કે નથી સાથળ, જંઘા નથી, પડખા નથી, ખભા નથી, માંસ નથી, તે પ્રસિદ્ધ, સદા શુદ્ધ એવા સિદ્ધને ભજું છું.

(૪) (જેને) રોષ નથી, દોષ નથી, શોષ (=સુકાવાપણુ) નથી, પુષ્ટિ નથી, રાગ નથી, યાગ (યજ્ઞ) નથી, તાગ (?) નથી, પાપ નથી, વાહન નથી, પીવાપણું નથી, દાન નથી, લાભ નથી તે .

(૫) (જેને) યંત્ર નથી, તંત્ર નથી, મંત્ર કે પત્ની નથી, મિત્ર નથી, ચિત્ર નથી, વસ્ત્ર નથી, શસ્ત્ર નથી, પાત્ર નથી, नात्र(?) નથી, યાત્રા નથી, માત્રા નથી, તે...

(૬) (જેને) તાપ નથી, શાપ નથી, જાપ નથી, બોલવાપણુ નથી, પાપ નથી, પુણ્ય નથી, गुण्य (?) નથી, સોતુ નથી, કરાલ કાળ નથી, વિશાળ કપાળ નથી તે...

(૭) (જેને) કામ નથી, રંગ નથી, ભાંગવાપણુ નથી, અંગ (?) નથી, સુંદર (?) ઘોડો નથી, હરણ (કે) પંખી નથી, शाणि(ધાર કાઢવાનો પથ્થર ?) નથી, વાણી નથી, वेणि (?) નથી, કેશપાશ નથી તે ..

(૮) (જેને) ઋદ્ધિ નથી, વૃદ્ધિ નથી, હાનિ નથી, खानी (?) નથી, વાળ નથી, વેષ નથી, નાશ નથી, પાશ નથી, નાભિ નથી, તે...

(૯) (જેને) હાસ્ય નથી, લાસ્ય (નૃત્ય) નથી, मास्य (?) નથી, દાસપણું નથી, ભય નથી, શૈલી નથી, ગીત નથી, हीति (?) નથી, ભોગ નથી, રાગ નથી, વિયોગ નથી, પ્રયોગ નથી તે...

(૧૦) (જેને) લોભ નથી ..દંભ નથી, જળ (?) નથી, મોહ નથી, ચડવાપણું નથી, દ્રોહ નથી અથવા ऊह (તર્કવિતર્ક) નથી, નાથ (કે) સહાયકો નથી, માયા નથી, કાયા નથી તે...

(૧૧) (જેને) માળા નથી, ઓરડો નથી, હિંડોળો નથી, लोला (?) નથી, पीत (?) નથી, ભાઈ નથી, માતા નથી, પિતા નથી, શય્યા નથી, અતિ ચર્યા (ફરવાનુ) નથી, લક્ષ્મી નથી, કમળ નથી તે...

(૧૨) (જેને) સૈન્ય નથી, દૈન્ય નથી, હાર નથી, પ્રહાર નથી, સૂત્ર નથી, મૂત્ર નથી, ખાવાપણુ નથી, વિષ્ટા નથી, લોહી નથી, भक्त (ભાત કે ભાતું ?) નથી, ગરમી નથી, રાત્રી નથી તે...

(૧૩) (જેને) નાગ (હાથી) નથી, ચંદન વગેરે અંગલેપન નથી, કામ નથી, કોઈને પ્રણામ (કરવાપણુ) નથી, મદ નથી, વાદ નથી, બેસી જવાપણુ નથી, પ્રસન્નતા નથી તે ..

(૧૪) (જેને) વેળા-કવેળા નથી, કીડા નથી, લીલા નથી, (ખાતાં વધેલું) એઠું અન્ન નથી, વેલા (?) નથી, વિપત્તિ નથી, પત્તિ (પગપાળો સૈનિક ?) નથી, દાત નથી, સારથિ નથી, રથો નથી, દન્ત (?) નથી તે ..

(૧૫) (જેને) કૂવો નથી, રાજા નથી, યૂપ (=યજ્ઞપશુને બાંધવાનો થાંભલો) નથી, રૂપ (?) નથી, સાપ નથી, અભિમાન નથી, પ્રવીણ વીણા નથી, શૂલ નથી, રૂ નથી, મૂળ નથી, પૂળો નથી તે

(૧૬) (જેને) નિદ્રા નથી, મુદ્રા (?) નથી, પુત્ર નથી, બંધુ નથી, શત્રુ નથી, સારિ (શતરંજનો પાસો ?) નથી, રોગવાળો (?) નથી, કફની પીડા નથી, વાયુ નથી, પિત્ત નથી, ધન નથી તે .

(૧૭) (જેને) કંઠી નથી, પીઠી (પીઠિકા=બેઠક ?) નથી, લાકડી નથી, મુઠી નથી, વંશ નથી, દંશ નથી, ગાલ નથી, प्रगण्ड (કોણીથી ખભા સુધીનો બાહુ) નથી, મેષ (ઘેટું ?) નથી, સૂપડું નથી, કૂર્પ (ભવાંઓ વચ્ચેનો ભાગ) નથી તે ..

(૧૮) (જેને) જૂઠાણુ નથી, તરસ નથી, ભૂખ નથી, શિષ્યો નથી, વિઘ્ન કે ઉત્સવ ..? ..નથી, પ્રચંડ દંડ નથી, ચોટલી નથી, મસ્તકમણિ નથી, પીડા ય નથી જ તે

(૧૯) (જે) ઠંડો નથી, પીળો નથી, તીખો નથી, કડવો નથી, તૂરો નથી, ખાટો નથી, તીક્ષ્ણ નથી, મૃદુ નથી, કઠોર નથી, રોગ (?) નથી, ગુલ્મ (ઝાડી) નથી, જેને ઇન્દ્ર નમ્યો છે તેવો તથા ઇન્દ્રિયોને જીતનાર શ્રી જિનેન્દ્ર લક્ષ્મી માટે (હો)

(૨૦) (જે) દુર્ગંધવાળો નથી, સુગંધી નથી, કાળો નથી, નીલો નથી, લાલાશવાળો નથી, પિંગળો નથી, નાનો નથી, લાંબો નથી, ટૂંકો નથી, જાડો નથી, દીન નથી, જેને ઇન્દ્ર નમ્યો છે, જેણે ઇન્દ્રિયો જીતી છે, તે શ્રી જિનેન્દ્ર લક્ષ્મી માટે હો

(૨૧) નહિ ઊંચો, નહિ નીચો, નહિ કૂબડો, ન વિશાળ, ન ભીનો, નહિ ધીમો, નહિ જૂનો, નહિ નવો, ન દૂર, ન નીચો (सनीडो न બદલે न नीचो પાઠ કલ્પીએ તો) ન પૂર્ણ, ન છેડે રહેલો, જેને ઇન્દ્ર નમ્યો છે તેવો ..

(૨૨) નહિ મત્ત, નહિ પ્રમત્તિ, (?) ન ચંચળ, ન ગોળ, ન ડાબો (કે) જમણો, ન છૂપો કે પ્રગટ, ન સીધો, ન વાંકો, ન ઘરડો, ન બાળ...

(૨૩) બાહ્ય અને આંતરિક કર્મના સબંધથી તે (ઉપર કહેલી) વસ્તુઓ જીવ વિષે અનેક પ્રકારે સંભવે છે. કર્મના અભાવથી તે(વસ્તુઓ)ના નિષેધને લીધે (થયેલા) સિદ્ધ અંગે તત્ત્વવાળું કાંઈક રમણીય અને નમવા લાયક કહ્યું છે.

(૨૪) જે કર્મના ખપવાને કારણે વીર્યના, પ્રગટ થતા આનંદના, દર્શનના (અને) જ્ઞાનના વ્યક્ત થતા નિત્ય એવા ઉચ્ચ આનન્ત્ય (બીજા ચરણમાં नित्यमान्यं तमेव ને સ્થાને नित्यमानन्त्यैमेव પાઠ લેતા)ને ધારણ કરે છે તે પ્રશંસા પામેલા સિદ્ધને પૂજુ છુ.

(૨૫) આમ, કોઈક અપૂર્વ અને સત સ્વરૂપ (तत्स्वरूपને બદલે सत्स्वरूप પાઠ લેતા) તપ્ત (?) પ્રગટની ભગીથી ગોઠવાયેલા (?) જ્ઞાનમય, હિતકારક અને સારી સિદ્ધિવાળા સિદ્ધ આનંદઘનના ઉદયના શ્રેષ્ઠ તેજથી (?) પ્રભાવવાન બની રહો

આ (છેલ્લુ) પદ્ય (वृत्त) રદ કરવા જેવું છે.

આમ, આનંદઘને રચેલી સિદ્ધો વિશેની ચોવીશી પૂરી થઈ



## (૧૩) પાંચ સમિતિની સજ્ઝાય?

"આનન્દઘન ગ્રન્થાવલી"મા પાંચ સમિતિની ઢાળ આપવામાં આવી છે. ઈર્યા સમિતિ, ભાષા સમિતિ, એષણા સમિતિ, આદાન-નિક્ષેપ સમિતિ અને પારિઠાવણિયા સમિતિ એમ પાંચ સમિતિ આપવામા આવી છે એ અંગે વિશેષ નોંધ કરતાં સંપાદકશ્રી લખે છે—

"પાંચ સમિતિની પાંચે ઢાળ શ્રી આનંદઘનજીની જ છે" આમાં શંકાને કોઈ સ્થાન નથી સ્વ શ્રી ઉમરાવચંદજીએ આ ઢાળ ક્યાંથી લીધા તેનો કોઈ ઉલ્લેખ મળતો નથી. શ્રી અગરચંદજી નાહટાએ 'શ્રીમદ્ દેવચંદ્ર સજ્ઝાયમાલા' ભાગ-૧માં એ પ્રકાશિત કરી છે"

શ્રી આનંદઘનજીએ લખેલી કહેવાતી આ પાંચ સમિતિની હસ્તપ્રત ઘણા ભંડારોમાં તપાસ કરવા છતાં મળી નહિ. સ્તવનો અને પદની માફક

એમની સમિતિઓ પણ સારો એવો પ્રચાર પામી જ હોય, તેમ છતાં એની હસ્તપ્રત કેમ નહિ હોય? એમની "આત્મોપદેશ સજ્ઝાય" નામની સજ્ઝાય અન્ય સજ્ઝાયમાળાઓમા મળી, પણ એ સિવાય આનદઘનજીની કોઈ સજ્ઝાય મળતી ન હતી એ પછી આનદઘનજીની રચેલી કહેવાતી આ પાંચે સમિતિઓ જુદી જુદી સજ્ઝાયમાળાઓમા શોધવા પ્રયત્ન કર્યો, તો જણાયુ કે "શેઠ ઘેલાભાઈ કૃત પાચ સુમતિની સજ્ઝાયો"ને આનદઘનજીના નામે ચડાવી દીધી છે.

ઈ સ ૧૮૭૭મા શ્રી ઉત્તમચદ ઉમેદચંદ અને કેશવલાલ વી શિવરામ તથા સાકળચદ મહાસુખરામે પ્રસિદ્ધ કરેલી "સજ્ઝાયમાળા"મા આ પાંચે સજ્ઝાય આપવામા (પૃ ૧૯૪ થી ૧૯૯) આવી છે અને પ્રારભે "અથ શેઠ ઘેલાભાઈ કૃત પાચ સુમતિની સજ્ઝાયો" એવુ શીર્ષક આપ્યુ છે. અન્ય સજ્ઝાયમાળાઓમા પણ "શેઠ ઘેલાભાઈ કૃત પાંચ સુમતિની સજ્ઝાયો" તરીકે આ સજ્ઝાયો મળે છે. ઈ સ. ૧૯૦૦માં શ્રી લલ્લુભાઈ ઇશ્વરદાસે પ્રગટ કરેલી "સજ્ઝાયમાળા" ભાગ ૩(પૃ ૨૨૩)મા અને ઈ સ ૧૯૧૨માં અમદાવાદથી શા. બાલાભાઈ છગનલાલે પ્રસિદ્ધ કરેલી "જૈન સજ્ઝાયમાળા"ના ભાગ ત્રીજામાં (પૃ ૧૮૪ થી ૧૮૮) આ સજ્ઝાય મળે છે. પહેલી, બીજી, ત્રીજી અને ચોથી સજ્ઝાયને અતે આનદઘન શબ્દ આવતો હોવાથી આ સજ્ઝાય આનદઘનની છે એવી કલ્પના કરવામાં આવી હોય પાચમી સજ્ઝાયમા છેલ્લે આનંદઘનનું નામ મળે છે જે આ પ્રમાણે છે—

"ચેતનજીને બહુ પરે પ્રીછવું રે,
તેને વનાવૂં સ્થિર વાસ રે,
તે તો થારે બસ કરી ન હોવે રે,
તેને વોસિરાવી શિવ જાય રે,
ધર્મરાયની આણને અનુસરે રે,
તે તો આનંદઘન મહારાય રે." ૨૮.

જ્યારે અન્ય સજ્ઝાયમાળામાં અંતે આનદઘન શબ્દ નથી અને તેને બદલે છેલ્લી પક્તિ આ પ્રમાણે છે—

"તો ચેતનજીને હો બહુ પેરે પ્રીછવું,
તેહને બનાવું થીર વાસ

તેહ તો તારે હો ફરી વશ નવિ હોય,
મને વોસરાવી સીવ જાય
ધર્મરાયની હો આણ જે અનુસરે,
તિહાં તો નહીં તુજ પ્રચાર." ૨૯.

આ પાંચ સજ્ઝાય ભાવ અને ભાષાની દષ્ટિએ પણ આનંદઘનની લાગતી નથી. માત્ર અંતે આનંદઘન શબ્દ આવતા આને આનંદઘનની સજ્ઝાય કહેવા પ્રેરાયા હશે. "આનંદઘન ગ્રંથાવલી"મા શ્રી મહેતાબચંદ ખારૈડ નિ.શંક રીતે આને આનંદઘનજીની પાંચ ઢાળ માને છે પણ હસ્તપ્રતના અભાવે તેમજ સજ્ઝાયમાળાઓમા શેઠ ઘેલાભાઈએ રચેલી સજ્ઝાયનો સ્પષ્ટ ઉલ્લેખ હોવાથી આપણે નિઃશંક કહી શકીએ કે આ પાંચ ઢાળ આનંદઘનજીની નથી.



# ૪ સામગ્રીની સમાલોચના

આનંદઘનના જીવન અને કવન વિશે મોટા પ્રમાણમા પ્રકાશિત સામગ્રી મળે છે આનંદઘનજીનાં સ્તવનો, પદો કે સજ્ઝાયો વિશે પ્રગટ થયેલી સામગ્રીમાં સ્પષ્ટપણે બે ભેદ ઊપસી આવે છે. કેટલાંક પુસ્તકોમાં એમના સ્તવનો, પદો કે સજ્ઝાયોનો માત્ર સંગ્રહ હોય છે મુખ્યત્વે સ્વાધ્યાયના આશયથી તૈયાર કરવામાં આવેલી આ સામગ્રી ઘણુંખરું સંપ્રદાયના ઉપયોગમાં આવે છે, જ્યારે બીજી કેટલીક સામગ્રી એવી મળે છે, જેમા આ સ્તવનનો અર્થ કે ભાવાર્થ, એનાં પાઠાંતરો તેમજ કવિતા-તત્ત્વજ્ઞાન આદિ અન્ય પાસાંઓ વિશે વિચાર-વિમર્શ કરવામા આવ્યો હોય છે. આ બન્ને પ્રકારની સામગ્રીને અહી જુદી તારવીને આપી છે, અને જેમાં આનંદઘનની કૃતિઓનો ભાવાર્થ કે એનું વિવેચન કરવામાં આવ્યુ છે એને "મહત્ત્વની સામગ્રી" તરીકે દર્શાવી છે. અન્ય સામગ્રીનો "સંગ્રહરૂપ સામગ્રી"માં સમાવેશ કર્યો છે. એમના જીવન અને કવન પર રચાયેલી મહત્ત્વની કૃતિઓનુ સંક્ષેપમાં મૂલ્યાંકન કરવાનો પણ પ્રયત્ન કર્યો છે

## શ્રી આનંદઘનજીનાં સ્તવનો

[૧] **ચઈત્યવંદન ચોવીશીનાં સ્તવન :** ("મહામુનીરાજ આનંદઘનજીની બનાવેલી તે") પ્રકાશક . મોતીલાલ પાનાચંદ, અમદાવાદ સંવત ૧૯૧૪ કિંમત-ત્રણ આના. આનંદઘનજીનાં સ્તવનો અને અન્ય સ્તવનો, તેવીસમા સ્તવન તરીકે "ધ્રુવપદ રામી" અને ચોવીસમા સ્તવન તરીકે "વીરજીને ચરણે" મળે છે

[૨] **શ્રી સજ્ઝાય માળા સંગ્રહ** · પ્રસિદ્ધ કરનાર શા મગનલાલ મહાસુખરામ, અમદાવાદ. ઈ. સ. ૧૮૭૭. આમાં માત્ર શ્રી આનંદઘનજી વિરચિત શ્રી અજિતજિન સ્તવન આપેલું છે.

[૩] **ચોવીશી વીશી સ્તવન સંગ્રહ :** છપાવી પ્રસિદ્ધ કરનાર : સવાઈભાઈ રાયચંદ પ્રથમ આવૃત્તિ ઈ. સ. ૧૯૦૬. આનંદઘનજી અને અન્ય

કવિઓની ચોવીશી આપવામાં આવી છે. આનંદઘનજીના તેવીસમા સ્તવન તરીકે "ધ્રુવપદ રામી હો" અને ચોવીસમા સ્તવન તરીકે "વીરજીને ચરણે લાગું" આપવામાં આવ્યું છે.

[૪] **જૈન કાવ્ય પ્રવેશ :** સંયોજક અને પ્રકાશક : શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ, પ્રથમ આવૃત્તિ ઈ સ ૧૯૧૨. આમા શ્રી વિમલજિન સ્તવન, શ્રી ચંદ્રપ્રભુ જિન સ્તવન, શ્રી સુવિધિજિન સ્તવન, શ્રી કુંથુજિન સ્તવન, શ્રી સંભવ જિન સ્તવન અને શ્રી ધર્મજિન સ્તવન તેમજ આ સ્તવનોનો સંક્ષેપમા અર્થ આપવામાં આવ્યો છે.

[૫] **આનંદઘન ચોવીશી સ્તવન સંગ્રહ :** પ્રકાશક . માસ્તર નાનાલાલ મગનલાલ, અમદાવાદ પ્રથમ આવૃત્તિ, ઈ સ. ૧૯૧૩, કિંમત ૧ આનો. તેવીસમા સ્તવન તરીકે "ધ્રુવપદ રામી હો" અને ચોવીસમા સ્તવન તરીકે 'વીરજીને ચરણે લાગુ" સ્તવન આપ્યાં છે.

[૬] **આનંદઘનજી કૃત ચોવીશી, દેવચંદ્રજી કૃત ચોવીશી તથા વીશી વગેરેનાં સ્તવનો :** છપાવી પ્રસિદ્ધ કરનાર શા. જમનાદાસ જેઠાભાઈ, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ ઈ. સ. ૧૯૧૪, કિંમત અમૂલ્ય. તેવીસમા સ્તવન તરીકે "ધ્રુવપદ રામી હો" અને ચોવીસમા સ્તવન તરીકે "વીરજીને ચરણે" આપ્યા પછી "પાસ જિન તાહરા" અને "ચરમ જિણેસર" એ બે સ્તવનો પણ આપ્યા છે.

[૭] **શ્રી જૈન સજ્ઝાયમાળા–ભાગ ૧લો** પ્રસિદ્ધ કરનાર, બાલાભાઈ છગનલાલ શાહ, આવૃત્તિ છઠ્ઠી, ઈ. સ. ૧૯૧૯. આમાં શ્રી અનંતનાથ જિન સ્તવન, શ્રી ધર્મજિન સ્તવન અને કુંથુ જિન સ્તવન પૃ. ૬૬–૬૭ પર મળે છે.

[૮] **શ્રી નવીન સજ્જન સન્મિત્ર :** સંગ્રહકર્તા–શ્રીયુત શામજીભાઈ જેચંદ શાહ સુધારો–વધારો કરનાર શ્રી મનસુખલાલ હીરાલાલ લાલન પ્રસિદ્ધ કરનાર લાલનબ્રધર્સ, મુંબઈ. બીજી આવૃત્તિ, ઈ. સ ૧૯૨૩ શ્રી આનંદઘનજીની સ્તવન ચોવીસી આપવામા આવી છે તેમા તેવીસમા સ્તવન તરીકે "ધ્રુવપદ રામી" અને ચોવીસમાં સ્તવન તરીકે "વીરજીને ચરણે" સ્તવન આપવામાં આવ્યાં છે

[૯] **શ્રી જિનગુણ સ્તવન સ્તુતિ સજ્ઝાયાદિ સંગ્રહ :** સંગ્રાહક : શ્રીમદ્ રાજચંદ્ર નિજાભ્યાસ મંડળ, ખંભાત. છપાવી પ્રસિદ્ધ કરનાર : શા. મણિલાલ

ઉગરચંદ, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. ઈ. સ. ૧૯૩૪. શ્રી આનંદઘનજી, શ્રી યશોવિજયજી, શ્રી દેવચંદ્રજી વગેરેની ચોવીશી તેમ જ ચૈત્યવંદન સ્તુતિઓ અને સજ્ઝાયોનો સંગ્રહ આમાં આનંદઘનજીનાં ચોવીસ સ્તવનો (પૃ. ૧૩૨ થી ૧૮૪) આપવામાં આવ્યા છે. તેવીસમુ સ્તવન "ધ્રુવપદ રામી" અને ચોવીસમુ "વીરજીને ચરણે" મળે છે

**[૧૦] ભક્તિયોગ** (ચૈત્યવંદનાદિ સંગ્રહ). સંપાદક મુનિરાજ શ્રી બાલચંદ્રજી મહારાજ. પ્રથમ આવૃત્તિ ઈ. સ. ૧૯૩૬ આનંદઘનજીનાં ચોવીસ સ્તવનો આપવામાં આવ્યા છે જેમાં તેવીસમું સ્તવન "પાસ જિન તાહરા" અને ચોવીસમુ સ્તવન "વીર જિનેશ્વર" છે

**[૧૧] ૧૧૫૧ સ્તવન મંજૂષા :** સંપાદક–સારાભાઈ નવાબ. પ્રથમ આવૃત્તિ, ઈ. સ ૧૯૩૯. તેવીસમા સ્તવન તરીકે "ધ્રુવપદ રામી" અને ચોવીસમા સ્તવન તરીકે "વીરજીને ચરણે" આપ્યા પછી "પાસ જિન તાહરા" અને "ચરમ જિનેશ્વર" પણ આપ્યાં છે

**[૧૨] શ્રી ચૈત્યવંદન ચોવીશી :** પ્રકાશક-બ્ર. ગોવર્ધનદાસજી ત્રીજી આવૃત્તિ–ઈ સ ૧૯૪૦ શ્રી આનંદઘનજીના સ્તવનો આપ્યાં છે. તેવીસમા અને ચોવીસમા સ્તવન તરીકે ત્રણ ત્રણ સ્તવનો મૂક્યાં છે. શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન તરીકે "ધ્રુવપદ રામી", "પાસ જિન તાહરા" અને "પ્રણમુ પદ પંકજ" અને શ્રી મહાવીર જિન સ્તવન તરીકે "વીરજીને ચરણે", "ચરમ જિણેસર" અને "વીર જિનેશ્વર" એ સ્તવનો મળે છે

**[૧૩] આધ્યાત્મિક શાંતિ સુધારસ ભજનમાળા :** પ્રસિદ્ધકર્તા : શ્રીમતી ઈંદિરાબહેન જશુભાઈ બેંકર ઈ. સ. ૧૯૪૨ આમાં આનંદઘનજીના સ્તવનોની માત્ર કેટલીક કડીઓ આપવામાં આવી છે.

**[૧૪] શ્રી આનંદઘન પદ્ય રત્નાવલિ :** સંપાદક : સારાભાઈ મણિલાલ નવાબ ઈ. સ. ૧૯૫૪. આનંદઘનજીના ચોવીસ સ્તવનો આપ્યા છે. તેમા તેવીસમા સ્તવન તરીકે "ધ્રુવપદ રામી" અને ચોવીસમા સ્તવન તરીકે "વીર જિનેશ્વર" મળે છે.

**[૧૫] યોગીરાજ શ્રી આનંદઘન કૃત સ્તવનાવલિ અને પદાવલિ :** પ્રકાશક. ચંદ્રકાંત જેચંદભાઈ, અમદાવાદ ઈ. સ. ૧૯૫૫, પૃષ્ઠ ૧૩૨, કિંમત—

પ્રભાવના નિમિત્તે પ્રગટ કરી. આમાં આરંભનાં ૩ થી ૧૧ પાનાંમાં શ્રી અંબાલાલ પ્રે. શાહે સંક્ષેપમાં આનંદઘનજીની કવિતા વિશે લખ્યું છે. એ પછી આનંદઘનજીનાં બાવીસ સ્તવનો આપ્યાં છે. તેવીસમા શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન તરીકે "ધ્રુવપદ રામી" અને "પાસ જિન તાહરા" એ બે સ્તવનો આપ્યાં છે, જ્યારે ચોવીસમા શ્રી મહાવીર જિન સ્તવન તરીકે "વીરજીને ચરણે" અને "ચરમ જિણેસર" એ બે સ્તવનો આપ્યા છે.

## મહત્ત્વની સામગ્રી

[૧] **આનંદઘનકૃત ચોવીશી :** બાળાવબોધ સહિત. પ્રકાશક . શા. મગનલાલ હઠીસીંગ, ઈ સ. ૧૯૦૨, પૃ. ૩૦૮ આનંદઘન બાવીસી પર શ્રી જ્ઞાનવિમલસૂરિ અને શ્રી જ્ઞાનસારે સ્તબક લખ્યો છે. એમાં શ્રી જ્ઞાનવિમલસૂરિ કરતાં શ્રી જ્ઞાનસારનો સ્તબક ત્રણ ગણો મોટો છે અને વધુ વિચારપૂર્ણ છે. આ પુસ્તકમાં જ્ઞાનસાર રચિત સ્તબક આપવામાં આવ્યો છે અને એ આ કૃતિની નોંધપાત્ર વિશેષતા ગણાય તેવીસ અને ચોવીસમાં સ્તવન તરીકે પહેલાં "ધ્રુવપદ રામી" અને "વીરજીને ચરણે" સ્તવનો આપ્યાં પછી "પાસ જિન તાહરા" અને "ચરમ જિણેસર" એ બે સ્તવનો સ્તબક સાથે આપ્યાં છે. આ પુસ્તકના પ્રારંભે આનંદઘન બાવીસી વિશે કોઈ પ્રસ્તાવના આપી નથી.

[૨] **ચતુર્વિંશતિ જિન સ્તવન :** સંશોધક . શ્રાવક ભીમસિંહ માણેક, ઈ. સ ૧૯૦૨, પૃ ૧૪૦ આ પુસ્તકની વિશેષતા એ સ્તવનો સાથે આપવામાં આવેલો શ્રી જ્ઞાનસારનો સ્તબક ગણાય પરંતુ એ સ્તબકને જૂની ગુજરાતી ભાષાને બદલે લેખકે એ "આધુનિક ગુજરાતી ભાષામાં સુધરાવી" છાપ્યો છે. આનંદઘનજીનાં બાવીસ સ્તવનો પછી "ધ્રુવપદ રામી હો" અને "વીરજીને ચરણે" એ બે સ્તવનો આપ્યા છે અને એના પ્રારંભે નીચે મુજબ નોંધ્યું છે :

"હવે ફરી આનંદઘનજીનાં પોતાનાં જ કરેલાં છેલ્લાં બે તવનો હતા તે બે પ્રત ઉપરથી જડચા તે બે પ્રતના લખનારે એવું લખ્યું હતું જે એ તવનો આનંદઘનજીના સ્વકૃત છે માટે તે બે તવન લિખીયે છૈયે અને એ બે સ્તવનનો ટબો જ્ઞાનવિમલજીકૃત છે એવું એક પ્રતમાં લખ્યું હતું."

એ પછી "પાસ જિન તાહરા" અને "ચરમ જિણેસર" એ બે જ્ઞાનસાર-રચિત સ્તવનો સ્તબક સાથે આપ્યાં છે.

[૩] **શ્રી પ્રકરણ રત્નાકર—ભાગ ૧ :** સંશોધક : શાહ ભીમસિંહ માણેક. ઈ સ. ૧૯૦૩. આવૃત્તિ બીજી, પૃ ૨૩૮ થી ૩૧૫. આમાં શ્રી જ્ઞાનસારનો સ્તબક આપવામા આવ્યો છે. આ સ્તબક સંક્ષેપમા આપ્યો છે તેમ જ એની ભાષામાં ફેરફાર કર્યો છે એ પછી "ધ્રુવપદ રામી" અને "વીર જિનેશ્વર ચરણે" તેનો શ્રી જ્ઞાનવિમલસૂરિએ કરેલો બાલાવબોધ આપ્યો છે અને ત્યાર બાદ "પાસ જિન તાહરા" અને "ચરમ જિણેસર વિગત" એ બે સ્તવનો અને એના પરનો શ્રી જ્ઞાનસારનો સ્તબક આપ્યો છે

[૪] **રાયચંદ્ર જૈન કાવ્યમાલા ગુચ્છક ૧લો :** સંગ્રહ અને સંશોધનકર્તા . મનસુખલાલ રવજીભાઈ મહેતા, ઈ. સ ૧૯૦૮. આ પુસ્તકની વિશેષતા એ છે કે એમા આનંદઘનજીનાં સ્તવનો, પદો તેમ જ આનંદઘનજીનો પરિચય આપવામા આવ્યો છે. આનંદઘન સ્તવનાવલીમા શ્રી આનંદઘનના ચોવીસ સ્તવનો આપ્યા છે. તેવીસમા સ્તવન તરીકે "ધ્રુવપદ રામી" અને ચોવીસમા સ્તવન તરીકે "વીરજીને ચરણે લાગુ" આપ્યાં છે. એ સાથે આનંદઘનજીનાં ૧૦૭ પદ છે. આ સ્તવનાવલી અને પદાવલીના પ્રારંભે (પૃ ૩૦ થી ૭૨ સુધી) આનંદઘનજીનો પરિચય આપવામા આવ્યો છે. આ પરિચયમા શ્રી મનસુખલાલ મહેતાએ આનંદઘનજીના જન્મસ્થાન અને વિહારને જાણવા માટે સ્તવનો અને પદોનો ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કર્યો છે. આ રીતે વિચારણા કરવાનો આ સૌપ્રથમ પ્રયત્ન છે. આ ઉપરાંત આનંદઘનજીનું જ્ઞાનસામર્થ્ય, સમદર્શિતા, કાવ્ય-ચમત્કૃતિ અને એ સમયની જૈન સમાજની સ્થિતિ વિશે સંશોધનકર્તાએ વિચારણા કરી છે જો કે ચોવીશી કે પદોની વાચનાનુ સંશોધન કરવાનો સંશોધનકર્તાએ કોઈ પ્રયત્ન કર્યો નથી.

[૫] **અધ્યાત્મોપનિષદ અથવા શ્રીમદ્ આનંદઘનજી મહારાજકૃત ચોવીશી :** લેખક માણેકલાલ ઘેલાભાઈ ઝવેરી, ઈ. સ. ૧૯૧૨, પૃ. ૨૫૩. કિંમત ૧-૦૦ આનંદઘન બાવીસીના અર્થઘટન માટે આ પ્રયત્ન નોંધપાત્ર ગણાય. અહીં મૂળ ગાથાની સાથે લેખકે શબ્દાર્થ આપ્યા છે. એ પછી એનો ભાવાર્થ અને ત્યાર બાદ એની ગહનતાને પામવા માટે એનો 'પરમાર્થ' પણ આપ્યો છે. કર્તાએ ભાવાર્થ અને પરમાર્થમાં શ્રી જ્ઞાનવિમલસૂરિના સ્તબકનો આધાર લીધો છે. તેવીસમા અને ચોવીસમા સ્તવન તરીકે "ધ્રુવપદ રામી" અને "વીર જિનેશ્વર" એ બે સ્તવનોના ભાવાર્થ અને પરમાર્થ આપ્યા છે. એ પછી લેખકને "પ્રણમું

પાદપંકજ પાર્શ્વના" અને "વીર જિનેશ્વર પરમેશ્વર" એ બે સ્તવનો મળ્યાં અને આ સ્તવનોનુ મનન લાભદાયક હોવાથી લેખકે તે પ્રારંભે શબ્દાર્થ, ભાવાર્થ અને પરમાર્થ સહિત આપ્યાં છે.

[૬] **જૈન કાવ્યદોહન, ભાગ ૧લો :** સંગ્રહ કરી પ્રગટ કરનાર : શ્રી મનસુખલાલ રવજીભાઈ મહેતા, પ્રથમ આવૃત્તિ, ઈ. સ ૧૯૧૩, કિંમત–બે રૂપિયા. પૃષ્ઠ કુલ ૭૮૩. બૃહત્ કાવ્યદોહનને આધારે જૈન કાવ્યો પ્રગટ કરવાની "લાગણીના ફલરૂપે આ પુસ્તકનુ સર્જન" થયુ છે. આરંભે શ્રી પોપટલાલ કેવળચદ શાહની પ્રસ્તાવના છે અને ત્યાર બાદ પૃષ્ઠ ૧ થી ૪૬ સુધી આનંદઘન વિશેની શ્રી મનસુખલાલ મહેતાની વિવેચના મળે છે. આ વિવેચના 'રાયચંદ્ર જૈન કાવ્યમાલા'માં આપી હતી તે પ્રમાણે જ છે. માત્ર એ પછી પાંચેક વર્ષમાં વિવેચકને જે વિચારો આવ્યા તેનો ઉલ્લેખ ત્રણ પાનાંમાં (પૃષ્ઠ ૪૪ થી ૪૬) કર્યો છે. આમાં આનદઘન સ્તવનાવલીમાં તેવીસમુ "ધ્રુવપદ રામી' અને ચોવીસમું "વીરજીને ચરણે" મળે છે. એ પછી ૧૦૭ પદ આપ્યાં છે.

[૭] **આનંદઘન કૃત ચોવીશી** (અર્થયુક્ત). પ્રસિદ્ધકર્તા : શ્રી જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર. ઈ સ ૧૯૨૬, કિંમત–એક રૂપિયો. પૃ ૧૯૨. આ પુસ્તકમાં આનંદઘન ચાવીશીનો શબ્દાર્થ, ભાવાર્થ અને પરમાર્થ આપ્યો છે. આની પ્રસ્તાવનમાં લખ્યુ છે, "આ બુક તૈયાર કરવામાં અમે ઘણી ખરી તો તૈયાર રસોઈનો જ ઉપયોગ કર્યો છે. આનંદઘનજી મહારાજની ચોવીશી ઝવેરી માણેકલાલ ઘેલાભાઈએ છપાવેલી તે ઉપરથી જ અક્ષરશ: છપાવી છે." આમા તેવીસમા અને ચોવીસમા સ્તવન તરીકે "ધ્રુવપદ રામી." અને "વીર જિનેશ્વર ચરણે" આપ્યાં છે, પરતુ શ્રી માણેકલાલ ઘેલાભાઈ ઝવેરીએ એમના પુસ્તકમા આપેલા 'પ્રણમુ પાદપંકજ' અને 'વીર જિનેશ્વર પરમેશ્વર" સ્તવનો વિશે કોઈ ઉલ્લેખ નથી.

(૮) **અધ્યાત્મયોગી શ્રી આનંદઘનજીકૃત ચતુર્વિંશતિ જિન-સ્તવન** પ્રકાશક : સુશ્રુત પ્રસારક મંડળ, ખભાત. ઈ સ ૧૯૪૯. આરભમાં ડૉ ભગવાનદાસ મનસુખભાઈની પ્રસ્તાવના છે. આમાં તેમણે આનદઘનજીના શ્રી અજિતનાથ જિન સ્તવન અને શ્રી સભવનાથ જિન સ્તવન એટલે કે બીજા અને ત્રીજા સ્તવન વિશે અત્યત વિસ્તૃત વિવેચન કર્યુ છે. શ્રી આનદઘનજીનાં સ્તવનો પર આટલા લંબાણથી અન્ય કોઈએ વિવેચના કરી નથી. પ્રસ્તાવના

પછી શ્રી જૈન ધર્મ જ્ઞાન પ્રસારક સભા તરફથી પ્રકાશિત થયેલી ચોવીશીના શબ્દાર્થ, ભાવાર્થ અને પરમાર્થ સાથેનુ પુસ્તક અહી ફરી એ જ રૂપે પ્રકાશિત કર્યું છે

[૯] **આનંદઘન કૃત ચોવીશી :** છપાવી પ્રસિદ્ધ કરનાર શા. મનસુખભાઈ ઝવેરભાઈ, શા મણિલાલ રતનચંદ, મુ કાવીઠા ઈ. સ ૧૯૫૦, કિંમત–વાચન અને મનન, પૃ ૨૮૪, જ્ઞાનસારનો સ્તબક એ આ પુસ્તકની નોંધપાત્ર વિશેષતા ગણાય જો કે ટબાની ભાષા એના મૂળ સ્વરૂપમાં લખાઈ નથી તેવીસમુ "ધ્રુવપદ રામી" અને ચોવીસમુ "વીરજીને ચરણે" અને એ પછી "પાસ જિન" અને "ચરમ જિનેશ્વર" એ બને સ્તવનો આપ્યા છે આ પુસ્તકમા પ્રારંભે સ્તવનો વિશે કશી ચર્ચા કરવામા આવી નથી.

[૧૦] **શ્રી આનંદઘન ચોવીશી** સંપાદક : પ્રભુદાસ બેચરદાસ પારેખ, રાજકોટ આવૃત્તિ પ્રથમ ઈ. સ ૧૯૫૦, કિંમત–પારમાર્થિક જ્ઞાન પ્રાપ્ત કરવામાં તત્પરતા પૃ ૩૩૬ આમાં લેખકે આપેલા સુગમ સંક્ષિપ્ત વિવેચના (પ્રમોદાયુક્ત) એ આ પુસ્તકની મહત્ત્વની વિશેષતા ગણાય એમણે આનંદઘનજી વિશે મૌલિક અને સ્વતંત્ર વિચારણા કરી છે આમા અવતરણ, શીર્ષક, શબ્દાર્થ, ગાથાર્થ, ટિપ્પણ, સંક્ષિપ્ત સૂચન અને કવચિત્ પ્રમાણો આપીને વિવેચના કરેલી છે પુસ્તકના આરંભમા શ્રી આનંદઘનજીના ચોવીશ સ્તવનો આપવામાં આવ્યા છે આમાં તેવીસમુ સ્તવન 'ધ્રુવપદ રામી' અને ચોવીસમું 'વીરજીને ચરણે' આપવામાં આવ્યુ છે પુસ્તકને અંતે "ચરમાવર્તી નાટક" આપવામાં આવ્યુ છે.

આ પુસ્તકની બીજી સુધારા વધારા સાથેની આવૃત્તિ ઈ. સ. ૧૯૫૭માં પ્રગટ થઈ. આ આવૃત્તિમા "ચરમાવર્તી નાટક" નથી. આમા સ્તવનનો અર્થ અને ભાવાર્થ તો આપ્યા છે પણ એ સાથે અગાઉના રહસ્યાર્થમા ઘણો ઉમેરો કર્યો છે દરેક સ્તવનને અંતે લેખકે આવો રહસ્યાર્થ આપેલો છે. આ બીજી આવૃત્તિના પ્રકાશક શ્રી જૈન શ્રેયસ્કર મંડળ, મહેસાણા છે આની કિંમત ચાર રૂપિયા છે અને ડેમી સાઈઝના આ પુસ્તકનાં પૃષ્ઠ ૪૪૬ છે.

[૧૧] **આનંદઘન ચોવીશી યાને અધ્યાત્મ પરમામૃત :** મૂળ હિંદીમાં વિવેચનકાર પંડિત મુનિશ્રી ગબ્બૂલાલજી મહારાજ લિખિત પુસ્તકનો ગુજરાતી અનુવાદ, અનુવાદક: પંડિત મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી,ઈ સ.૧૯૫૧, આવૃત્તિ પ્રથમ, કિંમત:

એ રૂ.આઠ આના પૃ ૩૨૧. આ પુસ્તક મૂળ હિંદીમાં લખાયેલુ છે, પણ નવાઈની વાત એ છે કે એ હિંદીમાં હજી સુધી પ્રગટ થયું નથી પુસ્તકના આરંભમાં આપેલા 'ઉપોદ્ઘાત'માં અરિહંત ભગવાનની ભક્તિનું સ્વરૂપ, ઉપાસના, આત્મ-જ્ઞાન વિશે નોંધ આપવામાં આવી છે એ પછી આનંદઘન ચોવીશીનાં સ્તવનો-માં જે જે આધ્યાત્મિક વિચારો પ્રગટ થયા છે, એનું આલેખન કર્યું છે. શ્રી આનંદઘનજીના જીવન વિશેની પ્રમાણભૂત માહિતી તરફ અંગુલિનિર્દેશ કરેલો છે. સ્તવનના એકે એક શબ્દનો અર્થ આપવામા આવ્યો છે એની સાથે એનો ભાવાર્થ પણ આપ્યો છે તેવીસમા સ્તવન "ધ્રુવપદ રામી" અને ચોવીસમા સ્તવન તરીકે "વીર જિનેશ્વર" આપ્યા છે. જ્યારે છેલ્લે "ચરમ જિનેશ્વર વિગત" અને "વીર જિનેશ્વર પરમેશ્વર" એ બે પદ તેમ જ "પ્રણમું પાદ પંકજ" એ સ્તુતિ શબ્દાર્થ કે ભાવાર્થ વિના આપી છે.

**[૧૨] આનંદઘનજીનું દિવ્ય જિનમાર્ગદર્શન અને પ્રભુસેવાની પ્રથમ ભૂમિકા** · લેખક–વિવેચક : ડૉ ભગવાનદાસ મનસુખભાઈ મહેતા, પ્રથમ આવૃત્તિ, ઈ સ. ૧૯૫૫ કિંમત દોઢ રૂપિયો, પૃ ૩૪૩ આ પુસ્તકની વિશેષતા એ છે કે આમાં પરિશિષ્ટમા આનંદઘનજીના શ્રી ઋષભજિન સ્તવન વિશે આધ્યાત્મિકતાની પરમ કોટિએ પહોચનાર શ્રીમદ્ રાજચંદ્રે કરેલું વિવેચન આપવામાં આવ્યુ છે કોઈ કારણસર એ પછીના સ્તવનો વિશે તેઓ વિવેચન લખી શકયા નથી. આરંભમા ઉપોદ્ઘાતમાં ડૉ. ભગવાનદાસ મહેતાએ શ્રી આનંદઘનજીના શ્રી અજીતનાથ સ્તવન અને શ્રી સંભવનાથ સ્તવન વિશે અત્યંત લંબાણથી વિવેચન આપ્યું છે,

**[૧૩] શ્રી આનંદઘન ચોવીશી :** વિવેચક શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા, સંપાદક શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ, પ્રકાશક . શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈ ઈ સ ૧૯૭૦. આવૃતિ પ્રથમ, કિંમત આઠ રૂપિયા. પૃ. ૫૨૪. આનંદઘન ચોવીસીનાં પાઠાંતરો આ પુસ્તકમા નોધવામા આવ્યા છે. જો કે પાઠાતરની પ્રતો વિશે કોઈ માહિતી મળતી નથી આમ છતાં પાઠાતર નોંધવાનો લેખકનો પ્રયત્ન મહત્ત્વનો ગણાય શબ્દાર્થની સાથે શ્રી જ્ઞાનવિમલસૂરિનોસ્તબક ભાષાફેર કરીને આપ્યો છે. આ સ્તબક સંક્ષેપમાં અને અર્વાચીન ભાષા સ્વરૂપમાં અપાયેલો હોવાથી કયાંક મૂળનો વિચાર બરાબર પ્રગટ થયો નથી સ્તવન વિશેનુ વિવેચન અને એમાં પણ સ્વતનમાં આવતા પારિભાષિક શબ્દોની વિસ્તૃત છણાવટ વિવેચકની જૈન તત્ત્વજ્ઞાન વિશેની જાણકારી દર્શાવે છે એવી જ-

રીતે આનંદઘનજીના તેવીસ અને ચોવીસમા સ્તવન તરીકે જે ત્રણ-ત્રણ સ્તવનો મળે છે, તેની નોંધપાત્ર વિવેચના કરવામાં આવી છે પુસ્તકને અંતે આખીય ચોવીસી અને એમાં પણ છેલ્લા બે સ્તવનો જે ત્રણ-ત્રણ મળે છે તે પણ આપવામા આવ્યાં છે

## આનંદઘનજીનાં પદો

### સંગ્રહરૂપ સામગ્રી

[૧] **રાયચંદ જૈન કાવ્યમાલા** ગુચ્છક ૧ લો સંગ્રહ અને સંશોધન-કર્તા મનસુખભાઈ રવજીભાઈ મહેતા. ઈ. સ. ૧૯૦૮. આમા આનંદઘનજીનાં ૧૦૭ પદ આપ્યાં છે.

[૨] **જૈનકાવ્ય પ્રવેશ :** સંયોજક ને પ્રકાશક—મોહનલાલ દલીચંદ દેસાઈ આવૃત્તિ પ્રથમ, ઈ. સ. ૧૯૧૨ આમાં આનંદઘનજીના પાંચ પદ – (૧) પ્રભુ ભજ લે મેરા (૨) ક્યા સોવે (૩) રામ કહો (૪) બેર બેર નહિ. (૫) એ જિનકે પાય—આપ્યા છે અને તેનો અર્થ આપ્યો છે

[૩] **સજ્ઝાયમાળા** ભાગ ૧, ૨, ૩, ૪ અને પદસંગ્રહ પ્રકાશક શા. મગનલાલ હઠીસીંગ ઈ. સ. ૧૯૧૪-પ્રથમ આવૃત્તિ. આનંદઘનજીનાં તેર પદો મળે છે.

[૪] **આધ્યાત્મિક શાંતિ સુધારસ ભજનમાળા** . પ્રસિદ્ધ કર્તા શ્રીમતી ઈંદિરાબેન જશુભાઈ બેંકર ઈ. સ. ૧૯૪૨ આમા આનંદઘનજીનાં ત્રણ પદો મળે છે

[૫] **આનંદઘન પદ્યરત્નાવલી :** સંપાદક: સારાભાઈ મણિલાલ નવાબ. ઈ. સ. ૧૯૫૪ શ્રી આનંદઘનજીના ૧૦૯ પદોનો સંગ્રહ કરવામા આવ્યો છે.

[૬] **યોગીરાજ શ્રી આનંદઘન કૃત સ્તવનાવલિ અને પદાવલી :** પ્રકાશક ચંદ્રકાંત જેચંદભાઈ, અમદાવાદ ઈ. સ. ૧૯૫૫ પૃ ૧૩૨ કિંમત-પ્રભાવના નિમિત્તે પ્રગટ કરી. આમા આરંભમાં ૩ થી ૧૧ પાનામા શ્રી અંબાલાલ પ્રે. શાહે સંક્ષેપમાં શ્રી આનંદઘનજીની કવિતા વિશે લખ્યુ છે. પૃ ૬૯ થી ૧૩૨માં આનંદઘનજીનાં ૫૧ પદો આપ્યા છે.

[૭] **સ્તવનાવલી** પ્રકાશકો : ઝવેરી મણિલાલ બાપાલાલ, શાહ નેમચંદ રીખવચંદ, પાટણ આવૃત્તિ બીજી ઈ. સ. ૧૯૬૨. આમા આનંદઘનજીનું 'ચારુ મંગલ ચાર' એ એક પદ મળે છે

## આનંદઘનજીનાં પદો

### મહત્ત્વની સામગ્રી

[૧] **આનંદઘન પદ્ય રત્નાવલી.** વિવેચક : મોતીચંદ ગિરધરલાલ કાપડિયા, પ્રકાશક શ્રી જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર. આનંદઘનજીનાં પચાસ પદોનું શબ્દાર્થ અને ભાવાર્થ સાથે વિસ્તારથી વિવેચન કર્યું છે આરંભમાં આનંદઘનજીના જીવન, ભાષા અને કૃતિઓ વિશે તેમ જ એ સમયની પરિસ્થિતિ અને તેમના સમકાલીનો વિશે વિસ્તારથી ચર્ચા કરી છે. આપુસ્તકની બીજી આવૃત્તિ 'શ્રી આનંદઘનજીના પદો', ભાગ ૧, ૨. ઈ.સ ૧૯૫૬માં શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈ દ્વારા પ્રકાશિત કરવામાં આવી છે.

[૨] **આનંદઘન પદ સંગ્રહ ભાવાર્થ :** રચયિતા આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી ત્રીજી આવૃત્તિ ઈ સ ૧૯૫૪, સ. ૨૦૧૦ પૃ. ૪૫૬. આમાં આનંદઘનજી વિશે વિસ્તારથી સચિત્ર પરિચય આપ્યો છે ૧૦૮ પદનો માર્મિક ભાવાર્થ સમજાવ્યો છે અને અંતે આનંદઘન ચોવીશી આપી છે આ પુસ્તકની પ્રથમ આવૃતિ વિ સ ૧૯૬૯ (ઈ. સ ૧૯૧૩) અને બીજી આવૃત્તિ વિ સ. ૨૦૦૮ (ઈ. સ. ૧૯૫૨) માં પ્રગટ થઈ હતી.

[૩] **શ્રી આનંદઘન બહોતેરીનો બાલાવબોધ :** લેખક લાલન. પ્રસિદ્ધકર્તા–વીર પરમાત્માના શાસનનો જિજ્ઞાસુ ઈ. સ ૧૯૦૨. કિંમત–વાચન અને મનન. પૃ. ૩૦. આનંદઘનનાં કેટલાંક પદો વિશે પંડિત ફત્તેહચંદ લાલને તેના ભાવાર્થ સહિત અમેરિકામાં કરેલો ઉપદેશ આપવામાં આવ્યો છે.

### આનંદઘનનાં ચરિત્રો

[૧] **શ્રી આનંદઘનજી :** બાળ ગ્રંથાવલી, શ્રેણી ચોથી, પુસ્તક–૧૭. લેખક: નાગકુમાર મકાતી. પ્રકાશક - જ્યોતિ કાર્યાલય, અમદાવાદ, ઈ સ. ૧૯૩૨, આવૃતિ પહેલી પૃષ્ઠ–૨૦. શ્રી આનંદઘનજી વિશેની દંતકથાઓને આધારે એમનું ચરિત્ર આપવામાં આવ્યું છે.

[૨] **આનંદઘન :** લેખક . ધનવંત ઓઝા, પ્રકાશક : રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ; ઈ. સ. ૧૯૬૪, આવૃત્તિ પ્રથમ, પૃ ૩૨. આનંદઘનજીનું પ્રચલિત દંતકથાઓને આધારે તૈયાર કરેલું જીવનચરિત્ર છે. એની સાથે એમનાં પદો કે સ્તવનોની પંક્તિઓ વણી લીધી છે.

[૩] **મહાયોગી આનંદઘન :** લેખક : વસંતલાલ કાંતિલાલ ઈશ્વરલાલ, પ્રકાશક : શા. જશવંતલાલ સાંકળચંદ, ઈ. સ ૧૯૬૬, આવૃત્તિ પ્રથમ પૃષ્ઠ

# ૫. જૈન પરંપરા અને આનંદઘન

## સ્તવનનો પ્રકાર

ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીસમા અધ્યયનમાં શિષ્ય પ્રશ્ન કરે છે:

"चउवीसत्थएण भंते ! जीवे किं जणयइ ?"

"હે ભગવંત ! ચતુર્વિંશતિ-સ્તવ કરવાથી જીવ કયા લાભને પ્રાપ્ત કરે છે?"

એના ઉત્તરમાં ભગવાન કહે છે:

"चउवीसत्थएणं दंसण-विसोहिं जणयइ ।"

"હે શિષ્ય ! ચતુર્વિંશતિ-સ્તવથી જીવ દર્શનની વિશુદ્ધિ પ્રાપ્ત કરે છે. આ દર્શન અંગે સ્પષ્ટતા કરતાં ટીકાકાર કહે છે કે દર્શનનો અર્થ અહીં સમ્યક્ત્વ-સમ્યગદૃષ્ટિ-ગ્રહણ કરવાનો છે.

આ રીતે ચતુર્વિંશતિ-સ્તવથી તાત્કાલિક ફળ સમ્યક્ત્વની-શુદ્ધિની-પ્રાપ્તિનું મળે છે. આ સમ્યક્દર્શન વિના સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર પ્રગટતું નથી. અને સમ્યક્ ચારિત્ર વિના મુક્તિ મળતી નથી પરિણામે ચતુર્વિંશતિ-સ્તવનું પરંપરાફળ એ મોક્ષ છે.

જૈન પરંપરામા પ્રભુપૂજન માટે સ્તુતિ, સ્તવન, સજ્ઝાય જેવા કાવ્ય-પ્રકારો પ્રચલિત છે આ સ્તવનને માટે સ્તોત્ર, સ્તવ અને સંસ્તવ જેવા સંસ્કૃત શબ્દો મળે છે, જે સ્તવનના પર્યાયવાચી શબ્દો ગણાય આ સ્તવનનો હેતુ અવસર્પિણી કાળમા ભરતક્ષેત્રમાં થઈ ગયેલા ચોવીસ તીર્થંકરોની સ્તવના કરવાનો છે આ તીર્થંકરો સમાન શક્તિ અને પ્રભાવ ધરાવનારા છે. તેઓ ચોત્રીસ અતિશયોથી યુક્ત છે. ચોવીસ તીર્થંકરો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી ભિન્ન હોવા છતાં ગુણમાં સમાન છે. તેઓ અઢાર દૂષણથી રહિત, ઉપશમરસથી ભર-

પૂર અને પૂર્ણાનન્દમય છે. આવાં તીર્થંકરના સ્તવનો વિશુદ્ધ અંત:કરણથી, ભાવપૂર્વક ગાવાથી સમ્યક્ત્વની શુદ્ધિનું તાત્કાલિક ફળ અને મોક્ષનું પરંપરા-ફળ મળે છે. જીવ દર્શનબોધિ, જ્ઞાનબોધિ અને ચરિત્રબોધિનો લાભ મેળવીને સ્તવનરૂપ "ભાવ-મંગલ"થી મુક્તિનું મહાસુખ પામે છે.

સ્તોત્રમાં જિનેશ્વરદેવના વિશિષ્ટ સદ્‌ગુણોનું કીર્તન કરવામાં આવ્યું હોય છે એ પ્રકારની સ્તોત્રરચના મળે છે. એક પ્રકાર તે નમસ્કારરૂપ સ્તોત્ર અને બીજો પ્રકાર તે તીર્થંકરના ગુણકીર્તનરૂપ સ્તોત્ર[1] આ સ્તોત્રના જુદા જુદા પ્રકાર જોવા મળે છે નામસ્તોત્ર, રૂપસ્તોત્ર, કર્મસ્તોત્ર, ગણસ્તોત્ર અને આશીર્વાદાત્મકસ્તોત્ર–એમ પાંચ પ્રકાર પાડવામાં આવ્યા છે. જ્યારે કેટલાક ત્રણ જ પ્રકાર આપે છે અને તે આરાધના–સ્તોત્ર, અર્ચના–સ્તોત્ર અને પ્રાર્થના–સ્તોત્ર. આવી જ રીતે દ્રવ્ય, કર્મ, વિધિ અને અભિજન એ રીતે સ્તોત્રના ચાર વિભાગ પણ પાડવામાં આવે છે. વિષય અને રજૂઆતની દૃષ્ટિએ સ્તોત્રના જુદા જુદા વિભાગો પાડવામાં આવ્યા છે.

આ સ્તોત્રમાં પ્રભુગુણકીર્તન હોય છે. જૈન ધર્મમાં જિનની સ્તુતિ અન્ય ધર્મોની પ્રભુસ્તુતિ જેવી નથી જૈન ધર્મમાં ઈશ્વર કે તીર્થંકર જીવોનો ઉદ્ધાર નથી કરી શકતા, માત્ર એને ઉદ્ધારનો માર્ગ બતાવી શકે છે પોતાના કર્મથી મુક્ત થવાનો પ્રયત્ન તો વ્યક્તિએ પોતે જ કરવાનો હોય છે હિન્દુ ધર્મના ભક્તિમાર્ગમાં જે રીતે પ્રભુ જગતના નાથ છે, તેઓ સઘળી ઇચ્છા પૂરી કરનારા છે અને આખું જગત ઈશ્વરનું મંગલમય સર્જન છે એવી ભાવના જૈન ધર્મના તીર્થંકરોમાં હોતી નથી આમ છતાં ભક્તિમાર્ગની અસરને કારણે સ્તવનોમાં ઈશ્વરકૃપા અને ઈશ્વરને નાથ કે પ્રીતમ માનવાનું વલણ જોવા મળે છે જૈન ધર્મમાં તીર્થંકરને શરણે જવાની વાત નથી; માત્ર એટલું જ કે એમના માર્ગે ચાલવા માટે તીર્થંકર પર આસ્થા હોવી જોઈએ, પરંતુ સ્તવનસાહિત્યમાં આવી ઈશ્વરશરણની વાત જોવા મળે છે. આ રીતે સ્તવનોમાં ભક્તિનું પ્રાધાન્ય, ઈશ્વરકૃપાની યાચના, ઈશ્વરનું શરણ, દાસ્યભાવે મુક્તિની માગણી અને પ્રભુને સ્વામી માનવાની જે ભાવના જોવા મળે છે તે હિન્દુ ધર્મના ભક્તિમાર્ગની અસરને કારણે આવેલી છે

સ્તોત્ર રચનાની આ જૈન પરંપરાનો પ્રારંભ સંસ્કૃતમાં સિદ્ધસેન દિવાકરથી થયેલો જોવા મળે છે. પંડિતશ્રી સુખલાલજી સિદ્ધસેન દિવાકરને "આદ્ય જૈન તાર્કિક,

૧૦૪ આનંદઘનજીના જીવનપ્રસંગોનું મનોહર શૈલીમાં આલેખન કર્યું છે. મહાયોગી આનંદઘનજીના આ ચરિત્રમાં એક હકીકત તરી આવે છે કે વિગતોની પ્રમાણભૂતતા ચકાસવાને બદલે એમની યોગદશા અને સિદ્ધિ વિશેના પ્રચલિત પ્રસંગોને આલેખવાનું જ ચરિત્રકારે યોગ્ય માન્યું છે. એને કારણે શ્રી આનંદઘનજીના જીવન વિશેની પ્રમાણભૂત હકીકતો સાંપડતી નથી. ઉપરાંત, તેમના જીવનની ઇતિહાસપૂત હકીકતો મૂકવાને બદલે અહોભાવથી પ્રેરિત લોકોક્તિઓ કે દંતકથાઓનો પુષ્કળ ઉપયોગ કરેલો માલૂમ પડે છે. આ પુસ્તકના પ્રથમ પ્રકરણમાં "આનંદઘનજીની જીવનરેખા", બીજા પ્રકરણમાં "શ્રીમદ્ આનંદઘનજીની કૃતિઓમાંથી તારવેલ પંક્તિઓ ઉપર સંક્ષિપ્ત વિવેચન" અને ત્રીજા પ્રકરણમાં "શ્રીમદ્ આનંદઘનજીના જીવનપ્રસંગો" આપવામાં આવ્યા છે. લેખકની છટાદાર શૈલી નોંધપાત્ર ગણાય.

## (સંગ્રહરૂપ સામગ્રી (હિન્દી ભાષામાં)

[૧] **શ્રી આનંદઘનજી તથા ચિદાનંદજી વિરચિત બહોંતેરી**. પ્રસિદ્ધકર્તા શા. કેશવલાલ સવાઈભાઈ, અમદાવાદ, ઈ. સ. ૧૯૧૩, આવૃત્તિ પ્રથમ. આમાં આનંદઘનજીનાં ૧૦૫ પદ આપ્યાં છે.

[૨] **શ્રી આનંદઘન-દેવચંદ્ર ચૌવીસી** : પ્રકાશક હરિસાગર જૈન પુસ્તકાલય, લોહાવટ, મારવાડ. ઈ. સ. ૧૯૩૦, આવૃત્તિ પ્રથમ. શ્રી આનંદઘનજી અને દેવચંદ્રજીનાં સ્તવનો આપ્યાં છે. આમાં આનંદઘનજીનાં બાવીસ સ્તવનો પછી "ધ્રુવપદ રામી" અને "પાસ જિન તાહરા" એ પાર્શ્વજિન સ્તવનો તેમજ "વીર જિનેશ્વર" અને "ચરમ જિણેસર" એ બે મહાવીર જિન સ્તવનો આપ્યાં છે. એ પછી "ખુદ આનંદઘનજીનાં સ્તવનો" તરીકે "પ્રણમું પાદ પંકજ" અને "વીર જિનેશ્વર પરમેશ્વર" એ બે સ્તવનો આપ્યાં છે.

[૩] **સ્તવનાવલિ**. સ્વર્ગીય રાય શેતાબચન્દ નાહર બહાદુર દ્વારા સંગ્રહિત. પ્રકાશક-ફત્તેસિંહ નાહર, કલકત્તા. આવૃત્તિ ચોથી, ઈ. સ. ૧૯૪૦. આનંદઘનજીનાં કેટલાંક સ્તવનો અને પદો આપ્યાં છે.

## મહત્ત્વના ગ્રંથો (હિન્દીમાં)

[૧] **આનંદઘન**. લે. પ્રો. વિશ્વનાથ પ્રસાદ મિશ્ર. પ્રકાશક-હનુમાન મંદિર ન્યાસ, કલકત્તા, ઈ. સ. ૧૯૭૦. આનંદઘનજીની ચોવીશી અને પદોની સાથે સાથે ટિપ્પણમાં વિશેષ શબ્દોના અર્થ આપ્યા છે.

[૨] **આનંદઘન ગ્રંથાવલી** . સંગ્રહકર્તા અને અર્થકાર· ઉમરાવચંદ જૈન જરગડ. સંપાદક–મહતાબચંદ ખારૈડ પ્રકાશક : શ્રી વિજયચંદ જરગડ, જયપુર ૩, ઈ. સ. ૧૯૭૫, આવૃત્તિ પ્રથમ પૃષ્ઠ . ૩૬૬. આ પુસ્તકના પ્રારંભમાં શ્રી અગરચંદજી નાહટાનો પ્રાસંગિક વક્તવ્યરૂપે મહત્ત્વપૂર્ણ લેખ છે તેમ જ આનંદઘનજીનાં પદો વિશે એક સૂચિ આપવામા આવી છે. એ પછી આનંદઘનજીનાં પદો અને સ્તવનો, એના પાઠાંતર અને તેના અર્થ તેમજ આનંદઘનજીની અન્ય રચનાઓ વિશે નોંધપાત્ર માહિતી મળે છે.

[૩] **અધ્યાત્મ દર્શન** . લેખક : મુનિ નેમિચંદજી પ્રકાશક-વિશ્વવાત્સલ્ય પ્રકાશન સમિતિ, લોહામંડી, આગરા–૨, ઈ સ. ૧૯૭૬ આવૃત્તિ પ્રથમ. પૃષ્ઠ : ૫૪૭. આનંદઘનજીના સ્તવનોનો અર્થ અને તેના ઉપર ભાષ્ય આપ્યું છે. જો કે આના પાઠની શુદ્ધિ વિશે કશો વિચાર કરવામા આવ્યો નથી છેલ્લાં એ સ્તવનોમાં તેવીસમુ "ધ્રુવ પદ રામી" અને ચોવીસમુ "વીર જિનેશ્વર ચરણે" એ બે સ્તવનો આપ્યાં છે.

આદ્ય જૈન કવિ, આદ્ય જૈન સ્તુતિકાર, આદ્ય જૈનવાદી, આદ્ય જૈન દાર્શનિક અને આદ્ય સર્વ દર્શન સંગ્રાહક" માને છે.[२]

આ પછી સ્વામી સમન્તભદ્રે જૈન સાહિત્યમાં અનેક નવીન પરંપરાઓનો માર્ગ ખોલી આપ્યો. એમણે ચોવીસ તીર્થંકરોની સ્તુતિ રચી અને એને પરિણામે જૈન સાહિત્યમાં સ્તોત્ર રચવાની એક નવીન પરંપરા શરૂ થઈ. જ્યારે સ્વામી સમન્તભદ્રે "युक्त्यनुशासन" સ્તોત્રમાં ચોસઠ પદ્યોમાં ભગવાન મહાવીરની સ્તુતિ કરવાની સાથોસાથ વૈશેષિક, બૌદ્ધ, ચાર્વાક વગેરે દર્શનોની સમાલોચના કરી અને એમાં અનેકાંતવાદનું પણ વર્ણન કર્યું. સ્વામી સમન્તભદ્રના "આપ્તમીમાંસા" સ્તોત્રમાં એકાંતવાદનું નિરસન કરવામાં આવ્યું છે. આ પછી વિક્રમની છઠ્ઠી સદીમાં આચાર્ય દેવનંદિએ "સિદ્ધિપ્રિયસ્તોત્ર"ની રચના કરી, જેમાં પદાન્ત યમક અને ચક્રબંધનો પ્રયોગ કર્યો. આઠમી સદીમાં શ્રી માનતુંગસૂરિએ એમની રચનાઓમાં મંત્ર, તંત્ર, યંત્ર જેવા શાસ્ત્રીય વિષયોની રચના કરી. એમનું "ભક્તામર સ્તોત્ર" ઘણી લોકચાહના પામ્યું. શ્રી હરિભદ્રસૂરિએ અને બપ્પભટ્ટસૂરિએ પણ સ્તોત્ર–સાહિત્યમાં મહત્ત્વનું પ્રદાન કર્યું. વિક્રમની અગિયારમી સદીમાં શ્રી જમ્બુમુનિએ "જિનશતક"ની રચના કરી અને એમાં સ્રગ્ધરા છંદનો તેમ જ શબ્દાલંકારોનો પ્રયોગ કર્યો. શ્રી શોભનમુનિએ "સ્તુતિ ચતુર્વિંશતિકા"ની યમકમય રચના કરી. આચાર્ય હેમચંદ્રાચાર્યે પૂર્વાચાર્યોની સ્તોત્રરચનાપદ્ધતિનું અવલંબન લીધું, પણ એમાં એમના અગાધ જ્ઞાનનો સુમેળ સધાતાં એ સ્તોત્રમાં ચિંતનને મહત્ત્વનું સ્થાન મળ્યું. આ પછી અલંકારભરી સ્તોત્રરચનાઓ થવા લાગી અને જિનપ્રભસૂરિએ તો ભિન્ન ભિન્ન અલંકાર અને છંદ ધરાવતા સાતસો સ્તોત્રોની રચના કરી. શ્રી કુલમંડનસૂરિ, જયતિલકસૂરિ, જયકીર્તિસૂરિ જેવા સાધુઓએ ચિત્રકાવ્યમય રચનાઓ કરી. શ્રી સોમસુંદરસૂરિ, રત્નશેખરસૂરિ અને સમયસુંદર ગણિએ પણ મહત્ત્વની સ્તોત્ર–રચના કરી. આ રીતે જૈન પરંપરામાં સમૃદ્ધ સ્તોત્ર–સાહિત્યની રચના થયેલી જોવા મળે છે.[३]

આ સ્તોત્ર–સાહિત્યમાંથી પ્રાદેશિક ભાષામાં સ્તવનની પરંપરાનો ઉદ્ભવ થયો છે. પ્રારંભે આ સ્તવનોમાં સરળ, ટૂંકી અને ગુણપરક સ્તુતિ જ કરવામાં આવતી, પણ ધીરે ધીરે એનો વિકાસ થતાં એમાં અન્ય વિષયોનો સમાવેશ થવા લાગ્યો. આ સ્તવનોમાં વૈયાકરણોએ વ્યાકરણના વિશિષ્ટ પ્રયોગો દ્વારા સ્તુતિ કરી. યાંત્રિકોએ મંત્રગર્ભિત સ્તુતિઓ રચી. એ પછી તો જુદાં જુદાં વ્યંજન (શાક) અને ફળફળાદિને અવલંબીને સ્તુતિઓની રચના કરવામાં આવી. આ સ્તવનોમાં

ક્યાંક પ્રભુના ગુણોનું માત્ર કીર્તન હોય છે. જેમ કે શ્રી જિનમહેન્દ્રસૂરિ શ્રી સુવિધિ જિન સ્તવનમા પ્રભુના ગુણોને દર્શાવતા કહે છે—

"જય જય જગદાધાર, સુવિધિ જિણંદા રે;
સારે સુરનર સેવ અધિક આનંદા રે ૧
સુરતરુનો અવતાર, સિવ સુખકંદા રે,
સમર્યા પૂરઇ કાજ, કાટૈ ફંદા રે ૨
પાપ વિદારણ સ્વામ, કોટિ જિણંદા રે,
સાત જ કારણ જાણ, (જિન) ચંદા રે ૩
તુજ ગુણ અંત ન પાર, કહત સુરિંદા રે,
ચાહે તુઝ પદ સેવ, મહેન્દ્ર મુણિંદા રે ૪

આવાં સ્તવનોમા તીર્થંકરના ગુણોનુ કીર્તન હોય છે અને ઘણી વાર તો એ ગુણાનુવાદ માત્ર વિશેષણોથી જ કરવામા આવે છે યોગી આનંદઘનજીએ પણ સાતમા શ્રી સુપાર્શ્વજિન સ્તવનમા આવુ ગુણ-કીર્તન કરતા માત્ર વિશેષણોથી તીર્થંકરનો મહિમા કર્યો છે.

"શિવશંકર જગદીસરૂ ચિદાનંદ ભગવાન,
જિન અરિહા તિત્થંકરૂ જ્યોતિ સરુપ સમાન, લલના."
અલખ નિરંજણ વચ્છલૂ, સકલ જંતૂ વિસરામ
અભયદાન દાતા સદા, પૂરણ આતમારામ"
(ગાથા ૩ ૪)

પામર માનવી પોતાને ઉગારવા માટે અને ભવભ્રમણના ફેરા ટાળવા માટે તીર્થંકર દેવને દર્દભરી વિનતી કે આજીજી કરતા હોય એવા સ્તવનો મળે છે. આ સ્તવનોમા પ્રભુને પરમસ્થાન, પરમજ્ઞાન અને પરમ આત્મારૂપ માનીને જીવ વિનતી કરતો હોય છે શ્રી ખુશાલમુનિ એમના શ્રી નમિજિન સ્તવનમા પોતાના અક્ષય ખજાનો ધરાવતા "સાહિબા" ને સેવકને કશુંક આપવા વિનતી કરે છે. એના દરબારમા રાત-દિવસ ઊભો રહીને સહેજે ખામી ન આવે તે રીતે પોતે સેવા કરે છે અને છેલ્લે તેઓ જિનવરને વિનતી કરે છે—

"મુજને આપો વહાલા વંછિતદાન જો,
જેહવો રે તેહવો છુ તો પણ તાહરો રે,
વહાલો વહેલો રૂડો સેવક વાન જો,
દોષ ન કોઈ રે ગણુ જો માહરો રે.

જગબંધવ જાણીને તાહરે પાસ જો,
આવ્યો રે ઉમાહ ધરીને નેહશું રે
શ્રી અખયચંદસૂરીશ પસાએ આશ જો,
સફળી ફળી છે ખુશાલ મુનિને જેહશું રે"[૫]

એ જ રીતે શ્રી હરખચંદજી શ્રી શાંતિનાથ જિન સ્તવનના આરંભે કહે છે કે "ચિત ચાહત સેવા ચરનનકી"[૬]

પ્રભુને પ્રિયતમ કે મિત્ર માનીને પણ એનું ગુણ-કીર્તન કરવામાં આવે છે. આનંદઘનજીએ ઋષભ-જિનના પ્રથમ સ્તવનમાં એમને "પ્રીતમ" કહ્યા છે પ્રભુને પ્રિયતમ માનીને પ્રભુ પોતાને ભૂલી ગયા, એ રીતે ઉપાલંભ આપતાં સ્તવનોની પણ રચના થઈ છે અને આવા સ્તવનોમાં કૃષ્ણભક્તિનાં પદોની છાંટ પણ જોવા મળે છે અમૃતવિજયજી નેમિનાથ સ્તવનમાં ગુલાલ ઉડાડતા પ્રિયતમની વાત કરતા કહે છે—

"રસ બસ કે સંગ ભઈ હૈ કુરકવા, વા ન દૂર હીયા રિઝેગી,
કેસર ભરી પીચકારી નિવારી, સુરંગ ચુનરીયા ભીંજેગી
પીરી ભઈ પિયુ પિયુ રટનાગે, જૈસી જુન્હીયા છીજેગી,
ખેલ બરજ સખીયાકી મહિયા, કહા જુ સુનઈયા કીજેગી
રાજુલ સિર બડી તો મત યાકી, છોટીસી નનદીયા દીજેગી,
મન ભાવન પિયા નેમિસર સોં અમૃત રસ યા પીજેગી[૭]"

પ્રભુને "મુજરો" લેવાનું પણ કહેવામાં આવે છે, અને આ "ભવ ભવ સેવક" એની પાસે માગણી કરે છે

"કાંઈ જોજ્યો કાંઈ જોજ્યો રે, સ્વામીડા મુને નેહ ભર જોજ્યો,
મુજરો લ્યો કે પાસ જિણંદા, ટાળી જે ભવ ફેરો રે."[૮]

શ્રી કાંતિવિજયજી રચિત પાર્શ્વજિન સ્તવનમાં આ રીતે "સ્વામીડા" પાસે યાચના કરવામાં આવી છે, તો પ્રભુને ઉપાલંભ આપતા સ્તવનો પણ મળે છે—

"બાળપણે આપણ સસનેહી, રમતા નવ નવ વેષે,
આજ તુમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસારીને વેષે.
હો પ્રભુજી ! ઓલંભડે મત ખીજો.

જો તુમ ધ્યાતાં શિવ-સુખ લહીએ, તો તુમને કેઈ ધ્યાવે;
પણ ભવસ્થિતિ-પરિપાક થયા વિણ, કોઈ ન મુક્તિ જાવે.
હો પ્રભુજી''૯

સ્તવનોમાં તીર્થંકરના જીવનને અથવા તો એમના જીવનના કોઈ એક પ્રસંગને નિરૂપવામાં આવે છે. આ રીતે તીર્થંકરના બાલ્યકાળ, યૌવનકાળ કે દીક્ષા અવસ્થાની કોઈ મહત્તાનુ નિરૂપણ કરવામા આવે છે. ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ એ પૈકી કોઈ એક પ્રસંગની મહત્તા દર્શાવવામાં આવે છે. આનંદઘનજીએ શ્રી નેમિનાથ જિન સ્તવનમા નેમ-રાજુલનો પ્રસંગ નિરૂપ્યો છે શ્રી યશોવિજયજી મહારાજે વિકરાળ વૈતાલને વશ કરનારા બાળ વર્ધમાનનો પ્રસંગ ''મહાવીર જિન સ્તવન''માં આલેખ્યો છે શ્રી જિનવિજયજી એમના ''મહાવીર જિનસ્તવન''માં મહાવીરના જીવનની ઝલક નિરૂપતાં કહે છે—

''વંદો વીર જિનેશ્વર રાયા, ત્રિસલાદેવી જાયા રે;
હરી લંછન કંચનવન કાયા, અમરવધુ હુલરાયા રે,
બાળ પણે સુરગિરિ ડોલાયા, અહિ વૈતાલ હરાયા રે,
ઈંદ્ર કહણ વ્યાકરણ નિપાયા, પંડિત વિસ્મય પાયા રે,
ત્રીશ વરસ ઘરબાર રહાયા, સંયમ શુ લય માયા રે,
બાર વરસ તપ કર્મ ખપાયા, કેવળ નાણ ઉપાયા રે''૧૦

સ્તવનોમા ભક્ત જેમ પ્રભુગુણકીર્તન કરતો હોય છે તો એ જ રીતે ક્યારેક સ્વનિંદા પણ કરતો હોય છે. એ પોતાના અવગુણો બતાવે છે, પોતાની ત્રુટિઓ અને નબળાઈઓ બતાવી તેમાથી ઉગારવા માટે તીર્થંકરને વિનંતી કરે છે:

''વિહરમાન ભગવાન! સુણો મુજ વિનતિ,
જગ-તારક! જગન્નાથ! અછો ત્રિભુવનપતિ,
ભાસક લોકાલોકતણા જાણો છતિ,
તો પણ વીતક વાત કહુ છુ તુજ પ્રતિ,
હુ સરૂપ નિજ છોડી રમ્યો પર-પુદ્ગલે,
ઝીલ્યો ઉલ્લટ આણી, વિષય-તૃષ્ણા-જલે,
આશ્રવ-બંધ વિભાવ કરુ રુચિ આપણી,
ભૂલ્યો મિથ્યાવાસ દોષ દઉ પર—ભણી''૧૧

આ સ્તવનોમાં જે રીતે આત્મનિંદા કરીને સ્તુતિ કરવામાં આવી હોય છે, તેવી જ રીતે કોઈ સ્તવનમાં આત્માનંદનુ ગાન પણ કરવામાં આવ્યું હોય છે. આત્મજ્ઞાન થતાં અંતરમાં અપાર આનંદ થાય છે અને ઘણા સ્તવનકારોએ આ આનંદને પોતાનાં સ્તવનોમાં ગાયો છે શ્રી જિનલાભસૂરિ કુંથુજિન સ્તવનમાં કહે છે—

"સાહિબ કુંથુ જિણંદ મંદિર પાઉધારીયાજી જિનરાજ,
અતિ ઘણો ઉલ્લટ આણ, મોતીયડે વધાવિયાજી"

અને પછી કવિ એનું છટાદાર વર્ણન આપે છે લોકો જયજયકાર કરે છે ગણધર અને ઈન્દ્ર પણ આવ્યા છે વદન, નાસિકા અને અધર અપૂર્વ શોભા ધારણ કરે છે કવિ કહે છે કે એમનું મન-મંદિર અતિ ઉલ્લાસ પામે છે અને અંતમાં ગાઈ ઊઠે છે—

"આતમે આતમ ઉત્તમ, દિવ્ય પ્રગટ કીયો જી
શ્રી જિનલાભે કુંથુ, આવત આદર દીયો જી"[૧૨]

ઉપાધ્યાય શ્રી યશોવિજયજી શ્રી મુનિસુવ્રતજિન સ્તવનમાં કહે છે—

"આજ સફળ દિન મુજ તણો, મુનિસુવ્રત દીઠા;
ભાગી તે ભાવઠ ભવ તણી, દિવસ દુરિતના નીઠા"[૧૩]

આવી જ રીતે સમતારસના પાનમાં મોજ માણતા ચિદાનંદજી કહે છે કે હવે તો હરિ, હર, બ્રહ્મ કે ઈન્દ્રની સિદ્ધિ પણ સામાન્ય લાગે છે
કવિ કહે છે—

"હમ મગન ભયે પ્રભુધ્યાનમે, હમ મગન ભયે પ્રભુધ્યાનમે,
બિસર ગઈ દુવિધા તન-મનકી, અચિરા-સુત-ગુણ-ગાનમે"[૧૪]

અધ્યાત્મયોગી આનંદઘન પણ વિમલજિનેશ્વરના દર્શન થતાં દુઃખ અને દુર્ભાગ્ય દૂર થયાં અને સુખસંપત્તિ સાથે મેળાપ થયાનો આનંદ પ્રગટ કરે છે અને એથીય વિશેષ શ્રી ધર્મજિન સ્તવનમાં તો કવિ પ્રભુભક્તિની એવી મસ્તીમાં છે.

"ધરમ જિણેસર ગાવું રંગસ્યું
ભંગ મ પડજ્યો હો પ્રીત્ય,

બીજો મનમંદિર આણું નહીં
એ અમ્હ કુલવટ રીતિ."
(સ્તવન : ૧૫ : ગાથા . ૧)

સ્તવનોમાં આત્મનિંદા, પ્રભુપ્રશસ્તિ જેવા વિષયો સર્વસામાન્ય બની ગયા હતા, ત્યારે આ સ્તવનના પ્રકારમાં અધ્યાત્મભાવને ચર્ચવાની વિલક્ષણ રીત આનંદઘન જેવા સાધકો અપનાવે છે. શ્રી હેમચંદ્રાચાર્યે "સકલાર્હંત-સ્તવન"મા જૈનદર્શનના સિદ્ધાંતોની ચર્ચા કરી છે મોહનવિજયજી (લટકાળા) અને ચિદાનંદજીએ એમના સ્તવનોમા તાત્ત્વિકચર્ચા કરી છે.

સ્તવનોની સામાન્ય પરિપાટીથી આનંદઘનજીનાં સ્તવનો નવો ચીલો પાડતાં લાગે છે. એમના સ્તવનોમા રૂઢ ભાવો નથી, પરંપરાગત ગુણવર્ણન નથી, ઉપમા, દૃષ્ટાંત જેવા અલંકારોની ચમત્કૃતિ નથી, પરંતુ આ સ્તવનોમા સત્ય-શોધક, આત્મગવેષણા કરનાર આત્મજ્ઞાનીની આત્મખોજનુ બયાન છે અંતરમા ઉછળતી ભક્તિની અનુભૂતિની સાથોસાથ સાધકના અનુભવમાથી કેટલુંય નવ-નીત આપોઆપ નીતરી આવે છે આમા જ્ઞાનની ગહનતા છે, ભક્તિની મૃદુતા છે, અધ્યાત્મની ગૂઢતા છે અને એથીય વિશેષ આ બધુ જ ઘૂંટાઈ ઘૂંટાઈને સાહજિક રીતે વ્યક્ત થયેલુ છે આથી જ જ્ઞાનસાર જેવા વિદ્વાને છત્રીસ–છત્રીસ વર્ષ સુધી "આનંદઘન બાવીસી" પર મનન કર્યા પછી એના પર "બાલાવબોધ" લખ્યો ત્યારે એને આનંદઘનનો આશય "અતિગંભીર" લાગ્યો હતો. તેઓ આનંદઘનની રચનાઓ "ટંકશાળી" એટલે કે નગદ સત્યનો કીમતી ઉપદેશ આપનારી તરીકે ઓળખાવે છે આ સ્તવનોમા વણાયેલો બોધ જોઈએ

## આધ્યાત્મિક ઉન્નતિનો બોધ

યોગ અને અધ્યાત્મના આત્મસાત્ કરેલા રહસ્યો કઈ રીતે પ્રગટ થાય? સમર્થ યોગી, મહાન અધ્યાત્મજ્ઞાની અને આગમના અભ્યાસી સાધકની વાણીનુ સ્વયંસ્ફુરિત ઝરણુ કેવી રીતે પ્રગટ થાય છે? આનંદઘનના સ્તવનોનો પ્રારંભ જ્ઞાન, ભક્તિ અને યોગની અનુપમ ત્રિવેણીથી થાય છે તે આપણને એકાએક સાધનાના ઊંડાણમાં લઈ જતા નથી, પણ ક્રમશ એના એક એકથી ચઢિયાતાં ઉન્નત સોપાનો દર્શાવે છે. આનંદઘને આરંભ કર્યો છે ભૌતિક પ્રેમ અને પ્રભુ પ્રેમનુ અંતર બતાવીને, ભૌતિક પ્રેમના સંદર્ભમા ઉચ્ચ આધ્યાત્મિક પ્રેમની વિશેષતા દર્શાવીને. આમ છતા ઋષભ જિનેશ્વરને તેઓ "પ્રીતમ માહારા" કહે

છે, પણ ક્યાય આ "પ્રીતમ" પ્રત્યે લાગણીની ઘેલછા દાખવી નથી. એની સામે પ્રણયના લાડભર્યા ઉદ્ગાર કાઢ્યા નથી. આ પ્રીતિ એ તો ગૌરવશાળી પ્રીતિ છે, એ કોઈ લાચારની શરણાગતિ નથી આ પ્રીતિ એ આત્મખોજના અંતે સાંપડેલી એકલીનતા છે, એ કોઈ સોપાધિક પ્રીતિ નથી. આથી તો યોગી આનંદઘન બાહ્ય પ્રીતિનો વિરોધ કરી ધાતુએ ધાતુનો મેળાપ થાય એવી તદ્રૂપતાનો આગ્રહ રાખે છે. દુન્યવી પ્રેમ એ તો પ્રીતિની વાતો કરે છે. એમા પુદ્ગલનું આકર્ષણ હોય છે, જ્યારે આનંદઘન તો આત્માની વિશુદ્ધ દશાથી મેળવાતા પ્રભુપ્રેમની ચાહના કરે છે. આ માટે બાહ્ય તપ કે લીલાના લક્ષ્યસ્વરૂપની તેઓ ટીકા કરે છે. અહી તો ધ્યાન, ધ્યેય અને ધ્યાતા એકરૂપ બને તેવા ભાવ-પૂજનની વાત છે અંતરમા ક્યાય કૂડ-કપટ ન હોય, મનમા ક્યાય ક્લેશ ન હોય, આત્મામા ક્યાય વિકાર ન હોય એવી શુદ્ધ ચેતનાનુ આત્મસમર્પણ છે. આવી પૂજાનુ ફળ જ છે ચિત્તપ્રસત્તિ એવી ચિત્તપ્રસત્તિ મેળવવાના માર્ગનો કવિ નિર્દેશ કરે છે. આ રીતે પ્રથમ સ્તવનમા પરમાત્મ પ્રીતિનુ તત્ત્વજ્ઞાન આનંદઘને આલેખ્યુ છે

પ્રથમ સ્તવનમા સ્થૂળપ્રીતિ અને આધ્યાત્મિક પ્રીતિનો ભેદ દર્શાવી પ્રભુની સ્થાયી પ્રીતિનો મહિમા ગાયો છે. હવે એ સ્થાયી પ્રીતિને માર્ગે આગળ જવુ છે. એ દિવ્ય માર્ગનુ અનુસરણ કરવુ છે અને તેની વાત યોગી આનંદઘન બીજા સ્તવનમા કહે છે આ માર્ગે ચાલવુ એ તલવારની ધાર પર ચાલવા કરતા પણ કપરુ છે, કારણ કે સત્યમાર્ગ એ કદીય સરળ માર્ગ હોતો નથી એ માર્ગે ચાલવા માટે અજિતનાથ જિનેશ્વરનો પંથ નિહાળે છે, ત્યારે ખ્યાલ આવે છે કે જે આતર-શત્રુઓથી હુ પીડાઉ છુ તેને તો જિનેશ્વરે જીતી લીધા છે. જેને ભગવાને વશ કરીને કાબૂમા રાખ્યા છે એ જ રાગદ્વેષ પોતાના પર કાબૂ ધરાવે છે। આવા પ્રભુનો પંથ ચર્મચક્ષુથી કઈ રીતે જોઈ શકાય? એ માટે તો રહસ્ય પારખનારાં દિવ્યચક્ષુ જોઈએ એ પંથે ચાલવા માટે અગાઉની પરંપરા જોઈએ તો તેય સાચો રાહબર નથી એમા મતાગ્રહ અને હઠાગ્રહ ચાલ્યા છે આ પછી તર્કનો આશ્રય લઈએ તો તેય પ્રભુના પંથે લઈ જતી નથી વાદ અને વિવાદના વર્તુળમા તર્ક ફેરફૂદડી ફર્યા કરે છે આમ, સ્થૂળ-ચક્ષુ, પુરુષ-પરંપરા અને તર્ક-વિચારણા પ્રભુનો માર્ગ દાખવતા નથી આગમદૃષ્ટિએ વિચાર કરીએ તો ક્યાય ઊભા રહેવાની જગ્યા પણ નથી. અંતે કાળલબ્ધિ પામીને પંથ નિહાળવાના પરિણામની આશા રાખી તેનું અવલંબન કરીએ છીએ આ બીજા સ્તવનમાં કવિ દર્શાવે છે કે અધ્યાત્મને માર્ગે ચાલનારે વાદ-વિવાદ કે

પરંપરાને બદલે આત્મદષ્ટિએ આગળ વધવું જોઈએ, તો જ એની પરમાત્મ-માર્ગદર્શનની અભિલાષા સિદ્ધ થશે.

પહેલાં સ્તવનમાં પરમાત્મા સાથે પ્રીત જોડી, બીજા સ્તવનમા એનો માર્ગ નિહાળ્યો અને હવે એ પરમાત્માની સેવાનું રહસ્ય પામીએ. પરમાત્માની સેવા માટે શુદ્ધિની સજ્જતા કેળવવી જોઈએ કવિ આનદઘન માત્ર ત્રણ શબ્દોમા એ સજ્જતા બતાવે છે તેઓ અભય, અદ્વેષ અને અખેદ ધારણ કરવાનુ કહે છે અને પછી ભય, દ્વેષ અને ખેદની લાઘવભરી સમજાવટ આપે છે વિચારોનું અસ્થિરપણું તે ભય, અરોચકભાવ તે દ્વેષ અને પ્રભુસેવામા પ્રમાદ તે ખેદ આ રીતે અભય, અદ્વેષ અને અખેદથી ભૂમિકાશુદ્ધિ થાય ત્યારે સાધક યોગના રહસ્ય ભણી આગળ વધે છે જ્યારે એ ચરમપુદ્‌ગળપરાવર્તમા આવે, ત્રીજુ કરણ કરે અને એની ભવસ્થિતિ પરિપાકદશાને પામે છે ત્યારે મોક્ષ માર્ગ તરફ એની દૃષ્ટિ ખૂલી જાય છે પાતિકનો નાશ કરનારા સાધુ પુરુષનો પરિચય થાય છે. અશુભ વૃત્તિઓનો ક્ષય થાય છે અને નયવાદની સાચી સમજ એનામાં જન્મે છે. આવી ભૂમિકા તૈયાર થાય પછી જ અગમ અને અનુપમ પ્રભુ-સેવા થઈ શકે છે

પરમાત્માની સેવા માટે સજ્જ સાધકમાં પરમાત્મ-દર્શનની આરત જાગે છે શ્રી અભિનદન જિન સ્તવનમા કવિએ પરમાત્મદર્શનનો તલસાટ વ્યક્ત કર્યો છે આ દર્શન એ અનેકાતદર્શન છે એકાંતદર્શનથી તો અશ સત્ય પ્રાપ્ત થાય છે અનેકાંતદર્શનથી પૂર્ણ સત્યદર્શન મળે છે અહી પરમાત્માનું દર્શન એટલે કે સમ્યક્-દર્શનની મહત્તા આનદઘનજીએ ગાઈ છે આ સમ્યક્ દર્શનની વચ્ચે ઘણા અવરોધ ઊભા છે દરેક મતવાદી તો પોતાનો જ મત શ્રેષ્ઠ એવી સ્થાપના કરે છે. એથીય વિશેષ બીજાનો મત તદ્દન કનિષ્ઠ છે એવુ મમતથી કહે છે. ક્યાય નિષ્પક્ષ કે વિશુદ્ધ દૃષ્ટિ જોવા મળતી નથી, બધે જ મતાધતા નજરે પડે છે અને આવે સમયે પ્રભુદર્શનનો પાકો નિર્ણય ક્યાંથી થાય? અધનમા પડેલો અધ માનવી રવિ-શશિનુ રૂપ કઈ રીતે બતાવી શકે? એમા વળી પરમાત્માના દર્શનની આડે ઘાતી કર્મ રૂપી ડુગર ઊભા છે અને આથી કવિ આનદઘન પરમાત્માના દર્શનનો તલસાટ અને એમા આવતા અવરોધોનુ બયાન કરતા કહે છે—

"દરસન દરસન રટતો જે ફિરુ તે રનિ રોઝ સમાન,
જેહને પિપાસા હો અમૃતપાનની કિમ ભાજે વિસપાન"

(સ્તવન ૪-ગાથા : ૫)

દર્શનનો તલસાટ કેટલી બધી તીવ્રતાથી વ્યક્ત થયો છે! તરસ તો એવી છે કે જેવી રોઝને ઉનાળામા પાણીની તરસ લાગે અને "પાણી" "પાણી"ના પોકાર પાડતુ ઠેર ઠેર ફરવા લાગે. પોતે પરમાત્મ-દર્શન માટે તલસે છે, તરફડે છે, પણ પરિસ્થિતિ કેવી છે? ઇચ્છા છે અમૃતપાનની અને મળે છે વિષનો કટોરો! જન્મ-મરણના ફેરામાથી છૂટવા પ્રભુકૃપાની માગણી કરે છે. પ્રભુકૃપા વગર ક્યાથી પ્રભુદર્શન સાપડે?

પરમાત્મદર્શન માટે આત્મસમર્પણ જોઈએ, જે મમત્વ અને મારાપણાથી અળગો થતો નથી એ એના સાચા સ્વરૂપને ક્યાથી પામી શકે? આથી પાચમા સ્તવનમા આનંદઘન સુમતિનાથના ચરણમા આત્મસમર્પણ કરવાની વાત કરે છે. આત્માના બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એ ત્રણ સ્વરૂપ દર્શાવે છે બાહ્ય વસ્તુમા જે આત્મા ડૂબેલો રહે તે બહિરાત્મા, જે અંતરંગ વિશુદ્ધ દર્શન કરે અને જ્ઞાનમયી ચેતનામાં આત્મબુદ્ધિ કરે તે અંતરાત્મા અને જે સર્વ કર્મોનો ક્ષય કરી કૈવલ્ય પ્રાપ્ત કરે તે પરમાત્મા. એવા પૂર્ણ, પવિત્ર અને જ્ઞાનાનંદમય પરમાત્માની ઉપાસના કરવાનુ આનંદઘન કહે છે જે બહિરાત્માને તજીને અંતરાત્મામા તન્મય થઈ જાય છે તે જ પરમાત્મભાવ પામે છે

પરમાત્મા સાથે પોતાને આટલું બધુ અંતર કેમ પડ્યુ એવા પ્રશ્નથી આનંદઘનજી શ્રી પદ્મપ્રભુજિન સ્તવનનો પ્રારંભ કરે છે અને સ્તવનમા એ અંતર દૂર કરવાનો ઉપાય બતાવીને સ્તવનને અંતે અંતર દૂર થતા પ્રાપ્ત થતા આનંદમય દશાનુ ઉલ્લાસસભર ગાન કરે છે પ્રભુની અને પોતાની વચ્ચે જે અંતર પડ્યું એનુ કારણ કર્મનો વિપાક છે કર્મની પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશથી આ અંતર પડ્યુ છે યુંજનકરણને લીધે જ આ અંતર પડ્યુ છે અને હવે આત્માના મૂળ ગુણને પ્રગટ કરીને એટલે કે ગુણકરણથી એ અંતરને અળગુ કરવુ છે ગુણકરણ એ જ અંતર ભાગવાનો અમોઘ રસ્તો છે અને જ્યારે આ અંતર ભાગશે ત્યારે સાધકનો આત્મા સાધ્યમા લીન બની જશે, મંગલ વાજિંત્રોનો મધુર ગુંજારવ થશે, હૃદયમા આનંદની ભરતી ઊછળતી હશે.

જેની સાથે એકરૂપ થવુ છે એ પરમાત્મા કેવો છે! આત્માની ઓળખ તો મેળવી, પણ હજી પરમાત્માની ઓળખ બાકી રહી હતી શ્રી સુપાર્શ્વજિનના સાતમા સ્તવનમા આનંદઘન એ પરમાત્માની ઓળખ આપે છે સંસારસમુદ્રમાં સેતુસમાન સાત મહાભયને ટાળનાર શિવશંકર અને ચિદાનંદ જેવા આ તીર્થંકર જ્યોતિ-સ્વરૂપ છે અને આ રીતે અનેક વિશેષણોથી કવિ પરમાત્માના ભવ્ય સ્વરૂપની ઝાંખી કરાવે છે અને એકાગ્ર ચિત્તે એની સેવા કરવાનુ કહે છે.

આવા પરમાત્માને જોવા માટે સાધકને કેવી કેવી શોધ કરવી પડે છે! આઠમા શ્રીચંદ્રપ્રભજિન સ્તવનમા ચંદ્રપ્રભુ "મુખચંદ"ને જોવા માટે એણે ક્યાં ક્યા શોધ કરી તે દર્શાવવામા આવ્યુ છે સૂક્ષ્મ નિગોદ, બાદર નિગોદ અને એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીનાં અનેક સ્થાનોમા ઘૂમવા છતા જિનવરનો ક્યાય મેળાપ થયો નહીં એ મેળાપ માટે તો યોગાવંચક થવુ જોઈએ પછી ક્રિયાવંચક બનીને અને અંતે ફળાવંચક થવાનુ કહે છે આમ થાય તો જ સર્વ ઇચ્છાઓને પૂરનાર જિનવરનો મેળાપ થાય

પ્રભુની પૂજાના અનેક ભેદો કવિ એ પછીના સુવિધિનાથ જિન સ્તવનમાં દર્શાવે છે અહીં પૂજનકાર્ય અને પૂજનફળ વિશે તેઓ કહે છે પૂજાનું તાત્કાલિક ફળ આજ્ઞાપાલન છે અને પરંપરા–ફળ મુક્તિ છે તેઓ ભાવપૂજા અને પ્રતિપત્તિ પૂજાનુ ગૌરવ સ્થાપે છે. યોગ્ય રીતે થયેલી આવી પરમાત્મા-પૂજાથી આનંદઘનનુ પદ એટલે કે મોક્ષ સાંપડે છે

આ પરમાત્મા પણ કેવા છે! કરુણા, તીક્ષ્ણતા અને ઉદાસીનતાની પ્રથમ નજરે વિરોધી જણાતી ત્રિભંગી એમનામા એકસાથે વસે છે! સર્વ જનોનુ કલ્યાણ કરનારી કરુણા છે, તો કર્મના સમૂહને કાપનારી તીક્ષ્ણતા છે અને એથીય વધુ ઉદાસીનતા રહેલી છે ત્રિભુવનના સ્વામી હોવા છતા નિગ્રંથ છે! આવુ પર-માત્માનુ વિચિત્ર અને આશ્ચર્યજનક ગુણોથી યુક્ત ચરિત્ર બતાવીને કવિ આનંદ-ઘને કુશળતાથી પરમાત્માની મહત્તા પ્રગટ કરી છે.

આવા વિરાટ પરમાત્માની પ્રાપ્તિ માટે અંતરમા અધ્યાત્મદશા ધારણ કરવી પડે. શ્રી શ્રેયાંસનાથ જિનના અગિયારમા સ્તવનમા આનંદઘન સાચા અધ્યાત્મીની ઓળખ આપે છે આ અધ્યાત્મી તે આત્મસ્વરૂપમાં રમણ કરીને અહર્નિશ આત્મતત્ત્વનુ ચિંતન કરતો હોય છે એનામા સતત આત્મસ્વરૂપને સાધવાની પ્રક્રિયા ચાલતી હોય છે નામઅધ્યાત્મ, સ્થાપનાઅધ્યાત્મ, અને દ્રવ્યઅધ્યાત્મનો કવિ વિરોધ કરે છે કોઈ અધ્યાત્મના નામનુ સતત રટણ કરે, કોઈ અધ્યાત્મની સ્થાપના કરે અને કોઈ દ્રવ્યઅધ્યાત્મીઓ ક્રિયાકાંડ કરે, પણ આત્માને ન જાણે તે કેમ ચાલે? આ ત્રણેનો વિરોધ કરીને આનંદઘન ભાવ–અધ્યાત્મનો આદર કરે છે જ્યા આત્મસ્વરૂપનુ જ ધ્યાન ધરવામા આવતુ હોય તે જ સાચો અધ્યાત્મી જાણવો.

શ્રી વાસુપૂજ્ય જિન સ્તવનમા આત્માને બરાબર ઓળખી, પુદ્ગલો સાથેનો ક્ષણિક અને અસ્થાયી સંબંધ છોડી દઈ અનંત જ્ઞાન, દર્શન અને

ચારિત્રમા લીન થઈ આત્માનદને માણવાનુ કવિ કહે છે આ ભાગમા સ્તવનમાં અનેક જુદા જુદાં દૃષ્ટિબિદુઓથી આત્મવિચારણા કરવામાં આવી છે વિષય-કષાયની મદતા કરવી, પરિણુતિની નિર્મળતા રાખવી અને એ રીતે નિષ્કર્મી થવાનો આદર્શ રાખવા કવિ કહે છે વ્યક્તિના વેશને અને એના આત્મજ્ઞાનને સબધ હોતો નથી આનદઘન તો સ્પષ્ટપણે કહે છે કે જે સાચો આત્મજ્ઞાની છે એ જ શ્રમણ છે, બાકી બધા તો માત્ર વેશધારી છે।

અધ્યાત્મ માર્ગના ગૂઢ રહસ્યોને એક પછી એક પ્રગટ કરનાર આનદઘન શ્રી વિમલ જિન સ્તવનમા પ્રભુભક્તિની છોળો ઊડાડે છે. તત્ત્વજ્ઞાનને બદલે પરમાત્માની ભક્તિનુ આલેખન કરતા કવિનુ હૃદય ઉમગ અને ઉલ્લાસથી ઊછળે છે પ્રભુ સાથે એકતા સધાય ત્યારે કેવો અનુપમ આનદ સાપડે છે ! જે મસ્તીનુ ગાન આનદઘનના પદોમા મળે છે, એ જ મસ્તીનો અણસાર આ સ્તવનમા સાપડે છે જીનવરના દર્શન થતા દુખ અને દુર્ભાગ્ય દૂર થયાં અને આત્મિક સુખ અને અવિનાશી સપત્તિનો મેળાપ થયો. પોતે ધીંગો ધણી પામ્યા હોવાથી આનદનો કોઈ પાર નથી એના દર્શનમાત્રથી જ કોઈ સશય રહેતો નથી અનુપમ એવી અમીભરી એની મૂર્તિ રચી છે. અને એને નીરખ્યા જ કરુ છુ, પણ તૃપ્તિ થતી નથી કવિ અતે જિનદેવને અરજ કરે છે કે કૃપા કરીને મને આપની સેવાભક્તિ નિરતર મળે એવુ કરજો

તલવારની ધાર પર નાચવુ મુશ્કેલ ગણાય છે, પરતુ જિનેશ્વરની સેવા તો એવી કપરી છે કે એની આગળ તલવારની ધાર પર નાચવુ સરળ લાગે જડ ક્રિયા-વાદીઓ સાચી સમજના અભાવે ચાર ગતિમા ભમ્યા કરે છે. કેટલાક ગચ્છના ભેદોમા એટલું મમત્વ રાખતા હોય છે કે તત્ત્વને ભૂલી ગયા હોય છે. સાચી સેવા માટે સમ્યક્ત્વ ધારણ કરવુ પડે દેવ, ગુરુ અને ધર્મની પ્રતીતિ મેળવવી પડે, સૂત્ર અનુસાર ક્રિયા કરવી જોઈએ સાપેક્ષ વચન-બોલવુ જોઈએ આમ થાય તો જ પરમાત્માની સાચી સેવા થાય જડ ક્રિયા, ગચ્છના ભેદ, નિરપેક્ષ વચન અને સૂત્રથી વિપરીત ભાષણમા જો સાધક ફસાઈ જાય, તો એની સઘળી ક્રિયા છાર પર લીપણ જેવી નકામી છે.

શ્રી ધર્મનાથ જિન સ્તવનમાં આનદઘનજી કહે છે કે મારી તો જિનેશ્વર સાથે અતૂટ પ્રીતિ છે. રાતદિવસ એના ગુણગાનમા હુ મસ્ત છુ. આખી દુનિયા ધર્મની વાતો કરે છે, પણ સાચા ધર્મને જાણતી નથી. જે ધર્મ

જિનેશ્વરના ચરણની સેવા કરે છે એ માનવી કર્મથી લેપાતો નથી અને એથી સદ્દધર્મની એને પ્રાપ્તિ થાય છે. જે પુદ્દગળને ઓળખે છે અને આત્માને જાણતો નથી, એને વળી ધર્મની ક્યાંથી ખબર પડે ? જો એ જ્ઞાનરૂપી આંજણ આંજે તો જ એને મહામૂલ્યવાન ખજાનો દેખાઈ શકે. મનની જેટલી દોડ હતી એટલું હું દોડ્યો પણ મારા અંતરને ઓળખવાનુ હું ભૂલી ગયો. જ્ઞાનના પ્રકાશ વિના આંધળાની પાછળ આંધળો ચાલે એવી દશા થઈ છે આથી ભ્રમર પેઠે ઠેર ઠેર ભમવાને બદલે, સાચુ જ્ઞાન મેળવીને સ્થિર ચિત્તે પ્રભુપૂજન કરવાનો આનંદઘનજીએ ઉપદેશ આપ્યો છે

શ્રી શાંતિનાથ પ્રભુ પાસે કવિ આનંદઘન શાંતિ–સ્વરૂપ જાણવાની જિજ્ઞાસા દાખવે છે અહી કવિએ ખૂબ જ સંક્ષેપમાં શાંતિ–સ્વરૂપનુ વર્ણન કર્યું છે. આગમોમાં આ શાંતિસ્વરૂપનુ વર્ણન વિસ્તારથી આપવામા આવ્યુ છે. કવિ આનંદઘન અહીં માત્ર નવ ગાથામા (ત્રીજી થી અગિયારમી ગાથા) આ વર્ણન આપે છે શાંતિને શોધતો માનવી, અજ્ઞાનને કારણે અશાંતિથી પીડાય છે, ત્યારે સાચા શાંતિ સ્વરૂપની પ્રથમ શરત એ શાસ્ત્રવચનો પર શ્રદ્ધા છે. પ્રભુએ ભાખેલ છ દ્રવ્યોનો વિચાર, નવ તત્ત્વો અને અઢાર પાપસ્થાનકનો વિચાર એ બરાબર જાણતો અને માનતો હોવો જોઈએ. શાંતિસ્વરૂપ પામવાની બીજી શરત એ આગમને ધારણ કરનારા યોગ્ય ગુરુ મેળવવાની છે શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મ આદરે એટલે આપોઆપ આત્મામાથી સાત્ત્વિકતાની ફોરમ પ્રગટવાની જ. શાંતિચાહકનુ ચરિત્ર વર્ણવતાં આનંદઘન કહે છે કે એ દૃઢ આસ્થાવાન હોવો જોઈએ. જુદાં જુદા દૃષ્ટિબિંદુઓને સમજનાર અને સમજાવનાર હોવો જોઈએ. દુર્જનોની સંગતિ ત્યજીને સારા ગુરુઓની પરંપરાને સેવનારો હોવો જોઈએ. એના ચિત્તમા યોગનો ભાવ હોય, માન–અપમાન કે વંદક–નિંદક એને સરખા જ લાગતાં હોય, મોક્ષ અને સંસારને એક સરખાં નિસ્પૃહભાવે જોતો હોય અને તે આત્મસ્વભાવમાં રમણ કરનારો હોવો જોઈએ જીવનના સઘળા સાથ, સંયોગથી થયા છે. સાચો સાથ તો તારી આત્મિક શક્તિનો છે એમ માનનારો હોવો જોઈએ અને જ્યારે શાંતિસ્વરૂપનો આત્મસાક્ષાત્કાર થશે ત્યારે હું જ મારા અંતરાત્માને નમન કરતો હોઈશ. કેવી નવાઈભરી ઘટના ! અંતરાત્મા જ્યારે પરમાત્મસ્વરૂપ બને ત્યારે આવી અપૂર્વ સ્થિતિ સર્જાય છે. આ સ્તવનમાં આનંદઘનજીએ ઘણા સંક્ષેપમા શાંતિસ્વરૂપની વિશેષતા દર્શાવી છે.

જેણે મન સાધ્યુ એણે સઘળુ સાધ્યુ. આનંદઘન શ્રીકુંથુનાથ જિન સ્તવનમાં આવા મનોવિજય માટે પરમાત્માને પ્રાર્થે છે. આનંદઘને રમતિયાળ શૈલીમાં

મનની ચંચળતાનું હૂબહૂ આલેખન કર્યું છે મનને પ્રભુમાં ઠેરવવા પ્રયત્ન કરું છુ પણ એ તો જેમ પ્રયત્ન કરુ તેમ પ્રભુથી વધુને વધુ દૂર જતું જાય છે. એ રાત-દિવસ અહીંતહીં, વસ્તીમાં કે નિર્જન પ્રદેશમાં, આકાશમા કે પાતાળમાં ફર્યા જ કરે છે, એને છતા એને ક્યાય નિરાત થતી નથી. ધ્યાન અને જ્ઞાનનો અભ્યાસ કરનારાઓના આ મન ભૂરા હાલ-હવાલ કરે છે આગમનો અભ્યાસી પણ એને અંકુશમા રાખી શકતો નથી અને જો હઠ કરીને રોકી રાખે તો સાપની પેઠે વાંકુ-ચૂકુ થઈને છટકી જાય છે આ મન ઠગારુ છે, છતા કોઈને છેતરતુ દેખાતુ નથી, બધામા છે છતા કોઈને હાથ આવતુ નથી એની જાતિ નાન્યતર છે, છતા ભલભલા મરદને ધક્કે ચડાવે છે મનની માયાનું કવિએ સુંદર નિરૂપણ કર્યું છે એ દેખાતુ નથી, છતા આખા જગતને દોરે છે એ પકડાતું નથી, છતા આખા જગતને પકડી રાખે છે આનંદઘન વીતરાગ પ્રભુને પ્રાર્થના કરે છે કે આ મન વશમા રહે એવુ કરજો આ સ્તવનમા આનંદઘનજીએ આત્મસાધના માટે મનોવિજય કેટલો મહત્ત્વનો છે તે દર્શાવ્યુ છે

પરમાત્માનો માર્ગ જોયો, પૂજનના પ્રકાર જોયા, શાતિનું સ્વરૂપ પામ્યા, મનને અંકુશમા લીધુ અને હવે સાચા દર્શનની જરૂર રહે છે. શ્રી અરનાથ જિન સ્તવનમા સ્વસિદ્ધાત અને પરસિદ્ધાતની સમજ આપવામાં આવી છે. જ્યા આત્માની વાત હોય ત્યા સ્વસિદ્ધાત સમજવો. તે પછી નિશ્ચય અને વ્યવહાર બન્ને નયની દૃષ્ટિએ પરમધર્મ જાણવાની જિજ્ઞાસા રાખવી છે દ્રવ્ય દૃષ્ટિથી આત્માનુભવ એક છે અને એ આત્માના અનેક પર્યાય છે. દૃષ્ટિથી જોઈએ તો સુવર્ણ પીળુ, ભારે અને લીસુ લાગે, હકીકતમા સુવર્ણના આ બધા પર્યાયો છે. એ જ રીતે દર્શન, જ્ઞાન અને ચારિત્રથી એક જ આત્માના અનેક પર્યાયો જોવા મળે છે આત્માના એક અને નિત્યરૂપને ઓળખવુ અને પર્યાય દૃષ્ટિ (વ્યવહારનય) છોડીને દ્રવ્ય દૃષ્ટિ ધારણ કરવી જોઈએ પર્યાય દૃષ્ટિ હશે ત્યાં સુધી ભવભ્રમણના ફેરા રહેશે કવિ આનંદઘન નિશ્ચયદૃષ્ટિથી આત્માને ઓળખીને નિર્વિકલ્પ રસનું પાન કરી આનંદની મસ્તીમા રમમાણ રહેવાનુ કહે છે.

ઓગણીસમા શ્રી મલ્લિનાથ જિન સ્તવનમા અઢાર દોષોના નિવારણની વાત કરવામાં આવી છે સાચો મુનિજન આ અઢાર દોષોથી રહિત હશે કષાય અને નોકષાયના નિરૂપણ કરીને કવિ કહે છે કે આ અઢાર દોષ મુક્ત હોય તે જ સાચો "મન વિસરામી" કહેવાય.

વીસમા સ્તવનમા પરમાત્મા પાસેથી આત્મતત્ત્વની ઓળખ મેળવવામાં આવી છે આવા ગહન વિષય પર આનંદઘન થોડી પંક્તિઓમા સચોટ પ્રકાશ પાડે છે અદ્વૈત, દ્વૈતાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, બૌદ્ધ, લોકાયતિક વગેરેના મત દર્શાવી પોતાની શંકા પ્રગટ કરે છે. એ પછી વીતરાગ પ્રભુ એ શંકાનુ નિરાકરણ કરે છે. જે સાચો આત્મજ્ઞાની છે, એ જ ભવના ફેરા ભાગે છે આ સિવાય બીજી બધી વાત વાગ્જાળ સમજજો આત્માને ઓળખવા માટે રાગ અને દ્વેષ ત્યજવા પડશે. એ પછી એક વાર સર્વ કર્મોમાથી મુક્તિ મળે તો તે માનવી ફરી જન્મ-મરણની જ જાળમા જકડાતો નથી આથી આત્માના નિશ્ચય નય ગુણોને પ્રગટ કરવા એ જ સાચો આત્મધર્મ છે.

શ્રી નેમિનાથ જિનના એકવીસમા સ્તવનમા કવિએ જૈન દર્શનની વ્યાપકતા દર્શાવી છે. અન્યના દર્શનને ઊતારી પાડવા અથવા તો હીણા બતાવવા તે મતવાદીઓનો સામાન્ય ઉપક્રમ ગણાય છે, જ્યારે અનેકાંત-દૃષ્ટિમા માનનો જૈનધર્મ સર્વ દર્શનોનો આદર કરે છે છ યે દર્શનને જિનવરના છ અંગો તરીકે દર્શાવવામા આવ્યા છે સાંખ્ય અને યોગ એ પગ છે, તો બૌદ્ધ અને વેદાંતીમીમાંસકો જિનવરના કર છે, લોકાયતિક એ જિનવરની કૂખ છે અને મસ્તક એ જૈનદર્શન છે આ રીતે અન્ય દર્શનોને જિનવરના અંગ કહ્યા છે અને આમાથી કોઈપણ દર્શનની ટીકા કરનારને દુર્ભવી કહ્યો છે જૈનમતની વિશાળતા સમુદ્ર સમાન છે અને એમા નદીરૂપ જુદા જુદાં દર્શનોનો સમાવેશ થયો છે આ પછી જ્ઞાન, દર્શન અને ચારિત્રની ઉપાસનાની વાત કરી છે અને અંતમા શ્રુત અનુસાર યોગ્ય ગુરુ મળતો નથી, એનો વિષાદ પણ કવિએ પ્રગટ કર્યો છે આ સ્તવનમાં જૈનદર્શનની વ્યાપકતાને કવિએ મનોરમ રીતે પ્રગટ કરી છે,

એકવીસ સ્તવનોમા તત્ત્વવિચારણાનો આમ સળંગ આલેખ જોઈ શકાય છે. બાવીસમા સ્તવનમા એ તત્ત્વવિચારણા નેમ-રાજુલના હૃદયવેધક પ્રસંગના સંદર્ભમા પ્રગટ થઈ છે રાજુલના દુન્યવી મેણાનો ઉલ્લેખ કરીને અંતે એનુ હૃદયપરિવર્તન બતાવી નેમનાથ પ્રભુને માર્ગે જતી રાજુલને દર્શાવી છે. અહીં રાજુલની પ્રીતિના જુદા જુદા રૂપ આલેખવામા આવ્યા છે અને ઋષભજિન સ્તવનમા જેમ પ્રભુપ્રીતિથી કવિએ આરંભ કર્યો હતો એ જ રીતે આ બાવીસમા સ્તવનમા ધ્યેય અને ધ્યાતાનુ અદ્વૈત બતાવી મનોહર સમાપન કર્યું છે.

# સ્તવનોની તુલનાત્મક ચર્ચા

જૈન સ્તવનોમાં સામાન્ય રીતે એક યા બીજા સ્વરૂપે તીર્થંકરનો ગુણાનુવાદ કરવામા આવતો હતો. આમાં તીર્થંકરની સ્તુતિ હોવાને લીધે આ સ્તવનો ભક્તિ પ્રધાન રચના જ બની જતા. અધ્યાત્મ યોગી આનંદઘને એમના સ્તવનોમાં વિષય પરત્વે એક નવુ જ ખેડાણ કર્યું અને એમણે પાડેલો આ તાત્ત્વિક ચર્ચાનો ચીલો આગળ જતાં રાજ માર્ગ બની ગયો એમના સ્તવનોમાં તીર્થંકર તરફ આજીજી, વિનતી કે યાચનાનો ભાવ નથી. ભાવનાનુ કોઈ પૂર રેલાવતા નથી, પરંતુ જ્ઞાન અને ભક્તિના ગૌરવભર્યા સાયુજ્યથી પોતાનુ આત્મચિંતન આલેખે છે અધ્યાત્મની ગહન અનુભૂતિઓના અનુભવરસથી છલોછલ પ્યાલાને પીનાર આ મસ્ત સાધકનો આત્મા એવો તો યોગથી રંગાઈ ગયો છે કે એમની પ્રત્યેક પંક્તિમાં ગહન જ્ઞાન અને દૃઢ આત્મપ્રતીતિનો અનુભવ થાય છે આ સ્તવનોમા કોઈ રૂઢ ભાવ જણાતો નથી, કોઈ પરંપરાગત આલેખન દેખાતું નથી અન્ય યોગીનુ અનુકરણ કે અનુરટણ જણાતુ નથી આમા તો નિજાનુભવનો ચિતાર સ્વચ્છ ઝરણાની જેમ ખળખળ વહે જાય છે અને એના વારિ જિજ્ઞાસુને ગહન યોગામૃતનો આસ્વાદ આપે છે

આ સ્તવનોની વાણી સ્વયંસ્ફુરિત છે કવિને ક્યાય ભાવ આલેખવા માટે આયાસ કરવો પડતો નથી ક્યાય શબ્દોની ટરડ–મરડ કરવી પડતી નથી અંતર–માથી સીધે સીધી સરતી વાણીનુ નિર્વ્યાજ સૌંદર્ય આ સ્તવનોમાં મળે છે જ્ઞાનનો વિષય હોય ત્યાં એ મહાનદની પેઠે ધીર–ગંભીર ગતિ ધારણ કરે છે. ભક્તિની વાત આવે ત્યા એ વાણી રંગભર્યા ઉલ્લાસે ખીલતી જોવા મળે છે. ક્યાંક મનના ચંચળ સ્વરૂપને શબ્દમાં બદ્ધ કરવાનુ આવે તો એ વાણી તરલ રૂપ ધારણ કરે છે રાજુલ નેમિનાથને ઉપાલંભ આપતી હોય ત્યારે એના હૈયાની અકળામણ અને દુખ પણ આબાદ રીતે વ્યક્ત થાય છે. આ રીતે માત્ર તત્ત્વ-ચિંતન પર નજર ઠેરવતા આનંદઘને વાણીનું અનુપમ ઔચિત્ય દાખવ્યુ છે

આનંદઘનની કથનશૈલી પણ નોંધપાત્ર છે પોતે જે મતનુ પ્રતિપાદન કરવા માગે છે એનાથી વિરુદ્ધ મતની વાત કરવી હોય તો ઘણા સૌજન્યથી એ વિરોધી મતની રજૂઆત કરે છે આમા પણ 'કોઈ'થી વિરોધી મતને રજૂ કરવાની એમની રીત લાક્ષણિક છે—

"કોઈ કંત કારણિ કાઠ ભખ્યણ કરે" –(૧ : ૩)
"કોઈ પતિરંજણને ઘણુ તપ કરે" –(૧ , ૪)

"કોઈ કહે લીલા રે લલક અલખ તણી"–(૧ . ૫)
"કોઈ અબંધ આતમતત માને."  –(૨૦ ૨)

ક્યારેક 'એક કહે' એ રીતે પણ વિરુદ્ધ મતનું આલેખન કરે છે—

"એક કહિ સેવીઈ વિવિધ કિરિઆ કરી.' (૧૪ : ૨)
"એક કહે નિત્ય જ આતમતત" (૨૦ : ૪)

પ્રત્યેક સ્તવનનો પ્રારંભ કવિએ જુદી જુદી રીતે કર્યો છે. ક્યાક પોતે પરમાત્માને સવાલ પૂછીને સ્તવનનો પ્રારંભ કર્યો છે, તો ક્યાંક પરમાત્મા પાસે કોઈ તત્ત્વની જાણકારી માગી છે આથી દરેક સ્તવનના પ્રારંભમા નાવીન્ય છે, પરંપરાથી વેગળા રહેતા આનંદઘન આલેખનની પરંપગમા પણ જકડાયા નથી.

પ્રત્યેક સ્તવનની પ્રથમ ગાથામા આનંદઘનજીએ તીર્થંકરનું નામ આપ્યુ છે, પરંતુ તીર્થંકરનો મહિમા ગાવાથી વિશેષ એમના જીવનનો કોઈ પ્રસંગ પ્રથમ એકવીસ સ્તવનોમા આલેખ્યો નથી આ એકવીસ સ્તવનોમા પ્રભુસ્તવનને નિમિત્તે તેઓ આત્મદર્શન કરવાનો પ્રયત્ન હાથ ધરે છે પ્રભુનું નામ આપીને આત્મગુણની પિછાન મેળવવાનો હેતુ છે આ રીતે તીર્થંકરનું તો માત્ર નામ જ છે, જ્યારે સ્તવનનો હેતુ તો આંતરશત્રુ પર વિજય મેળવવાનો છે આ સ્તવનોમા આનંદઘનજીએ આત્મસાધનાની ક્રમિક વિકાસયાત્રા આલેખી છે અને એથી આમાં વિષયનું સાતત્ય જોવા મળે છે એક સ્તવનમાથી બીજા સ્તવનનો વિચાર સ્ફુરે છે. સાધનાનું એક પગથિયું જાણ્યા પછી સાધક બીજા પગથિયે ડગ મૂકે છે. અધ્યાત્મ પર વધુ ને વધુ ઝોક આપી સ્તવનની તાત્ત્વિક વિચારણા આગળ વધતી રહે છે આમા સૂત્રાત્મક ટૂંકાં વાક્યો મળે છે, રૂઢિ પ્રયોગો અને કહેવતો મળે છે, ઉપમા, દૃષ્ટાંત, અર્થાંતરન્યાસ, વ્યતિરેક અને શ્લેષ જેવા અલંકારો મળે છે આ રીતે સ્તવનો જ્ઞાનના ભંડાર, યોગના સોપાન અને સત્ય–માર્ગનાં દ્યોતક છે ક્યાંક કવિત્વ પણ ઝળકી ઊઠે છે. બાવીસમા સ્તવનમાં કવિ–કલ્પનાની રમણીય લીલા રાજુલના ઉપાલભમાં અભિવ્યક્ત થઈ છે, જ્યારે તેરમા શ્રી વિમલનાથ જિનના સ્તવનમાં પ્રભુપ્રતિમાનું કેવું મધુર આલેખન કર્યું છે!

"અમી ભરી તુઝ મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોઈ,
દૃષ્ટિ સુધારસ ઝીલતી રે, નિરખતિ તૃપતિ ન હોઈ" (૧૩ : ૬)

આત્મા જ્યારે પરમાત્મા–સ્વરૂપ બને ત્યારે કેવી ખુમારી પ્રગટ થાય છે! એ ખુમારીનુ આલેખન કરતા આનંદઘન ગાઈ ઊઠે છે—

"અહો હું અહો હુ મુઝને કહુ, નમો મુઝ નમો મુઝ રે,
અમિત ફલ દાન દાતારને, જેહને ભેટ થઈ તુજ્ઝ રે" (૧૬ ૩)

આનંદઘનનુ જ્ઞાન એ સ્વસવેદ્ય જ્ઞાન છે આવો નિજાનંદે મસ્ત કવિ કોઈનો અનુગામી હોતો નથી, પણ પોતાના યોગ, વૈરાગ્ય અને અધ્યાત્મથી એક નવી પરપરા સર્જે છે. આનદઘનના આ સ્તવનો વિશે આચાર્ય ક્ષિતિમોહન સેન કહે છે કે આમા તેઓ "માનસિક સમસ્યાઓને લઈને વ્યગ્ર" જણાય છે[૧૫] જો કે આનદઘન આવી સમસ્યાઓથી વ્યસ્ત લાગતા નથી તેઓ તો આ સ્તવનમા અધ્યાત્મમાર્ગમા આવતી સમસ્યાઓનો ઉકેલ આપે છે અને એમની શ્રદ્ધા જૈન દર્શનમા દૃઢપણે રોપાયેલી જણાય છે એ દર્શનનુ જ તેઓ આલેખન કરે છે આથી જ યોગ કે અધ્યાત્મ, વૈરાગ્ય કે તત્ત્વજ્ઞાન એ દરેક વિષયમા તેઓનો તત્ત્વવિચાર ઉચ્ચ કોટિનો પ્રતીત થાય છે. યોગમય અનુભવ પૂત વિચારો, નૈસર્ગિક લાઘવયુક્ત વાણી અને ઉચ્ચ કોટિના તત્ત્વવિચારને કારણે આનદઘનના આ સ્તવનો જૈન પરપરામા અળગા તરી આવે છે અને એ પ્રકારના સાહિત્યમા ઉચ્ચ સ્થાને બિરાજે છે

આનદઘનજીનાં સ્તવનો એ આધ્યાત્મિક પ્રક્રિયાના અહેવાલરૂપ છે, તો એમના પદોમાં સત્યશોધકની વિહ્વળતા જોવા મળે છે. સ્તવનોમાં તીર્થંકરોની સ્તુતિ નહી, કિન્તુ અધ્યાત્મઅનુભવની અભિવ્યક્તિ છે પદોમા દેશ, કાળ અને સપ્રદાયની સંકુચિત સીમાઓને ઓળગીને આલેખાતો ભાવ-વૈભવ છે સ્તવનોની જેમ પદોથી પણ આનદઘનજીએ જૈન પરપરામા આગવી ભાત ઉપસાવી છે આનદઘનજીએ ભક્તિમાર્ગનુ અવલબન લીધુ છે અને સ્તવનોમા ક્યાંક ઝળકતી એ ભક્તિ પદોમા ઘૂઘવાટભર્યા ઉછાળા મારી રહી છે. આ પદોમા એમણે મતાધતાનો વિરોધ કર્યો છે સાધનાના વિચારોને પ્રણયની પરિભાષામા મૂક્યા છે રામ અને રહીમ, મહાદેવ અને પાર્શ્વનાથને સમાન માનનારા આનદઘન સાંપ્રદાયિક ભાવોથી ઘણા આગળ નીકળી ગયા છે આ સમયે ગચ્છની તકરારમાં ઘણા સાધુઓ ડૂબેલા હતા ચોપાસ સાંપ્રદાયિક ઝઘડાઓ ચાલતા હતા ધર્મના અને માનવીના મનના વાડા વધુ ને વધુ સકુચિત બનતા હતા સત્યવિજયજીની ક્રિયોદ્ધારની પ્રવૃત્તિ વેગ પકડતી હતી, તો બીજી બાજુ ઉપાધ્યાય યશોવિજયજીની વિદ્વત્તાનો પ્રખર પ્રકાશ પથરાઈ ગયો હતો કબીર, મીરા અને દિગબર કવિ

અનારગીદાસના પદો ગૂંજતા હતા ત્યારે કવિ આનંદઘનની સાધનાએ મધ્યયુગમાં એક નવો જ પ્રકાશ પાથર્યો આનંદઘનમા સાધકની મસ્તી, શોધકની પ્રયોગશીલતા અને આત્મજ્ઞાનીની અનુભવખુમારી ઝળકે છે એમના સ્તવનો જૈન દર્શનની મનોરમ અભિવ્યક્તિ સમાન છે, તો એમના પદો સત્યશોધકની રમણીય યાત્રાનાં તીર્થસ્થાનો છે આ સ્તવનો અને પદો એ કોઈ સંપ્રદાયવિશેષની સંપત્તિ રહેવાને બદલે પ્રત્યેક આત્મજ્ઞાનીને માટે પથપ્રદર્શક બની રહ્યા છે આનંદઘનજીએ એમના આ સ્તવનો અને પદોથી મધ્યયુગના સાહિત્યમા અને એના સાધનાપ્રવાહમા અવિસ્મરણીય ફાળો આપ્યો છે.

## પાદટીપ

૧ स्तुतिर्द्विधा प्रणामरूपा, असाधारणगुणोत्कीर्तनरूपा च-आवश्यक सूत्रे

२. नवमी द्वात्रिंशिका: पं. सुखलालजी–प्रकाशक-भारतीय विद्याभवन, बम्बई (ई स. १९४५)

३ स्तोत्रावली,, प्रधान संपादक. पू श्री यशोविजयजी महाराज, संपादक–उपोद्‌घात–लेखक डॉ रुद्रदेव त्रिपाठी पृ ४७ से ५४(१९७५)

૪ ૧૧૫૧ સ્તવન મંજુષા, સંપાદક સારાભાઈ નવાબ, પૃ. ૩૩૩

૫. એજન, પૃ ૭૨૭–૨૮ ૬ એજન, પૃ ૫૫૯ ૭ એજન, પૃ. ૭૬૪.

૮ એજન, પૃ ૭૯૩

૯. "શ્રી પ્રતિક્રમણ સૂત્ર પ્રબોધ–ટીકા" ભાગ ૧, શ્રી ધીરજલાલ ટોકરશી શાહ, પ્રકાશક: જૈન સાહિત્ય વિકાસ મંડળ, મુંબઈ પૃ ૬૭૫.

૧૦ "૧૧૫૧ સ્તવન મંજુષા," સંપાદક સારાભાઈ નવાબ, પૃ ૮૩૫.

૧૧ "શ્રી પ્રતિક્રમણ સૂત્ર પ્રબોધ–ટીકા," ભાગ ૧, શ્રી ધીરજલાલ ટોકરશી શાહ, પ્રકાશક જૈન સાહિત્ય વિકાસ મંડળ, મુંબઈ ૨૪ પૃ. ૬૭૬.

૧૨ "૧૧૫૧ સ્તવનમંજુષા," સંપાદક : સારાભાઈ નવાબ, પૃ ૬૦૩

૧૩ એજન, પૃ ૬૭૪.

૧૪ "શ્રી પ્રતિક્રમણ સૂત્ર પ્રબોધ—ટીકા," ભાગ ૧, શ્રી ધીરજલાલ ટોકરશી શાહ, પ્રકાશક : જૈન સાહિત્ય વિકાસ મંડળ, મુંબઈ–૨૪, પૃ. ૬૭૬.

૧૫ "वीणा,,–ले–आचार्य क्षितिमोहन सेन संपादक—कालिकाप्रसाद दीक्षित 'कुसुमाकर' वर्ष १२. अंक १ (१९३८) पृष्ठ ३ से १३२ तक।

૬

# યશોવિજય અને આનંદઘન

આનંદઘનજીનો સમય એ સમર્થ જૈન સાધુઓની ઉજ્જવળ જ્ઞાનપરંપરાનો કાળ હતો આ સમયે જૈન સાધુઓએ પોતાની તપ, ત્યાગ અને વૈરાગ્યની ભાવનાથી સર્વત્ર આદર મેળવ્યો હતો મુઘલ બાદશાહો પણ એમનો આદરસત્કાર કરતા હતા. તપાગચ્છના આચાર્ય વિજયદેવસૂરિને જહાંગીર બાદશાહે "મહાતપા"નુ બિરુદ આપ્યુ એ પછી વિજયઆનંદસૂરિ, વિજયસિંહસૂરિ અને વિજયપ્રભસૂરિએ ધર્મની ઉજ્જવળ પરંપરા જાળવી રાખી. સત્યવિજય પંન્યાસે ક્રિયોદ્ધાર કરીને સાધુસમાજમા પેઠેલી શિથિલતાને દૂર કરવા પ્રયત્ન કર્યો હતો. ઉપાધ્યાય યશોવિજયજીની વિદ્વતાના તેજ એ સમયમા સમગ્ર સમાજને અજવાળતા હતાં

આ જ સમયે ઉપાધ્યાય માનવિજયજીએ "સ્તવન ચોવીશી' તેમજ "ધર્મસંગ્રહ" નામના ગ્રંથની રચના કરી હતી રામવિજયજીએ ભક્તિ અને જ્ઞાનથી ભરપૂર એવી મધુર ચોવીસીની રચના કરી હતી તેમજ સાત નય પર વિસ્તારથી સજ્ઝાયો લખી હતી જ્ઞાનવિમલસૂરિએ "જ્ઞાનવિલાસ" નામથી પદોની રચના કરી હતી વળી, આનંદઘનજીની ચોવીશી પર અને ઉપાધ્યાય યશોવિજયજીના ત્રણસોને પચાસ ગાથાના સ્તવન પર ટબો લખ્યો હતો તપાગચ્છના ધર્મસાગરજીએ તો નિર્ભય રીતે શાસ્ત્રાનુસાર દરેક કુમતનુ ખંડન કરવા માડ્યુ હતુ. એમની ટીકાઓએ તત્કાલીન જૈન સમાજમા ખળભળાટ મચાવ્યો હતો આ ઉપરાંત આ સમયમાં લાવણ્યસુંદરે "દ્રવ્યસપ્તતિકા" અને સજ્ઝાયો લખી હતી દિગંબર સમાજમા પણ કેટલાક સમર્થ વિદ્વાનો થયા હતા એમાં બનારસીદાસની રચનાઓમાં તો અનેરુ કાવ્યમાધુર્ય અને પદલાલિત્ય જોવા મળે છે. "સમયસાર નાટક"મા એમણે અનુપમ કવિત્વશક્તિ અને વૈરાગ્યભાવના દર્શાવી છે આનંદઘનજીનાં પદોમા બનારસીદાસ જેવુ લાલિત્ય જોવા મળે છે. વ્યાપક ફલક પ

જોઈએ તો રામદાસ, તુકારામ, તુલસીદાસ અને અખો એ આનંદઘનના સમકાલીન ગણી શકાય

યુગપ્રભાવક તર્કશિરોમણિ ઉપાધ્યાય યશોવિજયજી આ સમયના જૈન વિદ્વાનોમા મૂર્ધન્ય સ્થાને બિરાજે છે આ સમર્થ વિદ્વાને આનંદઘનજીને અનુલક્ષીને એમની સ્તુતિરૂપ "અષ્ટપદી"ની રચના કરી છે, જે વિશે "આનંદઘનજીનુ જીવન"એ પ્રકરણમા વિગતે જોયુ. યોગી આનંદઘનજી અને ઉપાધ્યાય યશોવિજયજીના મેળાપની વાતો જૈન પરંપરામા કિંવદંતીરૂપે મળે છે. આ વિશે કોઈ નિશ્ચિત પ્રમાણ સાપડતુ નથી. પ્રચલિત કથા પ્રમાણે મેડતામા ઉપાધ્યાય યશોવિજયજી વ્યાખ્યાન આપતા હતા અને આ સમયે આનંદઘનજી એમને સાભળવા ઉપાશ્રયમા ગયા હતા. આ પછી ઉપાધ્યાયજીની વિનંતીથી આનંદઘનજીએ યોગના વિષય પર વ્યાખ્યાન આપ્યુ હતુ. આનંદઘનની એ અનુભવ નીતરતી વાણીની ઉપાધ્યાય યશોવિજયજી પર પ્રબળ અસર થઈ હતી. આ ઘટના ઉપાશ્રયમા બનેલી હોવાથી શ્રી મોતીચંદભાઈ કાપડિયા આબુના પર્વત પર નહિ, પણ મેડતામા આ બંને મહાપુરુષોનો મેળાપ થયાનુ વધુ સંભવિત માને છે[1] આ પ્રસંગે આનંદઘનજીની આનંદમય અધ્યાત્મદશાને જોઈને ઉપાધ્યાય યશોવિજયજીએ એમની સ્તુતિરૂપ "અષ્ટપદી"ની રચના કરી

શ્રી બુદ્ધિસાગરસૂરિશ્વરજી નોધે છે કે ઉપાધ્યાય યશોવિજયજી વિશે આ જ રીતે આનંદઘનજીએ પણ "અષ્ટપદી" લખી છે. આ વાત એમણે વિજાપુરના શા સુરચંદ સરૂપચંદ પાસેથી સાભળી હતી જો કે આ અંગે તપાસ કરતા તેઓને કોઈ પ્રત સાપડી ન હતી[2] જ્યારે શ્રી મોતીચંદભાઈ કાપડિયા "પૂજ્ય કદી પૂજક હોઈ શકે નહિ" તેમજ "આનંદઘનજી અને ઉપાધ્યાયજીની વય વિચારતા અને યોગ વિષયમા આનંદઘનજીની પ્રક્રિયા અને અભ્યાસ તથા વર્તન લક્ષ્યમાં લેતા આ હકીકત અસંભવિત" માને છે[3] આવી જ રીતે આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજીએ આનંદઘનજી પાસે ઉપાધ્યાય યશોવિજયજી સુવર્ણસિદ્ધિ પ્રાપ્ત કરવા માટે ગયા હતા, એવી દંતકથાનું વિગતે નિરૂપણ કર્યું છે. પરંતુ આ દંતકથા ઉપાધ્યાય યશોવિજયજીના ભવ્ય ચારિત્ર સાથે બરાબર બંધબેસતી નથી તેમ જ એ વિશે કશો આધાર સાપડતો નથી. આવી જ રીતે "સુગુરુ તથાવિધ ન મળે રે" એવી આનંદઘનજીની પંક્તિમાં યશોવિજયજીની ટીકા જોવામા આવે છે,[4] પણ હકીકતમા તો આનંદઘનજીનુ આ એક સામાન્ય કથન છે. એ કોઈ વ્યક્તિવિશેષને લક્ષ્યમા રાખીને બોલાયેલુ નથી.

અધ્યાત્મયોગી આનંદઘન અને ઉપાધ્યાય યશોવિજયજી અંગે શ્રી આનંદ-ઘન પદ્ય રત્નાવલી"ના નિવેદનમા શ્રી સારાભાઈ નવાબે એક નવો મુદ્દો ઉઠાવ્યો છે. તેઓ લખે છે—

"પરમયોગી શ્રી આનંદઘનજી તે બીજા કોઈ જ નહિ, પરંતુ ન્યાયવિશારદ શ્રી યશોવિજયજી જ છે એમ મારુ પોતાનુ અને વિદ્યમાન કેટલાક વિદ્વાન જૈન મુનિવર્યોનુ માનવુ છે આ માન્યતાના સમર્થનમા જબરજસ્ત પુરાવો એ જ છે કે પરમયોગી શ્રી આનંદઘનજીનો ઉલ્લેખ ઉપાધ્યાયજી વગરે સત્તરમા સૈકાના બીજા કોઈ પણ વિદ્વાન કરતા નથી વળી ઉપાધ્યાયજીએ રચેલી શ્રી આનંદઘનજીની સ્તુતિ રૂપ અષ્ટપદીના જે પહેલા પદમા "મારગ ચલત ચલત ગાત, આનંદઘન પ્યારે" વગેરે શબ્દો તથા તેઓશ્રીએ રચેલી બત્રીશ બત્રીશીમા અને શ્રી આનંદઘનજીના પદોમા ઘણુ સામ્ય દેખાય છે શ્રી આનંદઘનજી જુદા છે એવી માન્યતા કરતા તેઓશ્રી અને ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી એક જ છે તેવી દૃષ્ટિ રાખીને જો બન્નેની કૃતિઓનુ બારીક નિરીક્ષણ કરવામા આવે તો મારી માન્યતાને પુષ્ટિ કરતા પ્રમાણો મળી આવશે મને એમ લાગે છે કે પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજને તેઓશ્રીની અંતિમ અવસ્થામા પોતાનુ નામ પણ ગોપવી-ને "આનંદઘન"નુ ઉપનામ ધારણ કરવાનુ યોગ્ય લાગ્યુ હશે"

આ માન્યતાની ચકાસણી કરીએ તો સૌપ્રથમ તો આ માટે કોઈ નક્કર પ્રમાણ મળતુ નથી બીજી મહત્ત્વની બાબત એ છે કે ઉપાધ્યાય યશોવિજય જીની કૃતિઓની જે યાદી મળે છે તેમા એમની એક કૃતિ તરીકે "આનંદઘન ચોવીસી ટબાલી પત્ર : ૩૪" એવો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે જો યશોવિજયજીએ પોતે આ કૃતિની રચના કરી હોય તો આવો ઉલ્લેખ મળે નહી શ્રી જ્ઞાનવિમલસૂરિના "આનંદઘન ચોવીસી" પરના ટબામાં પણ સ્પષ્ટ રીતે લખ્યું છે કે "આનંદઘન ઉપનામધારી લાભાનંદજીએ રચેલા આ સ્તવનો" છે આ-રીતે આનંદઘનજી અને ઉપાધ્યાય યશોવિજયજી એક હતા તેમ માનવુ ભૂલભરેલુ છે વળી, આ માન્યતા પ્રમાણે તો એમ માનવુ પડે કે શ્રી યશોવિજયજી મહારાજે આત્મપ્રશસ્તિ માટે "અષ્ટપદી" લખી હતી ઉપાધ્યાય યશોવિજયજીના વ્યક્તિત્વ સાથે આ બાબત સહેજે સુસંગત જણાતી નથી શ્રી યશોવિજયજી પોતાના જીવન-ની અંતિમ અવસ્થામા પોતાનુ નામ ગોપવીને "આનંદઘન" નામ રાખ્યુ હતુ, એવો તર્ક શ્રી સારાભાઈ નવાબ કરે છે, પરંતુ ઉપાધ્યાય યશોવિજયજીનું વિ. સં ૧૭૪૩મા ડભોઈના ચોમાસામાં સ્વર્ગગમન થયા પછી પાટણના સંઘના

અતિ આગ્રહથી શ્રી કાન્તિવિજયજી મહારાજે "સુજસવેલી ભાસ" નામની ઉપાધ્યાય યશોવિજયજીના જીવન-કાર્યને બતાવતી પદ્યકૃતિની રચના કરી.[૫] તેમાં ક્યાય આનો ઉલ્લેખ નથી એથી ય વિશેષ ઉપાધ્યાય યશોવિજયજીના ગ્રંથોમાં પણ ક્યાંય આવો ઉલ્લેખ મળતો નથી આથી આનંદઘનજી અને યશોવિજયજી એક જ હોવાની શ્રી સારાભાઈ નવાબની માન્યતા નિરાધાર જણાય છે

મસ્તયોગી આનંદઘનજી અને ઉપાધ્યાય યશોવિજયજી બન્ને સમકાલીનો વચ્ચે ઘણુ સામ્ય જોવા મળે છે બન્ને પોતાની સાધનાની ચરમસીમાએ પહોંચેલા મહાપુરુષો હતા બન્ને સમર્થ સમકાલીનો હતા ઘણી વાર બે સમર્થ સમકાલીનોનો એમના જીવનકાળમાં ક્યારે ય મેળાપ થતો નથી ભગવાન બુદ્ધ અને ભગવાન મહાવીર સમકાલીન હતા, એક જ પ્રદેશમા વિચર્યા હતા, છતાં બંનેનો મેળાપ થયો નહોતો પણ આનંદઘન અને યશોવિજય અંગે આવુ બન્યુ નથી આ બન્ને મહાપુરુષોનો મેળાપ થયો હતો અને તે ફળદાયી પણ નીવડ્યો હતો. આનંદઘનની ઉત્કૃષ્ટ યોગઅવસ્થા અને આનંદમગ્ન સ્થિતિને જોઈને ઉપાધ્યાય યશોવિજયજીએ એમની સ્તુતિરૂપે આનંદના ઉલ્લાસથી સભર એવી "અષ્ટપદી"ની રચના કરી હતી ઉપાધ્યાય યશોવિજયજી કહે છે કે સાચા "આનંદ"ની અનુભૂતિ એને જ થઈ શકે કે જેના હૃદયમા આનંદજ્યોતિ પ્રગટ થઈ હોય આવા "અચલ-અલખ" પદના "સહજ સુખ"મા આનંદઘન મગ્ન રહેતા હતા એમની આવી ઉન્નત, આનંદમય આધ્યાત્મિક અવસ્થા જોઈને ઉપાધ્યાય યશોવિજયજી અંતરના ઉમળકાથી બોલી ઊઠે છે—

"આનંદ ઠોર ઠોર નહી પાયા,
આનંદ આનંદમે સમાયા "[૬]

આ બન્ને સાધકોને દોષદર્શી અને દુષ્ટ લોકો તરફથી ખૂબ સતામણી થઈ હતી એમ કહેવાય છે એમના સમયમા યોગી અને જ્ઞાનીને નિંદનારા ઘણા છિદ્ર-વેષી લોકો હતા આનંદઘન તો આત્મમસ્તીમાં મગ્ન હતા આથી એમણે આવા લોકોની સહેજે પરવા ન કરી. તેઓ ક્યાક જ આ જડતા અને રૂઢિચુસ્તતા પર પ્રહાર કરે છે, જ્યારે યશોવિજયજી સાધક અને સંપ્રદાયમાં માનનારા હતા તેઓ આનંદઘનજી જેટલા સંપ્રદાયનાં બંધનોથી મુક્ત ન હતા એમનું હૃદય આવી આપત્તિઓથી ક્યારેક કકળી ઊઠતુ હતુ. પરિણામે એ પ્રવર્તીત વિષમ પરિસ્થિતિ અંગે વેદનાભર્યા ઉદ્ગાર કાઢે છે.

"પ્રભુ મેરે અઈસી આય બની
મનકી વિથા કુનપેં કહીએ,
જાનો આપ ધની,
જનમ મરણ જરા જી ઉ ગઈ લહઈ,
ત્રિલગી વિપત્તિ ઘની;
તન મન નયન દુખ દેખત
સુખ નવી એક કની.
ચિત્ત તુ ભઈ દુરજન કે બયના,
જૈસે અર અગની
સજ્જન કોઉ નહિ જાકે આગે,
બાત કહુ અપની.
ચઉ ગઈ–ગમણ–ભમણ–દુઃખ વારો,
બિનતિ એહી સુની,
અવિચલ સપદ જસકુ દીજે.
અપને દાસ ભની" ૭

આમ યશોવિજયજી નિંદક દુર્જનો સામે પોકાર કરે છે, તો એ સમયે આનંદઘનજીને વગોવનારા પણ હતા. યશોવિજયજીએ રચેલી આનંદઘનજીની અષ્ટપદીની "કોઉ આનંદઘન છિદ્ર હી પેખત" એમ આનંદઘનને માટે કહ્યું છે એના પરથી આનો ખ્યાલ આવે છે આનંદઘનજી અને યશોવિજયજીએ બન્નેએ જિનસ્તવન ચોવીસીની રચના કરી છે આનંદઘનજી શ્રી અજિતનાથ જિન સ્તવનમા કહે છે—

"તરક વિચારે રે વાદ પરપરા, પાર ન પહુચે રે કોઈ
અભિમત વસ્તુ રે વસ્તુગતે કહે, તે વિરલો જગિ કોય"
(સ્તવન · ૨–ગાથા . ૪)

જ્યારે શ્રીમદ્ યશોવિજયજી મહારાજે સત્તરમા "પાપ સ્થાનકની સજ્ઝાય"-માં શુદ્ધ ભાષકની બલિહારી બતાવી છે "અધ્યાત્મસાર" ગ્રથમા દભ પર આખું પ્રકરણ લખ્યુ છે અને આવા વાદ–વિવાદ કરનારાઓ વિશે તો તેઓ કહે છે—

"वादाश्च प्रतिवादाश्च वदन्तो निश्चितान् तथा।
तत्त्वांत नैव गच्छन्ति तिलपीलकवद् गतौ ॥" ८

વાદ, વિવાદ અને પ્રતિવાદ કરતાં ઘાંચીની ઘાણી જેવી ગતિ થાય છે અને તેમા તત્ત્વનો પાર પામતો નથી. જડતા અને મતાધતા પર આ બન્ને મહાપુરુષો સખત પ્રહાર કરે છે. યશોવિજયજી "યશવિલાસ"ના સુડતાલીસમા પદમાં કહે છે —

"પ્રભુ ગુન ધ્યાન વિગ્રર ભ્રમ ભૂલા,
કરે કિરિયા સો રાને રૂના"

જ્યારે આનદઘન પણ આવી જડ ક્રિયાનો વિરોધ કરતા કહે છે–

"નિજ સરૂપ જે કિરિયા સાધિઇ, તે અધ્યાતમ લહીઇ રે,
જે કિરિયા કરિ ચોગતિ સાધઇ, તે અનધ્યાતમ કહીયે રે"
(સ્તવન ૧૧, ગાથા : ૩)

આ સાધકો તો સસારથી ઊફરા ચાલતા હતા આનદઘનજીએ ચાર ગતિરૂપ ચોપાટની એક સુદર કલ્પના કરી છે. આમા ચેતન પોતે રાગ, દ્વેષ અને મોહના પાસા પોતાને હિતકર છે એમ માનીને, આ ચોપાટ ખેલે છે, પણ પારકી આશા એ સદા નકામી છે આનદઘન તો સ્પષ્ટ કહે છે કે, "આશા ઓરનકી કયા કીજે ? જ્ઞાન સુધારસ પીજે"[૯] એ જ રીતે શ્રી યશોવિજયજી "જ્ઞાનસાર"–ના બારમા "નિસ્પૃહાષ્ટક"માં લખે છે—

"પોતાના સ્વભાવ–નિજ ગુણની પ્રાપ્તિ ઉપરાત બીજુ કાંઈ પણ પ્રાપ્ત કરવા યોગ્ય નથી એવી રીતે આત્મઐશ્વર્યથી સપન્ન મહામુનિ તદ્દન નિસ્પૃહ થઈ જાય છે બિચાગ પારકી આશાવાળા પ્રાણીઓ હાથ જોડી જોડીને પ્રાર્થના કરે છે, ઘરે ઘરે ભિક્ષા માગે છે, પરતુ અનત જ્ઞાનપાત્ર પ્રાણી તો આખા જગતને તણખલા તુલ્ય જુએ છે"

આનદઘનજીના ઋષભ જિન સ્તવનમા પ્રીતમ ઋષભ જિનેશ્વર સાથે પ્રીતિસગાઈ થઈ હોવાથી એને જગતની સોપાધિક પ્રીતિ પસદ નથી. એ જ રીતે ઉપાધ્યાય યશોવિજયજી શ્રી શાતિનાથ જિન સ્તવનમાં કહે છે—

"જાણ્યો રે જેણે તુજ ગુણ લેશ, બીજા રે રસ તેહને મન નવિ ગમે જી,
ચાખ્યો રે જેણે અમી લવલેશ, બાકસ બુકસ તસ ન રુચે કીમે જી"

માત્ર વેશ પહેરે સાધુ થવાતુ નથી. જે ખરો આત્મજ્ઞાની છે એ જ સાચો સાધુ છે. આનદઘનજી શ્રી વાસુપૂજ્ય જિન સ્તવનની છઠ્ઠી ગાથામાં કહે છે કે-

જે આત્મજ્ઞાની નથી તે માત્ર વેશધારી છે બાહ્ય દૃષ્ટિએ મૂંડન કરાવ્યું એથી કાઈ વળે નહિ અંતરનો આત્મા ગુણોથી સમૃદ્ધ થવો જોઈએ આવી જ રીતે આનંદઘનજીની માફક યશોવિજયજી પણ કહે છે :

"મુંડ મુંડાવત સબ હી ગડરીઆ, હરિણ રોઝ બન ધામ,
જટાધારી વટ ભસ્મ લગાવત, રાસભ સહતું હે ધામ
એતે પર નહિ યોગ કી રચના, જો નહિ મન વિશ્રામ,
ચિત અંતર પટ છલવેકું ચિંતવત, કહા જપત મુખરામ,
જબ લગ આવે નહિ મન ઠામ"[૧૦]

ઉપાધ્યાય યશોવિજયજી તો આત્મદર્શનનું સ્વરૂપ ગુરુકૃપાથી પ્રાપ્ત કરે છે આ અંગે વિ સં. ૧૭૩૮ પછી રચેલા "શ્રીપાલ રાસ"ના ચોથા ખંડના છેવટના ભાગમા તેઓ કહે છે—

"માહરે તો ગુરુ ચરણ પસાયે અનુભવ દિલમા પેઠો,
ઋદ્ધિ વૃદ્ધિ પ્રગટી ઘટમાહિ, આતમ-રતિ હુઈ બેઠો"

જ્યારે આત્મામા સમકિતનો રવિ ઝળહળે છે, ત્યારે ભ્રમરૂપી તિમિર નાસી જાય છે અને અંતરમા અનુભવગુણ આવે છે આ સમયે ઉપાધ્યાય યશોવિજયજી કહે છે—

"ધ્યાયો સહી પાયો રસ, અનુભવ જાગ્યો જસ,
મિટ ગયો ભ્રમકો મસ, ધ્યાતા ધ્યેય સમાયો હે,
પ્રગટ ભયો પ્રકાશ, જ્ઞાનકો મહા ઉલ્લાસ;
એસો મુનિરાજ-તાજ, જસ પ્રભુ છાયો હે ....."[૧૧]

ધ્યાતા અને ધ્યેય એકરૂપ બની જાય છે, ત્યારે કેવી અપૂર્વ આનંદાનુભૂતિ થાય છે ! આત્મામા પરમાત્મા પ્રગટે છે, તે સમયની દશાને પ્રગટ કરતા યોગી આનંદઘન બોલી ઊઠે છે—

"અહો હુ અહો હુ મુઝને કહુ,
નમો મુઝ નમો મુઝ રે"
(સ્તવન ૧૬, : ગાથા ૧૩)

ઉપાધ્યાય યશોવિજયજીએ આનદઘનની માફક પદો પણ લખ્યાં છે. અને તેમા ચેતનને "મોહકો સગ" નિવારી "જ્ઞાનસુધારસ" ધારણ કરવાનું કહ્યું છે. એ જ રીતે "કબ ઘર ચેતન આવેગે"માં ઉપાધ્યાય યશોવિજયજીએ સુમતિનો વિરહ આલેખ્યો છે. આનદઘનના પદોમાં તો આ સુમતિના વિરહનુ વેધક આલેખન મળે છે. એમા તો કવિ કહે છે કે સુમતિ દુ ખમ દિરના ઝરૂખે આખો લગાડી લગાડીને ઝૂકી–ઝૂકીને જુએ છે વિરહદશારૂપ સાપણ તેના પ્રાણવાયુને પી જાય છે અને એથીય વધુ વિરહની વિકટ વેદના દર્શાવતા સુમતિ કહે છે–

"શીતલ પ ખા કુમ કુમા, ચ દન કહા લાવે હો?
અનલ ન વિરહાનલ ય હૈ તન તાપ બઢાવે હો"[૧૨]

ઠ ડા પદાર્થો, પ ખા, કપૂર કે ચ દનનો ઘોળ શા માટે લાવે છે? આ શરીરનો તાપ નથી આ તો આત્માન દના વિરહનો અગ્નિ છે. એને તો આ પદાર્થો ટાઢક આપવાને બદલે વધુ તપાવનાર બને છે આ રીતે આનદઘન અને યશોવિજયજી સમકાલીન હતા, પરસ્પરને મળ્યા હતા એમની ભાવનાઓ અને અધ્યાત્મપ્રવૃત્તિ ઘણા સમળ હતા આમ છતા બ નેનો આત્મવિકાસનો માર્ગ જુદો હતો આનદઘનજી અધ્યાત્મયોગી હતા, તો યશોવિજયજી કર્મયોગી પણ હતા આનદઘનજી દુનિયાની સહેજે દરકાર રાખતા નહિ, જ્યારે યશોવિજયજી તત્કાલીન વાતાવરણને સમજીને પોતાના લક્ષ્યની સાધના કરતા હતા

આનંદઘનજી આત્મલક્ષી, સ યમી, ત્યાગી અને અધ્યાત્મી હતા યશોવિજયજી "ન્યાયવિશારદ" અને "ન્યાયાચાર્ય"ની પદવીથી વિભૂષિત થયેલા પ ડિત હતા. આન દઘનજી–

"વેદ ન જાનુ કિતાબ ન જાનુ, જાનુ ન લચ્છન છ દા,
તર્ક, વાદ, વિવાદ ન જાનુ, ન જાનુ કવિ ફ દા[૧૩]

કહેનારા મસ્તકવિ હતા, જ્યારે યશોવિજયજી "વાણી વાચક જશ તણી, કોઈ નયે ન અધૂરી રે. (શ્રી પાલ રાસ–૪–૧૨ની છેલ્લી પ ક્તિ)·એવો હિ મતથી દાવો કરનાર અધ્યાત્મ, યોગ, કથા આદિ વિષયો પર સ સ્કૃત, પ્રાકૃત અને ગુજરાતીમા પદ્યરચના કરનાર વિદ્વાન કવિ હતા યશોવિજયજીમા અને આનદઘનજીમા જ્ઞાનની ગ ભીરતા, શાસ્ત્રોની પાર ગતતા અને અધ્યાત્મનો તલસાટ વ્યક્ત થાય છે. ખરી વાત એ છે કે ઉપાધ્યાય યશોવિજયજીએ બધા શાસ્ત્રોમા પાર ગતતા પામ્યા પછી પણ આત્મસ તોષ માન્યો નહી એમણે અધ્યાત્મયોગના માર્ગે જવાનુ

સ્વીકાર્યું અને આમાં આનંદઘનનો સંપર્ક કારણભૂત હશે. ઉપાધ્યાય યશોવિજયજીના "અધ્યાત્મસાર" જેવા ગ્રંથોમાં અને સ્તવનોમાં અધ્યાત્મરસની ઝલક જોવા મળે છે. બંનેના કવનને જોઈએ તો આનંદઘન જેવી ભાવની ગહનતા, વ્યાપકતા તેમ જ ઊર્મિનો તીવ્ર ઉછાળો અને અલખનાં રહસ્યોને પામવાની ઝંખના યશોવિજયજીના કવનમાં એટલા પ્રમાણમાં દેખાતી નથી, એનું કારણ આનંદઘનજી કવિની સાથે મર્મી સંત પણ છે એ કહી શકાય

## પાદટીપ

(૧) "શ્રી આનંદઘનજીના પદો" ભાગ-૧, લે. મોતીચંદ કાપડિયા, પૃ. ૩૪
(૨) "શ્રી આનંદઘન પદસંગ્રહ" રચયિતા-આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી, પૃ. ૧૩૮
(૩) "શ્રી આનંદઘનજીના પદો"-ભાગ-૧, લે. મોતીચંદ કાપડિયા, પૃ. ૩૪
(૪) "જૈન કાવ્યદોહન" ભાગ-૧, મનસુખલાલ મહેતા, પૃ. ૩૬
(૫) 'શ્રી યશોવિજય સ્મૃતિ ગ્રંથ" સંપાદક-પૂ. મુનિપ્રવર શ્રી યશોવિજયજી મહારાજ, પૃ. ૨૩૫ થી ૨૩૯
(૬) "શ્રીમદ્ યશોવિજયોપાધ્યાય વિરચિત ગૂર્જર સાહિત્ય સંગ્રહ" (પ્રથમ વિભાગ) પ્રકાશક-શા. બાવચંદ ગોપાલજી, મુંબઈ, પૃ. ૨૯૬
(૭) એજન, પૃ. ૧૧૯, ૧૨૦.
(૮) "શ્રી આનંદઘન ચોવીશી"-વિવેચક-શ્રી મોતીચંદ કાપડિયા, પૃ. ૪૭.
(૯) "શ્રી આનંદઘનજીના પદો" ભાગ-૧, લે. શ્રી મોતીચંદ કાપડિયા, પૃ. ૩૦૩
(૧૦) એજન, પૃ. ૫૧૬.
(૧૧) "શ્રીમદ્ યશોવિજયોપાધ્યાય વિરચિત ગૂર્જર સાહિત્યસંગ્રહ" ભાગ ૧, પ્રકાશક - શા. બાવચંદ ગોપાલજી, મુંબઈ, પૃ. ૧૨૩
(૧૨) "શ્રી આનંદઘનજીના પદો" ભાગ-૧, લે. શ્રી મોતીચંદ કાપડિયા, પૃ. ૪૩૮.
(૧૩) એજન, પૃ. ૨૮૭

# ૭ ત્રણ આનંદઘનો

કવિ શ્રી આનંદઘનજી અંગે હિન્દી સાહિત્યમાં પ્રારંભમાં ઘણી ભ્રમણાઓ પ્રવર્તતી હતી. આનંદ, ઘનાનંદ અને આનંદઘન એમ ત્રણ કવિઓ થયા, જ્યારે પ્રારંભમાં આનંદ અને ઘનાનંદને એક કવિ માનવામાં આવતા હતા અને એ રીતે ઘનાનંદ અને આનંદઘનને એક ગણવામાં આવતા હતા. આ ભ્રામક માન્યતા પર આધાર રાખીને કેટલુંક વિવેચન પણ થયું, જેમાં કવિ આનંદઘન વિશે કેટલીક વિચિત્ર કલ્પનાઓ પણ કરવામાં આવી.

આવી જ રીતે આનંદઘન નામના ત્રણ કવિઓ મળે છે, તેથી એ કવિઓની વિશેષતા તારવવી અને એમાં આનંદઘનની પૃથક્તા જોવી જરૂરી બનશે.

## આનંદ

હિન્દી ભાષામાં સંગીતનો મહત્ત્વપૂર્ણ ગ્રંથ "રાગ કલ્પદ્રુમ"માં આનંદ અને આનંદઘન, (ઘનાનંદ) એ બે કવિઓનો અભેદ સ્વીકાર્યો છે. મૂળ ડૉ. ગ્રિયર્સને લખેલા ગ્રંથનું હિંદી ભાષાંતર "दि मोर्डन वर्नाक्यूलर लिटरेचर आव हिंदुस्तान"માં (પૃ. ૯૨, સંખ્યા ૩૪૭) એવું અનુમાન કર્યું છે કે આનંદ અને આનંદઘન (ઘનાનંદ) સંભવતઃ એક જ હતા. પરંતુ "નાગરી પ્રચારિણી સભા" (કાશી)ના "ખોજ" નામના વાર્ષિક વિવરણમાં આનંદ અને આનંદઘન (ઘનાનંદ)ને જુદા બતાવવામાં આવ્યા. વર્ષો સુધી આ આનંદ કવિ કોણ છે, એ ક્યાંના રહેવાસી છે અને તેઓ કયા સમયમાં વિદ્યમાન હતા એ વિશે કોઈ માહિતી નહોતી, પરંતુ એ પછી કેટલીક એવી હસ્તપ્રત મળી કે જેમાં આનંદ કવિના વંશ, સમય અને સ્થાનનો સ્પષ્ટ ઉલ્લેખ મળ્યો. "खोज"માં પ્રસિદ્ધ થયેલો એ પરિચય આ પ્રમાણે મળે છે :

"कायथ कुल आनंद कवि वासी कोट हिसार ।
कोककला इहि रूचि करन जिन यह कियो विचार ।।
रिति वसंत संवत सरस सोरह सै अरु साठ ।
कोक मंजरी यह करी धर्म कर्म करि पाठ" ।।

(खोज, १९५६–१० एफ)

અક્ષરો છે આ અક્ષરો દેવનાગરી લિપિમાં લખાયેલા છે અને તે સુવાચ્ય છે. તેમા મૂળ અને ટબો સળંગ લીટીમા આપેલો છે પાનાની વચ્ચે જગા ખાલી રાખી નથી

આ પ્રતિની સ્થિતિ સારી હોવા છતા એ ઘણી અશુદ્ધ રીતે લખાયેલી છે એને પાછળથી સુધારવામા આવી હોય તેમ જણાય છે. એના ઘણા અક્ષર પરથી હ્રસ્વ કાઢી નાખ્યા છે આમા અનુસ્વારનો લહિયાએ બહોળે હાથે બિનજરૂરી ઉપયોગ કર્યો છે, એમાય સ્તવનના અંતિમ ચરણમાં "આનંદઘન" ને બદલે લખવામા આવેલો "આનંદઘન" શબ્દ તો ખૂબ કઠે છે આકણી અને સ્તવનને અંતે બધે ક્રમ આપવામા આવ્યા છે પાચમા સ્તવનમા માત્ર રાગનો ઉલ્લેખ મળે છે એ સિવાય બધા સ્તવનોને પ્રારંભે રાગ અને દેશી આપ્યા છે. આમા 'કેદારો', "ગોડી" અને "મલ્હાર" રાગ વિશેષ મળે છે. લ પ્રતિ અને ઉ પ્રતિના રાગ અને દેશી સરખાં જ મળે છે

આમા બાવીસ સ્તવનો આનંદઘનના છે અને એ પછી શ્રી જ્ઞાનવિમલસૂરિએ છેલ્લા બે સ્તવનો રચીને ચોવીસી પૂર્ણ કરી છે. આ પ્રતિના દરેક પત્રમા મૂળ સ્તવનની પાચેક પંક્તિઓ છે અને તેના પર ઝીણા છતા સ્પષ્ટ અક્ષરોએ ત્રણ લીટીમા જ્ઞાનવિમલસૂરિરચિત બાલાવબોધ આપવામા આવ્યો છે

આ પ્રતિનો પ્રારંભ "શ્રી જિનેશ્વરાય નમ'થી કરવામા આવ્યો છે, જ્યારે એને અંતે મળતી પુષ્પિકામા લિપિકાર કે લેખસ્થળના નામ મળતા નથી માત્ર આ પ્રતિ-લેખનનો સમય આપવામા આવ્યો છે જે આ પ્રમાણે છે-

"સંવત ૧૭૭૫ વર્ષે મિતિ ફાગણ વદી ત્રયોદશી શુક્રવારે."

આનાથી વિશેષ વિગત પુષ્પિકામા નથી આ પ્રતિ બીજી પ્રતિઓને મુકાબલે ઓછી વિશ્વાસપાત્ર ગણાય

## પાદટીપ

૧ આ સ્તંભતીર્થ નામ ખંભાતના થાભલા ગામમા વિ સ ૧૧૧૧માં મળી આવેલી પ્રાચીન સ્તંભન પાર્શ્વનાથની મૂર્તિના નામ પરથી અસ્તિત્વમા આવ્યુ. આ મૂર્તિ વિ. સ ૧૩૬૦ ની આસપાસ ખંભાતમાં લાવવામા આવી હતી અને ત્યાર બાદ ખંભાત જૈનતીર્થ બન્યુ હતુ. એ પછી આ ખંભાતને ચૌલુક્ય સમયમાં રાજકીય મહત્ત્વ પણ મળ્યુ

## સચિત્ર હસ્તપ્રત

"આનંદઘન બાવીસી"ની હસ્તપ્રતોના સંશોધન દરમ્યાન એક સચિત્ર હસ્તપ્રત મળી. આ હસ્તપ્રત શ્રી લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના શ્રી પુણ્યવિજયજી આદિના સંગ્રહમાંથી મળી આવી છે પ્રતિનો ક્રમાંક ૧૬૪૩૮ છે ૫૭ પત્ર ધરાવતી આ પ્રતિ સસ્તબક છે એમાં શ્રી જ્ઞાનવિમલસૂરિ-રચિત બાલાવબોધ આપવામાં આવ્યો છે આ પ્રતિનો લેખસંવત ૧૮૯૫ છે. ઉધઈ લાગવાને કારણે પ્રતિ જીર્ણ થયેલી છે આમાં પાંચ પત્રો પર પાંચ સોનેરી ચિત્રો મળે છે પત્ર ૧B પર શ્રી અભિનંદનજિનનું, પત્ર ૨૯A પર શ્રી મહાવીર સ્વામીનું પત્ર, ૪૮ A પર શ્રી સંભવનાથ જિનનું, પત્ર ૫૩ A પર શ્રી મહાવીર સ્વામીનું, અને ૫૪ B પર શ્રી ઋષભદેવજિનનું ચિત્ર મળે છે. આમાં મહાવીર સ્વામીના બે ચિત્ર મળે છે. આ ચિત્રોની સામે એ જ તીર્થંકરનું સ્તવન આલેખાયેલું નથી. જેમ કે શ્રી અભિનંદનજિનના ચિત્રની સામે ઋષભદેવનું પ્રથમ સ્તવન આપેલું છે અને એ જ રીતે ઋષભ-દેવના ચિત્રની સામે શ્રી મહાવીરસ્વામીનું સ્તવન આપેલું છે આ રીતે આ ચિત્રોમાં કોઈ ક્રમ પણ જોવા મળતો નથી



# ૧૦ સંપાદન પદ્ધતિ

"આનંદઘન બાવીસી"ની પ્રશિષ્ટ વાચના માટે અમદાવાદ, ખંભાત, ભરૂચ, વડોદરા, ભાવનગર, પાટણ, છાણી, લીંબડી વગેરે સ્થળોએ આવેલા ભંડારોની પ્રતિઓ તપાસી આ પ્રતિઓમાંથી કર્તાની સૌથી વધુ નજીકની હોય તેવી શ્રદ્ધેય હસ્તપ્રતોને અલગ તારવીને આ પ્રતિઓમાંથી ચાર પ્રતિની પસંદગી કરી આ ચારે પ્રતિ લેખનસંવત ધરાવે છે આ ચાર પ્રતિઓમાંથી અમદાવાદના પગથિયાના ઉપાશ્રયમાંથી મળેલી "આનંદઘન બાવીસી"ની હસ્તપ્રતને આદર્શ પ્રતિ તરીકે સ્વીકારી છે. તેનો સંપાદનમાં પ પ્રતિ તરીકે ઉલ્લેખ કર્યો છે કર્તાની સૌથી વધુ નજીકની એવી આ હસ્તપ્રત વિ સં. ૧૭૫૧માં લખાયેલી છે. આ પ્રતિ પ્રમાણમાં શુદ્ધ અને અને શ્રદ્ધેય છે. વળી આ પ્રતિથી જૂની અન્ય કોઈ પ્રતિ સાંપડતી નથી.

"આનંદઘન બાવીસી"ની પ્રતિઓ વિશે જૈનસાહિત્યના સંશોધક શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈએ "જૈન ગુર્જર કવિઓ"માં સૌથી જૂની પ્રતિનો આ રીતે ઉલ્લેખ કર્યો છે—

"સંવત્લોચનને દ્વિયાદ્રીંદુ ૧૭૫૨ વર્ષે શ્રા શુ. ૨ લિ જગતીપુરે ૯—૧૨ દા ૨૦ નં. ૪૬ સીમંધર."[1]

આ પ્રતિ અપ્રાપ્ય હતી. એ અંગે શ્રી અગરચંદજી નાહટા પણ "आनन्दघन ग्रन्थावली"માં "પ્રાસંગિક વક્તવ્ય" રજૂ કરતાં નોંધે છે—

जैन गुर्जर कवियो में जैन साहित्य महारथी स्व. मोहनलाल देसाईने आनन्दघनके स्तवनों व पदो की प्रतियोंका विवरण भाग २ और ३ में दिया है। उनमें स्तवनो की संवतोल्लेखवाली सबसे प्राचीन प्रति संवत १७५८[2] की श्री सीमंधर ज्ञान भंडारमें होनेकी सूचना है पर वह भंडार कहाका है, स्थानका उल्लेख नही किया इसलिए हम उस प्रतिको प्राप्त नही कर सके[3]।"

હસ્તપ્રતોના સંશોધન દરમ્યાન શ્રી સીમંધર સ્વામીનો ભંડાર સુરતમાં મળી આવ્યો અને સુરતના એ ભંડારમાંથી એ પ્રતિ પણ મળી. જેનો **સ** પ્રતિ તરીકે ઉલ્લેખ કર્યો છે. જો કે એ પછી અમદાવાદના પગથિયા(સંવેગી)ના ઉપાશ્રયના શ્રી જૈન જ્ઞાનભંડારમાંથી સં. ૧૭૫૧ની **પ** પ્રતિ મળી અને આ રીતે "આનંદઘન બાવીસી"ની એક વધુ પ્રાચીન પ્રતિ પ્રાપ્ત થઈ.

સ્તવનોની પ્રશિષ્ટ વાચનામાં **પ** પ્રતિને મુખ્યત્વે વફાદાર રહેવાનું વલણ રાખ્યું છે અને એ ઉપરાંત વિ. સં. ૧૭૫૨ની **સ** પ્રતિ, વિ. સં. ૧૭૬૯ની **લ** પ્રતિ અને વિ. સં. ૧૭૭૫ ની ઉ પ્રતિના પાઠાંતરો આપ્યા છે. પરંતુ આ પ્રશિષ્ટ વાચનામાં જ્યાં **પ** પ્રતિનો પાઠ અર્થબોધની દૃષ્ટિએ બરાબર લાગ્યો નથી, ત્યાં **સ**, **લ**, ઉ માંથી મળતો પાઠ સ્વીકાર્યો છે. આવી રીતે અર્થની અસંગતિને કારણે **પ** પ્રતિને બદલે અન્ય પ્રતિના પાઠ સ્વીકાર્યાના કેટલાંક ઉદાહરણો જોઈએ–

| સ્તવન ગાથા | પ્રતિ | સ્વીકૃત પાઠ | **પ** નો અસ્વીકૃત પાઠ |
|---|---|---|---|
| ૧ : ૬ | **સ** | ચિત્ત પ્રસત્તિ | ચિત્ત પ્રસન્ને |
| ૧ : ૬ | **સ** | આતમ-અરપણા | આતમ આપણા |
| ૨ :૫ | **લ** ઉ | નયન તણો રે | નયનણો |
| ૬ : ૪ | **લ** ઉ | મુગતિ | મુંકતિ |
| ૭ : ૨ | **લ** ઉ | ધારો જિનપદ સેવ | ધારો નિતપદ સેવ |
| ૮ . ૨ | **સ** ઉ | આઉ | આઓ |
| ૧૦ . ૩ | **સ** ઉ | પરદુખછેદનઇચ્છા | પરદુખવેદનઇચ્છા |
| ૧૩ ૩ | **સ** | પદપ કજે | પદકજે |
| ૧૭ . ૪ | **લ** ઉ | હાથિ | હાવે |
| ૨૨ . ૭ | **સ** | નુકસાણ | નકુસાણ |

આ રીતે જ્યાં અર્થની દૃષ્ટિએ અસંગતિ આવતી હોય ત્યાં જ **પ** પ્રત સિવાયની પ્રતનો પાઠ સ્વીકાર્યો છે.

લહિયાની ભૂલને લીધે ક્યાંક આંકણી રહી ગઈ છે, તો ક્યાંક સ્તવનનું ચરણ ખોટું લખાયું છે આવું **પ** પ્રતિમાં નવમા સ્તવનની આઠમી ગાથામાં, દસમા સ્તવનની છઠ્ઠી ગાથામાં અને અગિયારમા સ્તવનની પાંચમી ગાથામાં મળે

છે, ત્યાં અન્ય પ્રતિનો યોગ્ય પાઠ સ્વીકાર્યો છે એ જ રીતે આંકણી પણ સ્તવનના પ્રારંભને બરાબર વફાદાર રહે તે રીતે આપી છે. સાતમા સ્તવનની ત્રીજી, ચોથી અને પાચમી ગાથામા પ પ્રતિમા આંકણી રહી ગઈ છે, ત્યાં અન્ય પ્રતિની આકણી સ્વીકારી છે પ પ્રતિમા બારમા સ્તવનનુ "શ્રીવાસુપૂજ્યસ્તવનજિનાનાં" એ સમાપન અર્થની દૃષ્ટિએ અસગત હોવાથી લ અને ઉ પ્રતિનુ સમાપન સ્વીકાર્યુ છે.

એ સમયે અનુસ્વારનો બહોળા પ્રમાણમા ઉપયોગ થતો હતો અને એથી પ પ્રતિનો આવો અનુસ્વારવાળો પાઠ સ્વીકાર્યો છે આવા અનુસ્વારના ઉદાહરણો પ પ્રતિમાથી આ પ્રમાણે મળે છે–રીઝયો (૧ ૧), સામાન્યે (૪ : ૭), હેત-વિવાદે (૪ · ૩), જગનાંથ (૪ ૪), જ્ઞાનાનદે (પ ૪ ), અનુગમેં ( ૬ ૪), પ્રકાસે (૧૧ ૬), આતમજ્ઞાંની (૧૨ ૬), જ્ઞાન (૧૮ ૫). ઉચ્ચારણ અને લેખન વચ્ચે એ સમયે પણ ભેદ હતો. પરંપરાગત જોડણી અને સમકાલીન ઉચ્ચારણ વચ્ચે પણ ભિન્નતા જોવા મળે છે ક્યારેક છંદ ખાતર પણ જોડણીમા ફેરફાર કરવામા આવે છે આથી મૂળ સ્વરૂપ કેટલુ જળવાયુ હોય તે પ્રશ્ન છે લહિયાને હાથે પણ જોડણીમા ઠરડ–મરડ થતી હોય છે

વળી, આ સ્તવનો એ તીર્થંકરની પ્રતિમા સામે ભક્તિભર્યા વાતાવરણમાં ગવાતા હોય છે ગાનારને માટે એના મૂળ પાઠની યથાતથ જાળવણીને બદલે એનું વસ્તુ (content) મહત્ત્વનુ બની રહે છે આથી એનુ સપૂર્ણ અને સુનિશ્ચિત સ્વરૂપ આપવુ શક્ય બનતુ નથી. આનુ મુખ્ય કારણ સ્તવનોની ભાષાની પ્રવાહિતા છે અને તેમાં આવી પ્રવાહિતા હોય તે સ્વાભાવિક છે. આ કારણે જ ગાનાર એમા પોતાને અનુકૂળ એવો ફેરફાર કરતો રહે છે આવી ગાવાની સરળતાની દૃષ્ટિએ અન્ય પ્રતિનો પાઠ સ્વીકારવો યોગ્ય ન ગણાય ગાવાની સહજતાથી જોઈએ તો કોઈ પાઠ સુધારવાની આજે જરૂર લાગે પણ એ સમયનાં ઉચ્ચારણો આજે આપણને નિશ્ચિત રીતે પ્રાપ્ત ન હોવાથી પ પ્રતિનો પાઠ જ રાખ્યો છે. જેમ કે–સ્તવન પહેલાની પ્રથમ પંક્તિ પ પ્રતિમા "ઋષભ જિણેસર પ્રીતમ માહારા" છે તે જ પાઠ પ્રશિષ્ટ વાચના માટે સ્વીકાર્યો છે સ પ્રતિનો "માહરૌ" કે લ અને ઉ પ્રતિનો "માહરો" પાઠ સ્વીકાર્યો નથી

અઢારમા સ્તવનની સાતમી ગાથા માત્ર સ પ્રતિમાં મળે છે. આથી એ ગાથા પ્રશિષ્ટ વાચનામાં આપી છે. એવી જ રીતે પ પ્રતિમા એક પત્ર નથી, ત્યાં લ પ્રતિના પાઠ લીધા છે આનુ કારણ એ છે કે "આનદઘન બાવીસી"ની

પ્રતિઓ સ્પષ્ટપણે એ વલણ ધરાવે છે અમુક પ્રતિઓનું ભાષાવલણ ગુજરાતી ભાષા તરફ છે, જ્યારે અમુક પ્રતિઓ રાજસ્થાની ભાષા તરફ ઢળતાં રૂપોનો ખ્યાલ આપે છે. ઉપલબ્ધ પ્રતિઓના તારણમા પણ વિશિષ્ટ નોંધમાં આવુ રાજસ્થાની ભાષાવલણ ધરાવતી પ્રતિઓનો ઉલ્લેખ કર્યો છે આ સંપાદનમાં **પ** પ્રતિ સાથે ગુજરાતી લક્ષણનુ સાતત્ય **લ** અને **ઉ** પ્રતિ ધરાવે છે, જ્યારે **સ** પ્રતિ રાજસ્થાની ભાષા તરફ વિશેષ વલણ ધરાવે છે. **પ**, **લ** અને **ઉ** પ્રતિના રૂપો સાથે **સ** પ્રતિના રૂપો જોતા ગુજરાતી મરોડ અને રાજસ્થાની મરોડનો ખ્યાલ આવે છે. રાજસ્થાની ભાષા તરફ વલણ ધરાવતી **સ** પ્રતિમાં "ઐ" અને "ઔ" રૂપો વિશેષ મળે છે, જે પછી રાજસ્થાની અને હિંદીમાં રહ્યા છે, જ્યારે ગુજરાતીમાં "ઐ" અને "ઔ" વાળા રૂપો મળતા નથી. આ ચારે પ્રતિના કેટલાક શબ્દો જોવાથી આનો ખ્યાલ મળી રહે છે.

**સ્તવન–**
**ગાથા**

| | **પ** | **સ** | **લ** | **ઉ** |
|---|---|---|---|---|
| ૧ : ૧ | પરિહરે | પરિહરૈ | પરિહરૈ | પરિહરે |
| ૧ · ૨ | કરે | કરૈ | કરૈ રે | કરે |
| ૧ · ૩ | સાંભવે | સંભવૈ | સંભવઈ | સંભવઇ |
| ૧ : ૪ | રંજન | રંજૈ | રંજન | રંજન |
| ૧ : ૫ | પૂરે | પૂરૈ | પૂરઇ | પૂરૈઇ |
| ૨ . ૧ | તિણિ | તિણૈ | તિણેં | તિણે |
| ૨ ૪ | પુહચે | પૌહચૌ | પોહચઇ | પોહચઇ |
| ૨ . ૬ | નિહાલસે | નિહાલસૈ | નિહાલસઇ | નિહાલસઇ |
| ૩ : ૧ | લહિ | લહ યૈ | લહે | લહિ |
| ૩ ૨ | થાકીયિ | થાકંયૈ | થાકંઇ | થાકીયિ |
| ૪ . ૧ | તરસીયે | તરસંયૈ | તરસીઇં | તરસીઇ |
| ૪ · ૫ | જેહને | જેહનૈ | જેહનઇ | જેહનઇં |

સ્તવન–
ગાથા

| | પ | સ | લ | ઉ |
|---|---|---|---|---|
| ૫ : ૬ | સંપજિ | સંપજૈ | સંપજે | સંપજઇ |
| ૬ : ૩ | લગિ | લાગે | લગિ | લગિ |
| ૬ ૬ | ભાંજસ્યે | ભાજિસ્યૈ | ભાજસ્યઇ | ભાંજસ્યઇ |
| ૭ . ૮ | તેહને | તેહનૈ | તેહને | તેહને |
| ૮ . ૫ | આંણીઇ | આણીયૈ | આણીઇ | આંણીઇ |
| ૧ . ૧ | માહારા | માહરૌ | માહરો | માહરો |
| ૧ ૧ | રીઝયો | રીઝયૌ | રીઝયો | રીઝયો |
| ૨ . ૪ | વિરલો | વિરલૌ | વિરલા | વિરલા |
| ૨ . ૫ | પડયો | પડયૌ | પડયો | પડયો |
| ૪ : ૩ | સબલો | સબલૌ | સબલો | સબલો |
| ૪ : ૫ | રટતો | રટતૌ | રટતો | રટતો |
| ૪ . ૬ | તણો | તણૌ | તણો | તણો |
| ૫ : ૨ | તીસરો | તીસરૌ | તીસરો | તીસરો |
| ૮ . ૨ | દેખિઉ | દેખીયૌ | દેખીઓ | દેખીઓ |

સ્તવનોના પ્રારંભે રાગ અને દેશી આપવામા આવ્યા છે. પ પ્રતિમાં જે સ્તવનના રાગ અને દેશી આપ્યા છે, તે સ્વીકાર્યા છે. પરંતુ કયાક પ પ્રતિમાં માત્ર રાગની જ નોધ મળે છે અને દેશી મળતી નથી ત્યા રાગ અને દેશીનો સુમેળ જળવાઈ રહે તે માટે તે લ પ્રતિમાથી અથવા તો ઉ પ્રતિમાથી લીધાં છે. અન્ય પ્રતિનાં જે રાગ અને દેશી મળે છે, તે પાઠાતરમા નોધ્યા છે. લ અને ઉ પ્રતિમા કેટલીક ગાથામા ગણતરી બતાવવા આકડા આપ્યા છે જેમ કે— પયઈ ૧., ઠિઇ ૨, અણુભાગ ૩, પ્રદેસથી ૪ (લ અને ઉ પ્રતિ, ૬ . ૨)

આ રીતે છઠ્ઠા સ્તવનની ત્રીજી ગાથામા અને પાચમી ગાથામા આવા અંક મળે છે આ અંક પાઠાતરમાં નોધ્યા છે કયાક પાઠમા લહિયાની ભૂલને લીધે કોઈ અક્ષર ખોટો લખાઈ ગયો છે, તો એનો સાચો અક્ષર ચોખંડા કૌંસમા મૂક્યો છે જેમ કે—

તે [ત] જે ૧૬ . ૫, સુભાય [વ] ૬ : ૩

આ પ્રશિષ્ટ વાચનાના પાઠાંતરમાં બાકીની પ્રતિના સ્તવનનો પ્રારંભ, આંકણી અને સમાપન આપ્યાં છે. એક શબ્દના બીજી પ્રતિઓમાંથી મળતા અન્ય પાઠ પાઠાંતરમા અલ્પવિરામથી દર્શાવ્યા છે અને એ શબ્દનાં બધાં પાઠાંતર પૂરાં થાય ત્યાં અર્ધવિરામ આપ્યો છે. સ્તવનોની ગાથાનાં ચરણ જુદા લખ્યાં હોવાથી અલ્પવિરામ કે પૂર્ણવિરામ પ્રત્યેક ચરણે મૂક્યાં નથી. માત્ર ગાથાનુ સમાપન થાય ત્યા પૂર્ણવિરામ મૂક્યું છે.

## પાદટીપ

૧. "જૈન ગુર્જર કવિઓ" ભાગ-૩, ખંડ-૨, લે.-મોહનલાલ દલીચંદ દેસાઈ, પૃષ્ઠ - ૧૧૦૦.

૨ અહીં ૧૭૫૮ ને બદલે ૧૭૫૨ લખવું જોઈએ.

૩. 'आनंदघन ग्रथावली' सपादक महताव चद खारैड, प्रथम सस्करण, संवत २०३१, पृ ३१



# ૧૧ પ્રશિષ્ટ વાચના

સ્તવન : ૧

શ્રી ગૌડીપાર્શ્વનાથાય નમઃ[1]

(રાગ : કેદારો)

[શ્રીમંધર કરજ્યો મયા—એ દેશી][2]

(૧) ઋષભ જિણેસર પ્રીતમ માહરા
ઓર ન ચાહું રે કંત
રીંઝયો સાહિબ સંગ ન પરિહરે
ભાંગે સાદિ અનંત.૧

૧ સ શ્રી જિનાય નમ,
લ ઉ શ્રી જિનેશ્વરાય નમ

૨ સ પ્રતિમા રાગ કે દેશી આપ્યા નથી.
લ પ્રતિમા આ પ્રમાણે છે – (ગગ . મારુ) [કર્મ પરિ(રી) ક્ષા કરણ કુમર ચલ્યો રે–એ દેશી] જ્યારે ઉ પ્રતિમા લ પ્રતિ પ્રમાણે જ છે માત્ર દેશીમા છેલ્લે આવતો 'રે' અક્ષર નથી.

૧.૧ સ રિષભ, સ લ ઉ જિનેસર, સ પીતમ, સ માહરૌ, લ ઉ માહરો
૧:૨ સ ચાહૂં,
૧.૩ સ રીઝ્યૌ, લ સ રીઝયો ઉ સાહિબ, સ પરિહરૈ, ઉ પરિહરે,
૧.૪ સ ભાગિ, લ ભાંગઈ, ઉ ભાગઇ.

(૨) પ્રીતસગાઈ રે જગમાં સહૂ કરે
પ્રીતિસગાઈ ન કોઇ
પ્રીતિસગાઈ રે નિરુપાધિક કહી
સોપાધિક ધન ખોઇ. ૨. પ્રીત.

(૩) કોઈ કંત કારણિ કાઠ ભખ્યણુ કરે
મિલસુંં કંતનૈ ધાય
એ મેલો નવિ કહીંઇં સાંભવે
મેલો ઠામ નૈં ઠાય. ૩. પ્રીત૦

(૪) કોઈ પતિરંજણને ઘણુ તપ કરે
પતિ રંજન તન તાપ
એ પતિરંજન મઇ નવિ ચિત્ત ધર્યઉં
રંજન ધાતુ–મિલાપ. ૪. પ્રીત૦

---

૨ ૧ પ સ પ્રીતિસગાઈ, લ જગમાંહિ; સ લ ઉ સહુ, સ કરૈ, લ ઉ કરે, રે, ઉ કરેં;
૨ ૨ સ ઉ કોય, લ કોઇ,
૨ ૩ પ પ્રીતિ સગાઇ, ઉ પ્રીત સગાઈ,
૨ ૪ સ ઉ ખોય, લ ખોઇં,
સ પ્રતિમા આંકણી નથી. પ અને લ મા 'પ્રીતિ૦' આકણી છે.
૩ ૧ સ લ ઉ કારણ, લ ઉ કાષ્ટ, લ ઉ ભક્ષણ, સ કરૈ, ઉ કરઇ, સ કરઇ રે;
૩ ૨ લ ઉ મિલસ્યુ, સ ધાઇ,
૩ ૩ સ સભવૈ, લ સભવઇ, ઉ સભવઇ,
૩ ૪ પ ને, લ ઉ ન;
સ પ્રતિમા આકણી નથી, પ લ ઉ માં 'પ્રીતિ૦' છે.
૪ ૧ સ પતિરંજણ અતિ ઘણ તપ, લ પતિરજણને પણિ તપ, ઉ પતિરજણને ઘણુ તપ, સ કરૈ, લ ઉ કરઇ.
૪ ૨ સ ગજૈ, ઉ તનુ,
૪ ૩ સ પતિરજણ, સ મૈ, લ ઉ મે, સ ચિત, સ ધર્યું, લ ઉ ધર્યો;
૪ ૪ સ રજણ, સ લ ઉ મેલાપ
સ પ્રતિમા આંકણી નથી પ લ ઉ મા 'પ્રીતિ૦' છે

(૫) કોઈ કહે લીલા રે લલક અલખ તણી
લખ પૂરે મન-આસ
દોષરહિતનિ રે લીલા કિમ ઘટે
લીલા દોષવિલાસ. ૫. પ્રીત૦

(૬) ચિત્ત પ્રસન્તિ રે પૂજનફૂલ કહિઉં
પૂજ અખંડિત એહ
કપટરહિત થઈ આતમ અરપણા
આનંદઘન પદ રેહ. ૬. પ્રીત૦

ઈતિ શ્રી ઋષભનાથ સ્તવન ! ૧.[3]

---

૫:૧ સ કહે, લ ઉ કહેં,
૫:૨ સ પૂરે, લ ઉ પૂરઇ,
૫ ૩ સ દોષરહિતનૈ, લ ઉ દોષરહિતને; સ ઘટૈ,
લ ઉ નવિ ઘટઇ,
સ પ્રતિમા આકણી નથી. પ લ ઉ મા 'પ્રીતિ' છે.
૬ ૧ પ પ્રસન્ને, લ પ્રસન્નઇ, ઉ પ્રસનંઇ, સ કહ્યું, ઉ કહ્યઉ,
૬ ૩ સ લ થઇ, પ લ આપણા, ઉ અરપણો,
૬ ૪ ઉ આનંદઘન,
સ પ્રતિમા આકણી નથી. પ લ ઉ મા 'પ્રીતિ૦' છે.
૩ સ ઈતિ રિષભ સ્તવન,
લ ઉ ઈતિ શ્રી ઋષભજિનસ્તવનમ્ ।

## સ્તવન : ૧

### (શ્રી ઋષભ જિનસ્તવન)

### (અર્થ)

[૧] શ્રી ઋષભદેવ જિનેશ્વર મારા પ્રિયતમ છે. બીજા કોઈને હું મારા પતિ તરીકે ચાહતી નથી પ્રસન્ન થયેલો મારો સ્વામી સાદિ અનંત ભાંગે પણ સાથ છોડતો નથી.

[૨] જગતમાં બધા જ પ્રીતની સગાઇ કરે છે પણ પ્રીતિની સગાઇ કોઈ કરતું નથી. પ્રીતિની સગાઈ નિરુપાધિક કહી છે, જ્યારે (જગતની પ્રીતની સગાઇ) ઉપાધિવાળી અને આત્મધનને ગુમાવનારી છે.

[૩] દોડીને પતિને મળી જઈશું એમ માનીને કોઈ તો પતિને (મળવા) માટે (પતિના મૃત્યુ પછી એની સાથે) બળી મરે છે, પરંતુ એવો મેળાપ ક્યાંય સંભવિત બનતો નથી. એ મેળાપનું ઠામઠેકાણું નથી.

[૪] કોઇ પતિના રંજન માટે ઘણાં (આકરાં) તપ કરે છે. શરીરના સંતાપથી પતિ પ્રસન્ન થાય, પણ એ રીતે પતિને રીઝવવાની વાતને મેં મારા મનમા સ્થાન આપ્યું નથી. સાચું રંજન તો ધાતુના મેળાપ જેવું છે.

[૫] કોઈ કહે છે કે આ તો અલખના લક્ષ્યસ્વરૂપની લીલા (ક્રીડા) છે અને એ લક્ષ્યસ્વરૂપ મનની (જે કાંઇ) આશા (હોય તે) પૂરે છે. (પણ તે) દોષરહિતને વળી લીલા કેવી રીતે યોગ્ય ગણાય ? લીલા તો દોષનો વિલાસ છે.

[૬] અંતઃકરણની પ્રસન્નતા એ જ પ્રભુપૂજાનું ફળ કહ્યું છે. એ પૂજા જ અખંડ (પૂજા) છે. નિષ્કપટ બનીને બહિરાત્માનું અર્પણ કરવાથી પરમ સુખરૂપ (આનંદઘનના) પદની રેખા પ્રાપ્ત કરે છે.

## સ્તવન : ૨
## શ્રી અજિત જિનસ્તવન

(રાગ· સાધૂ ઉ આશાઉરી)

[છાંનોને છાની કથા કિહા રહ્યો રે–એ દેશી][4]

(૧) પંથડો નિહાલું રે બીજા જિનતણો
અજિત અજિત ગુણધાંમ
જે તિણે જીત્યા હો તિણિ હું જીતિઓ
પુરુષ કિસું મુઝ નામ ૧. પંથ૦

(૨) ચરમનયન કરી મારગ જોવતા
ભૂલો સયલ સંસાર
જેણે નયને કરિ મારગ જોઈઇ
નયન તે દિવ્ય વિચાર ૨. પંથ૦

---

૪ સ પ્રતિમાં રાગ અને દેશી આપ્યા નથી. લ ઉ પ્રતિમા આ પ્રમાણે છે–(રાગ . આસાઉરી) [વેલિની દેશી]

૧ ૧ સ નેહાલુ, લ ઉ તણો રે,
૧ . ૨ સ લ ધામ,
૧ . ૩ સ તિણિ, લ ઉ તે, સ જીત્યા રે; સ તિણે,
લ તિણે, ઉ તિણે, સ હૂ, લ ઉ જીતીઓ રે,
૧ ૪ સ કિસ્યુ, સ માહરુ, લ નામ,
સ પ્રતિમાં આકણી નથી ઉ પ્રતિમા 'પથડો નિહાલુ રે બીજા જિન તણો રે' એમ આખુ ચરણ આકણી તરીકે મળે છે લ પ્રતિમા 'વાટડી વિલોકુ રે બીજા જિન તણી રે' એવુ ચરણ આકણી તરીકે મળે છે.
૨ ૧ લ ઉ નયણે, સ કરિ, સ જોવતઉ, લ ઉ જોવતા રે,
૨ ૩ સ જિણિ, લ જિણિ, ઉ જિણિ, સ નયને, લ ઉ નયણિ; લ ઉ કરી, સ જોઈઇ, લ જોઇએ રે, ઉ જોઇયે રે,
સ પ્રતિમા આકણી નથી લ મા 'વાટ' છે

(૩) પુરુષપરંપર અનુભવ જોઈઇ
અંધો અંધ પિલાય
વસ્તુવિચારેં રે જો આગમ કરી રે
ચરણ ધરણ નહીં ઠાય. ૩. પંથ૦

(૪) તરક વિચારે રે વાદપરંપરા
પાર ન પુહચે રે કોઇ
અભિમત વસ્તુ રે વસ્તુગતે કહે
તે વિરલો જગિ કોય ૪. પંથ૦

૩ ૧ સ અનુભવિ, સ જોઈઇ, લ ઉ જોયતાં રે,
૩ ૨ સ આધો, સ પેલાય, લ ઉ પીલાય,
૩. ૩ સ વસ્તુવિચારૈં, લ આગમે; સ કસી, ૫ કિસી,
૩. ૪ લ તો ચરણ૦, ૫ નહી,
સ પ્રતિમા આંકણી નથી. ૫ માં 'પ૦' અને લ માં 'વા૦' છે.
૪ ૧ લ ઉ તર્ક્ક; સ વિચારૈં, લ ઉ વિચારે,
લ ઉ પરંપરા રે,
૪ ૨ સ પોંહચૈ, લ ઉ પોહચઇ, લ પોહચઇ કોય,
સ લ ઉ કોય,
૪ ૩ સ વસ્તૂ. સ વસ્તુગતિ, ઉ વસ્તુગતે સ કહૈ,
લ કહે રે, ઉ કહઇ રે,
૪ ૪ સ વિરલૌ, લ ઉ વિરલા, ઉ જગ, સ જોય,
સ પ્રતિમાં આંકણી નથી. ૫ મા 'પ૦' અને લ મા 'વા૦' છે.

(૫) વસ્તુ વિચારે રે દિવ્ય નયન તણો રે
વિરહ પડયો નિરધાર
તરતમ જોગઈં રે તરતમ વાસના
વાસિત બોધ આધાર ૫. પંથ૦

(૬) કાલલબધિ લહિ પંથ નિહાલસે
એ આસા અવલંબ
એ જન જીવે રે જિનજી જાંણુયો
આનંદઘન મત અંબ. ૬. પંથ.
ઈતિ શ્રી અજિતજિનસ્તવન । ૨[૫]

---

૫ ૧ સ વિચારૈ, લ વિચારે દિવ્ય, ઉ વિચારે રે,
સ નયનતણોૈ, ૫ નયનણો,
૫. ૨ સ પડયૌ;
૫ ૩ લ ઉ ગોગે, લ ઉ વાસના રે,
૫. ૪ સ ૫ આચાર,
સ પ્રતિમાં આકણી નથી. ૫ મા 'પં૦' અને લ મા 'વાટ૦' છે.

૬. ૧ લ ઉ લહી, સ નિહાલસૌ, લ ઉ નિહાલસઇ રે,
૬ ૨ લ આશા, ૫ અવિલંબ.
૬ ૩ લ એ જિન, સ જીવૈ, લ ઉ જીવઇ, ૫ જાણુજ્યો,
લ જાણ્યો રે, ઉ જાણયો રે,
૬ ૪ ઉ આનંદઘન,
૫ પ્રતિમા આકણી તરીકે 'પંથડો નિહાલુ રે બીજા જિન તણો૦' એમ આખુ ચરણ આપવામાં આવ્યુ છે લ મા 'વાટ૦' છે.
૫ સ ઇતિશ્રી અજિતસ્તવનં ।,
ઉ અજિતજિનસ્તવનં ।૨,
લ અજિતજિનસ્તવ ।૨,

## સ્તવન . ૨
## શ્રી અજિતજિનસ્તવન
(અર્થ)

[૧] અજિત (એવા) ગુણોના પરમ સ્થાનરૂપ બીજા જિનેશ્વર દેવ શ્રી અજિતનાથ ભગવાનનો પંથ હું નિહાળું છું. જે (રાગ-દ્વેષ)ને તેમણે જીત્યા છે, તેણે મને જીતી લીધો છે. તો પછી મારું 'પુરુષ' નામ કેવું ?

[૨] ચર્મચક્ષુથી (તમારો) માર્ગ જોતો આખો સંસાર ભૂલો પડ્યો છે. જે આંખોથી તમારો માર્ગ જોવો જોઈએ તે આંખ (દૃષ્ટિ) તો દિવ્યવિચાર છે

[૩] (મોક્ષ માર્ગથી અજાણ) પુરુષની પરંપરાનો અનુભવ જોઈએ તો આંધળાની સાથે આંધળો અથડાતો લાગે છે. આગમના પ્રમાણથી વસ્તુતત્ત્વનો વિચાર કરવામાં આવે તો ક્યાંય પગ મૂકવાનું ઠેકાણું નથી

[૪] તર્કની રીતે વિચારતાં તો વાદની પરંપરા જ થાય. એનો કોઈ પાર પામે નહીં. ઇષ્ટ વસ્તુને એના સાચા સ્વરૂપમાં કહેનાર તો જગતમાં કોઈક વિરલો જ હોય.

[૫] દિવ્યનયનથી વસ્તુતત્ત્વની વિચારણા કરનારાઓ (આજે) ખરેખર મળતા નથી. ઓછાવત્તા સાધનને કારણે બોધ પણ ઓછી-વત્તી વાસનાવાળો થાય છે. (પણ હાલ તો) એવો વાસનાભર્યો બોધ જ આધાર છે.

[૬] કાળલબ્ધિ (યોગ્ય કાળપ્રાપ્તિ) થયે આપનો માર્ગ નિહાળીશું એવી આશાનો આધાર છે હે ભગવાન ! આ માનવી આંબાના ફળની (ભવિષ્યમાં મળશે એવી) આશાએ ટકી રહ્યો છે એમ જાણજો.

(છઠ્ઠી ગાથાનાં છેલ્લાં બે ચરણનો આ રીતે પણ અર્થ થઈ શકે.)

આ માનવી આનંદઘન થઈશ એવી મતિનું અવલંબન કરીને જીવી રહ્યા છે, એમ જાણજો



## સ્તવન ૩

## શ્રી સંભવ જિન સ્તવન

(રાગ ધન્યાશ્રી)

(વદન અપૂરવ ચંદ્રપ્રભુતણું–એ દેશી)[૬]

(૧) સંભવ દેવત ચિત ધરિ સેવીયે
લહિ પ્રભુસેવનભેદ
સેવનકારણ પહિલી ભૂમિકા
અભય અદ્વેષ અખેદ ૧. સં.

૬ સ પ્રતિમા ગગ અને દેશી આપ્યાં નથી. લ અને ઉ પ્રતિમાં રાગ અને દેશી આ પ્રમાણે છે – (રાગ રામગિરી) [રાતડી રમીને રે કિહાંથી આવ્યા–એ દેશી]

૧ : ૧ પ દેવત ધરિ સેવામેવે, લ દેવત ધરિ સેવોસેવે, ઉ દેવત ધુર સેવો સેવે.
૧ : ૨ સ લહીયે, લ લહૈ, સ 'પ્રભુ' ને બદલે 'જૂ' શબ્દ,
૧ ૩ પ પહિલા,
આંકણી – ઉ સંભવ૦

(૨) ભય ચંચળતા હો જે પરિણામની
દ્વેષ અરોચક ભાવ
ખેદ પ્રવૃત્તી હો કરતાં થાકીયે
દોષ એ અબોધ લખાવિ. ૨ સં.

(૩) ચરમાવર્ત્તન ચરમકરણ તથા
ભવપરિણતિ પરિપાક
દોષ ટલિ વલી દૃષ્ટિ ખુલિ ભલી
પ્રાપતિ પ્રવચન વાક. ૩. સં૰

(૪) પરિચય પાતક ઘાતક સાધસ્યું
અકુશલ અપચય ચેત
ગ્રંથ અધ્યાતમ શ્રવણ મનન કરી
પરિસીલન નય હેત. ૪. સં૰

---

૨.૧ ૫ વચકતા; સ પરિણામની, ઉ પરિણામની ૧.
૨ ૨ ઉ ભાવ ૨,
૨.૩ સ દ્વેખ, સ ઉ પ્રવૃત્તિ, સ થાકીયે, લ થાકીઇ;
૨.૪ સ એબોધિ, લ ઉ અબોધિ, સ ઉ લખાવ,
લ લિખાવિ.
૩.૧ લ ચરિમાવર્ત્તન,
૩:૩ સ ટલૈ, ઉ ટલે, સ વલિ, સ ખુલૈ, લ ખુલઇ, ઉ ખુલઇ;
૩.૪ સ પ્રપતિ,
આકણી – ઉ સ ભવ૰
૪.૧ ઉ સાધસુ,
૪.૨ સ લ ઉ અકુસલ,
આંકણી – લ ઉ સ ભવ૰

## સ્તવન : ૩
## શ્રી સંભવ જિન સ્તવન
(અર્થ)

[૧] શ્રી સંભવનાથ દેવને ચિત્તમાં રાખીને સેવા કરીએ અને (એ) પ્રભુની સેવાના ભેદને જાણીએ. સેવાના કાર્યની પહેલી ભૂમિકા છે અભય, અદ્વેષ અને અખેદ

[૨] પરિણામની ચંચળતા તે ભય. અરુચિકરભાવ તે દ્વેષ. (ધર્મ) પ્રવૃત્તિ કરતાં થાકીએ તે ખેદ. આ દોષો એ અજ્ઞાન (નું પરિણામ) છે એ લક્ષમાં રાખજો

[૩] છેલ્લું (પુદ્ગળ) પરાવર્ત આવી પહોંચે અને (ત્રણ કરણમાનું ત્રીજું) છેલ્લું કરણ થાય અને જન્મ-મરણની પરંપરાનો પરિપાક થાય ત્યારે (અગાઉ જણાવેલા) દોષો દૂર થાય અને વળી શુદ્ધ દૃષ્ટિ ખૂલે અને પ્રવચન (સિદ્ધાંત) વચનોની પ્રાપ્તિ થાય.

[૪] અશુભ કર્મને હણનાર સાધુ સાથે પરિચય થાય તો મન વિશેની અકલ્યાણકારિતાનો ક્ષય થાય. નય અર્થે અધ્યાત્મ–ગ્રંથોનું શ્રવણ, મનન અને પરિશીલન કરીએ.

[૫] કારણના યોગથી જ કાર્ય ઉત્પન્ન થાય છે, એ બાબતમાં કોઈ વિવાદ નથી, પણ કારણ વગર કાર્ય સિદ્ધ કરવા માગે તો તે પોતાની બુદ્ધિનો ઉન્માદ છે.

[૬] મુગ્ધ માનવી સરળ માનીને સેવાકાર્ય શરૂ કરે છે, પણ સેવાનું કાર્ય તો અગમ્ય અને અનુપમ છે. હે આનંદઘનના રસમય પ્રભુ ! આ સેવકની યાચના ક્યારેક પૂરી પાડજો.



## સ્તવન ૪

## અભિનંદન જિન સ્તવન

(રાગ કેદારો)

[સીમંધર કરજો મયા–એ દેશી][૮]

(૧) અભિનંદન જિન-દરસણ તરસીયે
દરસન દુરલભ દેવ
મતમત ભેદેં રે જો જઇ પૂછીઇ
સહૂ થાપે અહમેવ. ૧. અભિન૦

(૨) સામાન્યે કરી દરિસન દોહિલું
નિરણય સકલ વિશેષ
બંદમેં ધાર્યો અંધો કિમ કરે
રવિ-શશિ-રુપ વિલેખ ૨. અભિનંદ૦

---

૮ સ પ્રતિમા રાગ અને દેશી નથી. લ પ્રતિમા રાગ અને દેશી આ પ્રમાણે છે– (રાગ . ધન્યાશ્રી સિંધૂ) [આજ નહિ જો રે દીસઇ નાહલો – એ દેશી] ઉ પ્રતિમા રાગ અને દેશી આ પ્રમાણે છે– (રાગ ધન્યાશી સિંધૂઓ) [આજ નહિ જો રે દીસઈ નાહલો–એ દેશી]

૧ : ૧ સ દરસન, લ દરિસન, ઉ દરિસણ, સ તરસાયે, લ ઉ, તરસાઇં:

૧ : ૨ લ દરસણ, ઉ દરિસણ,

૧ : ૩ સ ભેદેં, લ ઉ ભેદઇ; સ જો, પ જે, સ ઉ જઈ, સ પૂછીયે,
લ ઉ પૂછીઇં,

૧ ૪ લ સહુ, સ થાપૈ, લ થાપઇ, ઉ થાપઇ, પ અહમેવ,
આંકણી – સ અ૦, લ ઉ અભિ૦

૨ ૧ સ સામાંન્યૈ, લ સામાન્યઇ, ઉ સામાન્યઇ; સ દરસન, લ ઉ દરિસણ;
સ દોહિલૂ,

૨ : ૩ સ છંદ મૈ, લ બ દઇ, ઉ બ ધઇ, સ ધાર્યો હો, સ આધો; ઉ કિંમ;
સ કરૈ, લ કરઇ, ઉ કરઇ

૨ : ૪ સ સસિ, લ ઉ સસી;
આંકણી – સ અ૦, લ ઉ અભિ૦

(૩) હેત વિવાદેં હો ચિત્ત ધરી જોઈઇ
અતિ દુરગમ નયવાદ
આગમવાદે હો ગુરુગમ કો નહી
એ સબળો વિખવાદ. ૩. અભિ૦

(૪) ઘાતી ડુંગર આડા અતિ ઘણા
તુઝ દરસણ જગંનાથ
ધીઠાઈ કરિ મારગ સાચરૂં
સેગૂ કોઈ ન સાથ ૪. અભિ૦

(૫) દરસન દરસન રટતો જે ફિરું
તે રનિ રોઝ સમાન
જેહનેં પિપાસા હો અમૃતપાનની
કિમ ભાજે' વિસપાન. ૫. અભિ૦

---

૩ : ૧ લ ઉ હેતુ સ વિવાદે, લ ઉ વિવાદઇ; સ ચિત, સ જોઇયેં, લ જોઇએ,
ઉ જોઇઇ,
૩ ૩ સ આગમવાદો, લ આગમવાદે, સ હો, ઉ કે, સ ઉ નહીં,
૩ ૪ સ સબલો.
આંકણી – સ અ૦
૪ ૧ લ ઉ ડુગર, લ પ્રતિમાં 'ડૂંગર હો આડા' એમ છે.
૪ : ૨ ઉ દરિસણ સ લ ઉ જગનાથ,
૪ ૩ લ ઉ ધીઠાઇ; પ ઉ સાચરુ,
૪ : ૪ સ સોગૂ, ઉ સગૂ. સ લ ઉ કોઇ,
આંકણી સ અ૦
૫ ૧ લ ઉ દરિસણ દરિસણ, સ રટતો, પ લ જો,
સ લ ફિરૂ, ઉ ફિરે,
૫ · ૨ સ રનિ રોજ, લ રાનિ રોજ, ઉ રણ રોઝ,
સ લ ઉ સમાન,
૫ ૩ સ જેહનેઇ, લ જેહનઇ, ઉ જેહનઇ, સ ઉ અમૃતપાંનની,
૫ ૪ ઉ કિમ, સ ભાજૈ, ઉ ભાજઇ સ ઉ વિસપાંન
આંકણી – સ અ૦

(૬) તરસ ન આવે હો મરણ-જીવન તણો[1]
સીઝે જો દરસન કાજ[2]
દરસણ દુરલભ સુલભ કૃપા થકી[3]
આનંદઘન મહારાજ[4]. ૬. અભિનંદન૦
ઇતિશ્રી અભિનંદનજિનસ્તવન । ૪[5]



---

૬ ૧ ર આવૈ, લ ઉ આવઇ, સ તણૌ,
૬ ૨ સ સીઝૈ, લ ઉ મીઝઇ, સ જૌ, લ દરિસન, ઉ દરિસણ, લ કાજિ;
૬ ૩ લ ઉ દરિસણ, પ પ્રતિમાં 'સુલભ'ના બદલે 'તુઝ' છે લ ઉ માં 'સુલભ'ના સ્થાને 'તુજઝ' છે. ઉ કિરપા,
૬ ૪ ઉ આનંદધન,
આંકણી – સ અ૦, લ ઉ અભિ૦,
૯ સ ઇતિશ્રી અભિનંદનસ્તવન ૪,
લ ઉ ઇતિશ્રો અભિનંદનજિનસ્તવ । ૪.

## સ્તવન : ૪

## શ્રી અભિનંદન જિન સ્તવન

(અર્થ)

[૧] તીર્થંકર શ્રી અભિનંદન દેવનાં દર્શન માટે તલસીએ છીએ. એમનાં દર્શન તો દેવોને પણ દુર્લભ છે. મતમતાંતરનો ભેદ (કરનારાઓ)ને જઈને જો પૂછીએ તો બધા પોતાના જ માર્ગનું પ્રતિપાદન કરે છે.

[૨] સામાન્ય (વ્યક્તિ) વડે એમનું દર્શન દોહ્યલું છે અને (એમના વિશેના) સકળ નિર્ણય વધારે દોહ્યલા છે. કેફમાં પકડાયેલો આંધળો કઈ રીતે સૂર્ય અને ચંદ્રના રૂપને લક્ષમાં લઈ શકે ?

[૩] તર્કના વિવાદોની મનમા ધારણા કરીને જોઈએ તો નયવાદ અત્યંત દુર્ગમ છે. આગમશાસ્ત્રના વિચાર માટે કોઈ ગુરુ નહિ હોવાથી જબરો વિવાદ થાય છે.

[૪] હે જગતના નાથ ! અનેક ઘાતી (કર્મોરૂપી) ડુંગર તારા દર્શનની આડે આવે છે. જો ધીટ બનીને (એ) માર્ગે ચાલવા લાગું તો (સથવારા માટે) કોઈ સાથી નથી.

[૫] 'દર્શન', 'દર્શન' એવા શબ્દોનું રટણ કરતો વનવગડામાં રોઝની માફક ફર્યા કરું છું. જેને અમૃતપાનની તૃષા છે, તે આ ઝેરી પીણાંથી કેવી રીતે છીપે ?

[૬] જો (તારું) દર્શન પામવાનું કાર્ય સિદ્ધ થાય તો જીવન અને મરણની તરસ(ની પીડા) આવે નહીં. આ દુર્લભ દર્શન આનંદઘનના સ્વામીની કૃપાથી સુલભ બને છે.



## સ્તવન : ૫

### શ્રી સુમતિ જિન સ્તવન

(રાગ કેદારો)

[સીમંધર કરજો મયા–એ દેસી][10]

(૧) સુમતિ ચરણકજ આતમઅરપણા
દરપણ જિમ અવિકાર
મતિતરપણ બહુ સંમત જાંણીઇ
પરિસરપણિ સુવિચાર. ૧ સુ૦

(૨) ત્રિવિધિ સકલ તનુધર–ગત આતમા
બહિરાતમ ધુરિ ભેદ
બીજો અંતરઆતમ તીસરો
પરમાતમ અવિછેદ. ૨. સુ૦

---

૧૦ સ પ્રતિમાં રાગ કે દેશી નથી. લ અને ઉ પ્રતિમા દેશીની નોધ નથી, જ્યારે રાગની નોધ આ પ્રમાણે મળે છે – (રાગ વસંત તથા કેદારો)

૧ : ૧ ૫ લ આતમરોપણા, ઉ આતમઅરપણ,

૧ : ૨ લ દર્પણ, ઉ જિમ,

૧ : ૩ સ જાણીયે, લ ઉ જાણીઇ,

૧ : ૪ સ લ ઉ પરિસરપણ,
આંકણી – લ ઉ સુમ૦

૨ : ૧ લ ઉ ત્રિવિધ,

૨ ૨ સ ઉ ધર,

૨ : ૩ સ બીજો, ૫ બીજે, લ બીજે; સ તીસરો,
આકણી—લ ઉ સુમ૦

(૩) આતમબુધિ હો કાયાદિક ગ્રહ્યો
બહિરાતમ અઘરૂપ
કાયાદિકનો હો સાખીધર રહ્યો
અંતર–આતરૂમ–પ. ૩. સુ૦

(૪) જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો
વરજિત સકલ ઉપાધિ
અતિઇંદ્રી ગુણગણ મણિ–આગરો
ઇમ પરમાતમ સાધિ. ૪. સુ૦

(૫) બહિરાતમ તજિ અંતરઆતમા
રૂપ થઈ થિરભાવ
પરમાતમનું હો આતમ ભાવવું
આતમઅરપણ દાવ ૫. સુ૦

---

૩ ૧ સ આતમબુધ્ધઇ, લ ઉ આતમબુધ્ધિં, લ કાયાદિકે, સ ગ્રહ્યો, ઉ ગ્રહો;
૩ ૨ સ પ અઘરૂપ,
૩ ૩ સ કાયાદિકનૌ, સ લ ઉ હો, સ રહ્યૌ,
આંકણી – લ ઉ સુમ૦
૪ ૧ સ જ્ઞાનીનદે, લ જ્ઞાનાનદ, ઉ જ્ઞાનનદઇ, સ હૌ;
સ પાવનૌ, લ પાવતો,
૪ ૨ પ લ ઊપાધિ, ઉ ઉપાધ,
૪ ૩ લ અતીદ્રિય, ઉ અતિદ્રિય, સ આગરૌ,
૪ ૪ ઉ ઇંમ, ઉ સાધ,
આંકણી–ઉ સુમ૦
૫ ૨ લ થઇ,
૫ ૩ સ ભાવવૂ,
આંકણી–લ ઉ સુમ૦

(૬) આતમઅરપણ વસ્તુ વિચારતાં
ભરમ ટલેં મતિદોષ
પરમપદારથ–સંપતિ સંપજે
આનંદઘન રસપોષ. ૬. સુ૦
ઇતિશ્રી સુમતિ જિન સ્તવનં | ૫[૧૧]



૬ : ૨ સ ટલૈ, ૫ ટલિ, ૭ ટલઇ,
૬ . ૩ સ સપજૈ, ૫ સંપજિ, ૭ સપજઇ;
૬ : ૪ ૭ આનદઘન;
આંકણી–લ ૭ સુમ૦
૧૧ સ ઇતિસુમતિજિનસ્તવન | ૫
લ ૭ ઇતિશ્રીસુમતિજિનસ્તવ | ૫

## સ્તવન . ૫

## શ્રી સુમતિ જિન સ્તવન

(અર્થ)

[૧] સુમતિનાથના દર્પણ જેવા અવિકારી ચરણકમળમાં આત્મ-સમર્પણ કરીએ. સુવિચારમાં પરિસર્પણ વડે મતિનું તર્પણ (તે) બહુ લોકોની સંમતિવાળું જાણીએ.

[૨] સર્વ શરીરધારીઓમાં ત્રણ પ્રકારનો આત્મા રહેલો છે. પહેલો પ્રકાર બહિરાત્મા (છે), બીજો અંતરાત્મા અને ત્રીજો અવિનાશી પરમાત્મા (છે).

[૩] આત્મબુદ્ધિથી કાયા વગેરેને આત્મા માનીએ (તો) બહિ-રાત્મા દોષરૂપ છે અંતરાત્મા જ કાયા વગેરેના સાક્ષીરૂપે રહેલો છે.

[૪] જ્ઞાનાનંદથી ભરપૂર, (પરમ) પવિત્ર, સર્વ ઉપાધિઓથી

રહિત, ઇન્દ્રિયોથી અગોચર અને ગુણોના સમૂહરૂપ રત્નના ખજાના-રૂપ એવા તે પરમાત્માને તું સાધ.

[૫] બહિરાત્મ(ભાવ)નો ત્યાગ કરીને, અંતર આત્માના સ્વરૂપમાં સ્થિર ભાવવાળા થઈને પોતે પરમાત્મસ્વરૂપ છે, એવી ભાવના કરવી તે જ આત્મસમર્પણનો સાચો અવસર (છે).

[૬] આત્માના અર્પણનો તાત્ત્વિક વિચાર કરતા ભ્રમ અને બુદ્ધિનો દોષ ટળે છે (અને) પરમ પદાર્થની સંપત્તિ (મોક્ષ) સાંપડે છે, (જે) આનંદઘનના રસને પોષે છે



## સ્તવન ૬
## શ્રી પદ્મપ્રભુ જિન સ્તવન

(રાગ મારુ)

[સીમંધર કરજ્યો મયા-એ દેશી][12]

(૧) પદમપ્રભુ જિન મુઝ તુઝ આંતરું
કિમ ભાજે ભગવંત
કરમવિપાકેં કારણ જોઈનેં
કોઈ કહે મતિમંત. ૧. ૫૦

(૨) પયઈ ઠિઈ અણુભાગ પ્રદેશથી
મૂલ ઉત્તર બહૂ ભેદ
ઘાતી અઘાતી હો બંધ ઉદે ઉદીરણા
સંત કરમ વિછેદ. ૨. ૫૦

---

૧૨ સ પ્રતિમા રાગ અને દેશી આપ્યાં નથી. લ ઉ પ્રતિમા રાગ અને દેશી આ પ્રમાણે છે-(રાગ મારૂ તથા સિંધુ) [ચાંદલિયા સંદેસો કહે માહરા કંતને રે-એ દેશી)

૧ : ૧ ઉ પદ્મ, સ પરભ, ઉ પ્રભ, સ ઉ તુઝ મુઝ, સ લ ઉ આંતરૂં,

૧ ૨ ઉ કિમ, સ ભાજે, ઉ ભાંજઇ,

૧ : ૩ ઉ કર્મ, સ વિપાકે, લ ઉ વિપાકઇ, સ જોઈનઇ, લ જોઈએ,

૧ ૪ લ ઉ કોઇ, સ કહૈ, લ ઉ કહે,
આંકણી-સ પદ૦, લ પદમ, ઉ પદ્મ૦

૨ ૧ સ [પયોડી, ૫ પેડી, લ ઉ પયઈ ૧, લ ઉ ઠિઇ ૨, લ ઉ અણુભાગ ૩, લ ઉ પ્રદેસથી ૪ સ અને ૫ પ્રતિમાં આ રીતે ચાર સુધીના અંક મળતા નથી સ ઠીઈ સ પ્રદેસથી

૨ ૨ સ બહુ, લ બેહુ, ઉ બિહુ,

૨ . ૩ સ ઉદૈ, લ ઉદય ઉદીરણા, ઉ બંધોદયદીરણા,
આકણી-સ લ પદ૦, ઉ પદ્મ૦

(૩) કનકોપલવત પયડી પુરુષતણી
જોડિ અનાદિ સુભાય[વ]
અન્ય સંયોગી હો જિહાં લગિ આતમા
સંસારી કહિવાઇ. ૩. પ૦

(૪) કારણ યોગે હો બંધે બંધમેં
કારણ મુગતિ મુંકાય
આશ્ર(સ્ર)વ સંવર નામ અનુક્રમેં
હેયાદેય સુણાય. ૪. પ૦

(૫) જુંજનકરણેં હો અંતર તુઝ પડયો
ગુણકરણેં કરિ ભંગ
ગ્રંથ–ઉકતિ કરિ પંડિત જન કહ્યો
અંતર–ભંગ સુઅંગ ૫. પ૦

---

૩.૧ લ કનકોપલવમ,
૩.૨ લ ઉ જોડી, લ ઉ સ્વભાવ
૩ ૩ પ યિહા, સ લાગે, લ ઉ લગિ,
૩ ૪ સ લ ઉ કહવાય,
આકણી–સ લ પદ૦, ઉ પદ્મ૦
૪ ૧ સ કારણ જોગે, સ બધે, લ બધમે,, ઉ બધને
૪ ૨ સ મુકતિ, લ મુકતિ, સ મૂકાય,
૪ ૩ લ નામ, સ અનુક્રમૈ, લ ઉ અનુક્રમઇ.
૪ ૪ લ ઉ હેયોપાદેય,
આંકણી–સ લ પદ૦, ઉ પદ્મ૦
૫ ૧ સ જુજનકરણી, લ જુજનકરણે, સ પર્યુ;
૫ ૨ સ ગુણકરણે,
૫ ૩ લ ઉ ઊક્તિ, સ લ ઉ કરી, સ કહ્યુ,
આંકણી–સ લ પદ૦, ઉ પદ્મ૦

(૬) તુઝ મુઝ અંતર અંતર ભાંજસ્યે
વાજસ્યે મંગલતૂર
જીવ–સરોવર અતિસય વાધસ્યે
આનંદઘન રસપૂર. ૬. ૫૦

શ્રી પદ્મપ્રભુજિન સ્તવન । ૬[13]

---

૬ ૧ સ ભાજિસ્યૈ, લ ભાજસ્યઇ, ઉ ભાજસ્યઇ,
૬ ૨ સ વાજિસ્યૈ, લ વાજસ્યે, ઉ વાજસ્યઇં,
૬ : ૩ સ લ ઉ અતિશય; સ વાધસ્યૈ, લ ઉ વાધસ્યઇ,
૬ . ૪ ઉ આનંદઘન
આકણી–લ ૫:૦, ઉ. પદ્મપ્રભુ૦
૧૩ સ ઇતિશ્રી પદ્મપ્રભુજિનસ્તવન,
લ ઇતિશ્રી પદ્મપ્રભુજિનસ્તવ । ૬
ઉ ઇતિશ્રી પદ્મપ્રભુજિનસ્તવ । ૬.



## સ્તવન ૬

## શ્રી પદ્મપ્રભુ જિન સ્તવન

(અર્થ)

[૧] હે પદ્મપ્રભુ ! હે જિન ભગવાન ! મારી અને તમારી વચ્ચેનું અંતર (વ્યવધાન) કેવી રીતે ભાંગે ? કેટલાક બુદ્ધિશાળી લોકો કર્મનાં ફળો જોઈને કર્મોને (તમારી અને મારી વચ્ચે અંતર પડવાનું) કારણ માને છે.

[૨] પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ (અને) પ્રદેશ (તેમજ) કર્મના મૂળ ભેદો અને ઉત્તરભેદો ઘણા છે ઘાતી (કર્મ) અને અઘાતી (કર્મ) કર્મનો બંધ, ઉદય, ઉદીરણા તથા સત્તા અને (તેનો) વિનાશ (એવી કર્મવિચારણા છે.)

[૩] સુવર્ણ અને પથ્થર જેવી પુરુષ અને પ્રકૃતિની જોડી અનાદિ (કાળથી) શોભે છે. જયા સુધી આત્મા બીજા (કર્મ–પ્રકૃતિ)ની સાથે સંયોગ ધરાવે છે, (ત્યા સુધી) તે સંસારી કહેવાય છે.

[૪] કારણના યોગથી તે બંધનમાં બંધાય છે કારણથી મુક્ત થાય ત્યારે મુક્તિ મળે. (આના) અનુક્રમે આશ્રવ અને સંવર નામ છે. તે (આશ્રવ) ત્યજવા યોગ્ય અને (સંવર) આદરવા યોગ્ય (છે એમ) સંભળાય છે.

[૫] (કર્મના) જોડાવાથી જ તારી સાથે અંતરાય પડ્યો છે, પણ ગુણકરણથી તેનો ભંગ કરીએ. આને (ગુણકરણને) પંડિતજનોએ ગ્રંથવચનો વડે સારા અગવાળો અંતરભંગ કહ્યો છે.

[૬] મારા અને તમારા અંતર(હૃદય)નું અંતર ભાગશે અને મંગળની તૂરી (વાદ્ય) વાગશે (ત્યારે) આનંદના ઉછળતા પાણીમાં (રસમા) પૂર આવવાથી જીવરૂપી સરોવર ખૂબ હેલે ચઢશે.



## સ્તવન ૭

### શ્રી સુપાસ જિન સ્તવન

(રાગ સારંગમલ્હાર)

[દેશી લલનાની][14]

(૧) શ્રીસુપાસજિન વંદીયે
સુખસંપતિનિ હેત. લલનાં૦
શાંતસુધારસ જલનિધિ
ભવસાગર મહી સેત. લલ૦ ૧ શ્રી.

(૨) સાત મહાભય ટાલતો
સપ્તમ જિનવર દેવ લલનાં
સાવધાન મનસા કરી
ધારો જિનપદ સેવ. લલનાં૦ શ્રી. ૨૦

---

૧૪ સ પ્રતમા રાગ અને દેશી નથી પ પ્રતિમા દેશી નથી પણ રાગ આ પ્રમાણે મળે છે – (રાગ : સારંગ મલ્હાર) અહી લ ઉ પ્રતિના રાગ અને દેશી સ્વીકાર્યા છે

૧ ૧ સ વંદીગે, લ ઉ વંદીયે;
૧ ૨ સ સુખસંપતિનો, લ ઉ સુખસંપતિને, સ લલણા,
૧ ૩ સ શાંતિસુધારસ લ ઉ જલનિધી,
૧ ૪ સ મહા, ઉ માહે, લ ઉ સેતુ,
ટેક–સ લ૦, લ ઉ લલના,
આકણી–સ પ્રતિમા નથી લ ઉ મા 'શ્રી સુપા૦' એમ છે
૨ : ૧ સ ટાલતકિ,
૨ : ૨ સ લ ઉ લ૦
૨ : ૩ સ લ ઉ સાવધાંન,
૨ : ૪ સ ધારો, સ પ નિતપદ,
ટેક–સ લ ઉ લ૦.
આકણી–સ મા નથી લ ઉ મા શ્રીસુ૦ છે.

(૩) શિવશંકર જગદીસરુ
ચિદાનંદ ભગવાન લ૦
જિન અરિહા તિત્થકરુ
જ્યોતિ સરુપ સમાન લલનાં૦ ૩. શ્રીસુ૦

(૪) અલખ નિરંજણ વચ્છલૂ
સકલ જંતૂ વિસરામ લ૦
અભયદાન દાતા સદા
પૂરણ આતમારાંમ લ૦ ૪૦ શ્રીસુ૦

(૫) વીતરાગ મદ કલપના
રતિ અરતિ ભય સોગ લ૦
નિદ્રા તંદ્રા દુરદશા
રહિત અબાધિત જોગ. લ૦ ૫. શ્રીસુ.

---

૩ ૨ **સ** ચિરાનંદ; **લ** ઉ ભગવાન;
૩ ૪ **સ** જોતિ, **લ** ઉ અસમાન, **સ** **લ** ઉ લ૦.
**સ** પ્રતિમા આંકણી નથી **પ** પ્રતિમાં આંકણી સરતચૂકથી રહી ગઈ લાગે છે. **લ** ઉ ની આંકણી સ્વીકારી છે
૪ ૧ **લ** ઉ નિરંજન,
૪ ૨ **લ** ઉ જંતુ;
૪ ૩ **સ** અભયદાન;
૪ ૪ **સ** ઉ આતમરામ, **લ** આતમરામ;
**સ** પ્રતિમા આંકણી નથી **પ** પ્રતિમા સરતચૂકથી રહી ગઈ છે. **લ** ઉની આંકણી સ્વીકારી છે
૫ ૧ **લ** ઉ કલ્પના,
૫ ૨ **સ** આરતિ,
૫ ૩ ઉ તંદ્રા, **સ** દુરદસા,
૫ ૪ **લ** ઉ ગોગ;
**સ** પ્રતિમાં આંકણી નથી **પ** પ્રતિમા સરતચૂકથી રહી ગઈ છે. **લ** ઉની આંકણી સ્વીકારી છે



(૬) પરમપુરુષ પરમાતમા
પરમેસર પરધાન લ૦
પરમ–પદારથ પરમિટ્ઠી
પરમદેવ પરનામ. લ૦ ૬. શ્રીસુ૦

(૭) વિધિ વિરંચિ વિશ્વભરૂં
હૃષીકેશ જગનાથ લ૦
અઘહર અઘમોચન ધણી
મુક્ત પરમપદ સાથ. લ૦ ૭. શ્રી૦

(૮) ઇમ અનેક અભિધા ધરે
અનુભવગમ્ય વિચાર લ૦
જે જાણે તેહને કરે
આનંદઘન અવતાર. લ૦ શ્રી ૮.

શ્રી સુપાસજિનસ્તવન ।૭[15]

---

૬ ૨ લ પરધાન;
૬ ૪ સ ઉ પરનાંમ
સ પ્રતિમા આકણી નથી પ ઉની આકણી સ્વીકારી છે લ પ્રતિમાં આકણી રહી ગઈ છે
૭ ૧ સ વિસભરૂ, લ વિશભરૂ,
૭ ૪ સ પ મુક્રુત,
સ પ્રતિમા આકણી નથી લ ઉ મા શ્રીસુ૦ છે.
૮ ૧ ઉ ઇમ સ ધરૈ, લ ઉ ધરઇ,
૮ ૩ સ જાણૈ, લ જાણે, ઉ જાંણઇ, સ તેહનૌ, સ કરૈ, લ કહઇ, ઉ કરઇ;
૮ : ૪ ઉ આનંદઘ્રન
સ પ્રતિમા આકણી નથી. લ ઉમા શ્રીસુ૦ છે.
૧૫ સ ઇતિ સુપાર્શ્વજિનસ્તુતિ. ।
લ ઇતિ સુપાસજિનસ્તવ ।૭
ઉ ઇતિશ્રી સુપાસજિનસ્તવઃ।૭.

## સ્તવન : ૭

## શ્રી સુપાસ જિન સ્તવન

(અર્થ)

[૧] સુખ અને સંપત્તિ માટે શ્રી સુપાર્શ્વનાથ જિનેશ્વરને વંદન કરીએ. (તેઓ) શાંતરસરૂપી અમૃતના સમુદ્ર (છે) અને સંસારરૂપી સમુદ્રમા સેતુ (સમાન) છે.

[૨] આ સાતમા જિનેશ્વરદેવ સાત મોટા ભયને દૂર કરે છે, (તેથી) એકાગ્ર ચિત્તે એ જિનેશ્વરદેવના ચરણની સેવા કરો.

[૩] (તેઓ) કલ્યાણકારી, સુખકારી, જ્ઞાનાનંદમય અને ઐશ્વર્ય વગેરેથી યુક્ત એવા જગતના ઈશ્વર છે તે જિનેશ્વરદેવ (કર્મરૂપી) શત્રુને હણનાર અને જ્યોતિ જેવા સ્વરૂપવાળા તીર્થને પ્રવર્તાવનાર (તીર્થંકર) છે

[૪] (તેઓ) અલક્ષ્ય, રૂપરંગરહિત, વત્સલ અને પ્રાણીમાત્રના વિશ્રામસ્થાન (છે). તેઓ હંમેશાં અભયનું દાન આપનારા અને સંપૂર્ણ આત્મારામ (આત્માના આરામરૂપ) છે.

[૫] (તેઓ) વીતરાગ (છે) તેમ જ ગર્વ, કલ્પના, રતિ, અરતિ, ભય, શોક, નિદ્રા, તંદ્રા વગેરે દુર્દશાથી રહિત (છે) અને બાધા-રહિત (મન, વચન અને કાયાના) યોગવાળા છે.

[૬] હે પરમ પુરુષ, પરમ આત્મા, પરમેશ્વર, બધામાં મુખ્ય, પરમ પદાર્થ, પરમેષ્ઠી પરમ દેવ, (આપને) પ્રણામ!

[૭] (તેઓ) વિધાતા, બ્રહ્મા, વિશ્વંભર, હૃષીકેશ (ઇંદ્રિયોના સ્વામી) એવા જગતના નાથ છે. પાપને દૂર કરનાર અને પાપમાંથી મુકાવ-નાર આ સ્વામી એ મોક્ષ નામના ઉત્તમ સ્થાન (માટે) સાથી(રૂપ) છે.

[૮] એમ ઘણા નામ (શ્રી સુપાર્શ્વનાથ) ધારણ કરે છે. તેઓ અનુભવગમ્ય છે, (એમ) વિચારો. એમને જે જાણે છે તેનામાં આનંદઘન (મોક્ષ) અવતરે છે.



## સ્તવન ૮

## શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન

(રાગ કેદારો તથા ગોડી)

[કુમરી રોવે આક્રંદ કરે મુનેં કોઇ મુકાવે–એ દેશી][16]

(૧) ચંદપ્રભુ મુખ–ચંદ
સખી મોનેં દેખણ દે
ઉપસમ–રસનો કંદ સ૦
સેવે સુર–નર–ઇંદ સ૦
ગત કલિમલ દુખદંદ સખી. ૧. ટેક૦

(૨) સુહુમ નિગોદ ન દેખિઉં સ૦
બાદર અતિહિ વિશેસ સ૦
પુઢવી આઉ ન લેખીઓ સ૦
તેઊ વાયુ ન લેસ ૨. સ૦

---

૧૬ સ પ્રતિમા રાગ અને દેશી આપ્યા નથી પ પ્રતિમાં માત્ર રાગ (રાગ કેદારો)ની નોંધ મળે છે, જ્યારે દેશી આપી નથી. લ પ્રતિના રાગ અને દેશી સ્વીકાર્યાં છે, જ્યારે ઉ પ્રતિમા જ રાગ અને દેશી છે. માત્ર શબ્દોમા થોડો ફેર છે, તે આ પ્રમાણે છે—(રાગ કેદારો તથા ગોડી) [કુમરી રોવે આકદ કરઇ મુને કોઈ સુકાવઇ–એ દેશી]

૧:૧ સ પરભ, ઉ પ્રભ,
૧.૨ લ ઉ સખિ, સ મોનૈ, સ દૈ, લ દિઇ,
૧.૩ સ ઉપશમ, સ રસનૌ, લ ઉ સખી૦
૧.૪ સ સેવૈ, ઉ સેવઇ, ઉ સખી૦
૧.૫ પ ગતિ,
લ ઉ સ૦ ૧ આંકણી.
૨:૧ સ સુહમ, લ ઉ નિગોદે, સ દેખીયો,
લ ઉ દેખીઓ,
૨:૨ સ ઉ અતિહિ, સ લ ઉ વિસેસ,
૨:૩ પ લ આઓ, સ લેખીગો,
૨.૪ લ ઉ તેઉ; સ લ ઉ વાઊ

(૩) વનસપતિ અતિ ઘણુ દીહા સ૦
દીઠો નહી દીદાર સ૦
ખિ–તિ–ચઉરિંદી જલલીહા સ૦
ગતિ સન્નિપણુ ધાર. ૩. સ૦

(૪) સુર તિરિ નિરય નિવાસમાં સ૦
મનુજ અનારજ સાથ સ૦
અપજજત્તા પ્રતિભાસમાં સ૦
ચતુર ન ચઢિયો હાથ. ૪. સ૦

(૫) ઇમ અનેક થલ જાણીઇ સ૦
દરસણુ વિણુ જિણુ–દેવ સ૦
આગમથી મનિ આંણીઇ સ૦
કીજિ નિરમલ સેવ. ૫. સ૦

---

૩ ૧ લ ઉ વનસ્પતી,
૩ ૨ સ દીઠૌ, સ નહી, સ નહીય, ઉ નહીંય,
૩ ૩ પ ચોરેદી,
૩ ૪ ઉ ગત; સ સન્નિપણ, લ ઉ સનીપણ
૪ ૧ સ નરય,
૪ ૨ લ અનારિજ,
૪ ૩ સ પ અપજત્તા,
૪ ૪ સ ચઢીયૌ.
૫ : ૧ લ ઉ ઇમ, સ જાણીયૈ, લ જાણીઇ, ઉ જાંણીઇ;
૫ ૨ લ ઉ દરિસણ, લ વિણુ, ઉ વિણું, સ જાંણ,
૫ ૩ સ ઉ મન, સ આંણીયૈ, લ ઉ આણીઇ,
૫ ૪ સ કીજૈ, સ લ ઉ કીજિઇં

(૬) નિરમલ સાધુ ભગતિ લહી સ૦
જોગ અવંચક હોઇ સ૦
કિરિઅ અવંચક તિમ સહી સ૦
ફલ અવંચક જોઇ. ૬ સ૦

(૭) પ્રેરક અવસર જિનવરુ સ૦
મોહનીય ખય જાય સ૦
કામિત પૂરણ સુરતરૂ સ૦
આનંદઘન પ્રભુ પાય. ૭. સખી૦

શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન । ૮[17]



૬ : ૧ લ ઉ નિર્મલ, પ ભગત,
૬ . ૨ લ ઉ હોય,
૬ : ૩ સ લ કિરિય, ઉ કિરિયા, સ અવ ચકે, સ તે, ઉ તિંમ,
૬ . ૪ સ લ ઉ જોય
૭ : ૧ લ જિનવરુ,
૭ . ૨ સ મોહનીઅ,
૭ : ૩ ઉ કાંમિત,
૭ . ૪ ઉ આન દઘન,
૧૭ સ ઇતિચદ્રપ્રભુસ્તવન . ૮,
લ ઉ ઈતિશ્રી ચદ્રપ્રભજિનસ્તવઃ । ૮.

## સ્તવન ૮

## શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન

(અર્થ)

[૧] હે સખી ! મને ચંદ્રપ્રભુના મુખ–ચંદ્રને જોવા દે. શાંત (ઉપશમ) રસના પિંડ છે અને જેમાંથી કલહ અને મેલ, દુઃખ અને બીજાં દ્વંદ્વો ચાલ્યાં ગયા છે, તેવા તેમને દેવો, માનવો અને ઈંદ્ર (પણ) સેવે છે

[૨] એ (પ્રભુના મુખચંદ્ર)ને સૂક્ષ્મ નિગોદમા અને ખાસ કરીને બાદર નિગોદમાં પણ મેં જોયું નથી. તેમને પૃથ્વીકાયમાં, અપકાયમાં, તેજસ્કાયમાં અને વાયુકાયમા પણ જરાય દેખ્યા નથી.

[૩] ઘણા દિવસ (રહેવા છતા) વનસ્પતિકાયમાં એમના દર્શન થયાં નથી. (તેમનાં દર્શન વિના) દ્વિઇન્દ્રિય, ત્રિઇન્દ્રિય અને ચતુરિંદ્રિયમાં જાણે પાણીમા લીટી કાઢતી હોઉં તેવી મારી ગતિ (છે) અને સંજ્ઞારહિત પંચેદ્રિયમાં થઈને પણ (તેમને જોયા વગર રહી છું).

[૪] (આ ઉપરાત) દેવો, તિર્યંચો, નારકોના નિવાસસ્થાનમાં, અનાર્ય મનુષ્યોના સંગાથમાં, વળી અપર્યાપ્ત સ્વરૂપમાં પણ એ ચતુર (ભગવાન) મને હાથ લાગ્યો નથી.

[૫] આ રીતે જિનદેવના દર્શન કર્યા વિના અનેક સ્થળ જાણીએ, (ભટકીએ). (હવે) (જૈન) શાસ્ત્રો વડે (એ પ્રભુને) મનમાં આણીએ અને એમની નિર્મળ સેવા કરીએ.

[૬] પવિત્ર સાધુપુરુષોની ભક્તિ (મેળવીને) (વ્યક્તિનો) યોગ અવંચક થાય છે. પછી તે જ રીતે ખરેખર ક્રિયા અવંચક થાય અને છેવટે ફળ અવંચકપણુ જોવાય.

[૭] જિનવર અવસરના પ્રેરક છે અને (તે વખતે) મોહનીય (નામના ચોથા કર્મની સર્વ પ્રકૃતિ)નો ક્ષય થઈ જાય. ઇચ્છાને પૂરી કરનારા (પ્રભુ) કલ્પવૃક્ષ સમાન છે તેમ જ પ્રભુના ચરણ આનંદના ભંડારરૂપ છે.

☆

## સ્તવન ૯

## શ્રી સુવિધિ જિન સ્તવન

[હો મતવાલે સાજના ચ્યલો હમારે ડેરે જે-એ દેશી][૧૮]

(૧) સુવિધિ જિણેસર પાય નમીને
શુભ કરણી ઇંમ કીજે રે
અતિ ઘણુ ઊલટ અંગિ ધરીને
પ્રહિ ઊઠી પૂજ રચીજે રે ૧. સુવિ૦

(૨) દ્રવ્ય-ભાવ શુચિ-ભાવ ધરીને
હરખે દેહરે જઇઇ રે
દહ તિગ પણ અહિગમ સાચવતા
એકમના ધુરિ થઇઇ રે ૨. સુ૦

---

૧૮ સ પ્રતિમા રાગ અને દેશી આપ્યા નથી લ અને ઉ પ્રતિમાં રાગ અને દેશી આ પ્રમાણે છે – (રાગ . કેદારો) [ઇમ ધન્નો ધણિને પરચાવે – એ દેશી]

૧ . ૧ સ લ ઉ જિનેસર, સ ઉ નમીનઇ, લ નમીનઇ,
૧ ૨ સ ઇમ, સ કીજૈ, લ ઉ કીજઇ,
૧ . ૩ સ પ અગ ઉલટ, ઉ ઊલટ અગ, સ ધરીનઇ,
૧ . ૪ સ લ ઉ પ્રહ, લ ઉ પૂજા, સ રચીજૈ લ ઉ જઇ
લ અને ઉ પ્રતિમા 'રચી' શબ્દ નથી
આકણી – સ લ ઉ સુ૦
૨ . ૧ લ ઉ સુચિ, સ લ ઉ ધરીનઇ,
૨ : ૨ સ હરખેં, લ ઉ હરખઇ, સ દેહરૈ, લ ઉ દેહરઇ,
સ જોઈઇ, લ ઉ જઈઇ,
૨ . ૩ સ સાચવતા, લ સાચવતી,
૨ : ૪ ઉ ધુરિ, સ થઈ, ઉ થઈઇ.

(૩) કુસુમ અખ્યત વરવાસ સુગંધો
ધૂપ દીપ મન સાખી રે
અંગ પૂજપણિ ભેદ સુંણી ઇમ
ગુરુ મુખ આગમ ભાખી રે. ૩. સુ૦

(૪) એહનું ફલ દોય ભેદ સુંણીજે
અનંતર પરંપર રે
આણાપાલન ચિત્તપ્રસત્તી
મુગતિ સરગ ગતિ સુંદર રે. ૪. સુ૦

---

સ અને પ પ્રતિમાં અંક નથી, જ્યારે લ અને ઉ પ્રતિમાં અંક છે.
૩ : ૧ લ ઉ કુસુમ ૧; સ અખત, લ ઉ અખ્યત ૨, લ ઉ વરવાસ સુગંધો ૩;
૩ ૨ લ ઉ ધૂપ ૪, લ ઉ દીપ ૫,
૩ : ૩ લ ઉ પણ, સ લ ઉ સુણી; લ ઉ ઇમ;
૩ : ૪ સ મુખિ.
૪ : ૧ સ દોઇ, લ ઉ દો, સ સુણીજે, લ ઉ સુણીજઇ,
૪ ૨ સ આનંતર, લ ઉ મા 'અનતર' પછી 'ને' છે
સ પ લ પારંપર,
૪ . ૩ સ આણાપાલણ; ઉ આંણાપાલન; પ ચિત્તપ્રસન્ની,
૪ ૪ સ સુરગ; જ્યારે લ અને ઉ પ્રતિમાં ચોથુ ચરણ આ પ્રમાણે છે–'સુગતિ
સુર મુગતિ મંદિર રે'

(૫) ફૂલ અખ્યત વરધૂપ પઈવો
ગંધ નેવજ ફલ જલભરી રે
અગ્ર પૂજ મિલીનેં અડવિધ
ભાવિ ભવિક શુભગતિ વરી રે. ૫. સુ૦

(૬) સતર ભેદ એકવીસ પ્રકારેં
અઠોત્તર સય* ભેદેં રે
ભાવ પૂજ બહૂવિધ નિરધારી
દોહગ દુરિત ગતિ છેદેં રે. ૬. સુ૦

---

૫ ૧ સ અને પ પ્રતિમા અંક નથી, જ્યારે લ અને ઉ માં પ્રથમ બે ચરણમાં અંક મળે છે
લ ઉ ફૂલ ૧; સ અખત, લ ઉ અખ્યત ૨,
લ ઉ વરધૂપ ૩; લ ઉ પઈવો ૪,
૫ ૨ લ ઉ ગધ ૫, લ નેવેજ ૬, ઉ નૈવજ્જ ૬, લ ઉ ફલ ૭, સ જલભરિ,
લ ઉ જલભર ૨ે ૮,
૫ ૩ 'અગ્ર' શબ્દની આગળ લ અને ઉ પ્રતિમા 'અગ' શબ્દ મળે છે.
સ મિલીનઇ, પ મિલીનિ, ઉ મિલી,
૫ ૪ ઉ ભાવિ, લ ઉ સુભ, સ ૨રિ, લ ઉ વર
૬ .૧ સ પ્રકારૈં,
૬ : ૨ ઉ અટ્ઠોત્તર. પ લ ઉ સો, સ ભેદૈં;
૬ : ૩ સ ઉ બહુ,
૬ : ૪ 'દૂરિગત ગતિ' એમ બે શબ્દોને બદલે ઉ પ્રતિમાં માત્ર 'દુરગતિ' શબ્દ મળે છે સ છેદૈં.

---

* લ પ્રતિમા બારસું પત્ર મળતુ નહિ હોવાથી 'ભેદે'થી માંડીને દસમા સ્તવનની ત્રીજી ગાથાના બીજા ચરણ સુધીના પાઠાંતરો મળતા નથી.

(૭) તૂરીય ભેદ પડિવત્તી પૂજા
ઉવસમ ખીણુ સંજોગી રે
ચઉહા પૂજે ઇમ ઉત્તરઝયણઇ
ભાખી કેવલ ભોગી રે. ૭. સુ૦

(૮) ઇમ પૂજા બહુ ભેદ સુંણીને
સુખદાયક સુભ કરણી રે
ભાવિક જીવ કરસ્યે તે લહસ્યે
આનંદઘન પદ ધરણી રે. ૮. સુ૦

શ્રીસુવિધિ જિન સ્તવન/૯[૧૯]



૭ ૧ સ તુરિય, ઉ તૂરિય
૭ ૨ સ ઉવશમ, ઉ ઉપશમ, સ ઉ સયોગી
૭ ૩ સ ઉ ચઉહ, સ ઉ પૂજ, ઉ ઇમ, સ ઉત્તરઝયણે, ઉ ઉત્તરઝયણેં.
૮.૧ ઉ ઇમ, સ ઉ બહુ, સ સુણાંનેં, ઉ સુણીનઇ,
૮.૨ સ ઉ શુભકરણી,
૮ ૩ સ કરિસ્યૈ, ઉ કરસ્યઇ, સ લહિસ્યૈ ઉ તરસ્યઇ,
૮:૪ ઉ આંનદઘન, ૫ પ્રતિમાં છેલ્લુ ચરણ 'આનદપદ ધન ધરણી રે' એમ છે.
૧૯ સ ઇતિસુવિધિજિનસ્તવન ૯,
ઉ ઇતિશ્રીસુવિધિજિન સ્તવ ं ।

## સ્તવન ૯
## શ્રી સુવિધિ જિન સ્તવન
(અર્થ)

[૧] શ્રી સુવિધિનાથ જિનેશ્વરના ચરણે નમીને આ રીતે શુભ કાર્યો કરીએ. પ્રભાતે ઊઠીને અંગમાં ખૂબ ઊલટ ધારણ કરીને એમની પૂજા રચીએ

[૨] દ્રવ્યને (બાહ્ય) ભાવ અને ભાવથી પવિત્રતા ધારણ કરીને પુલકિત મને દેરાસરમા જઈએ અને ત્યા દશ ત્રિક અને પાંચ અધિગમ સાચવતાં એકાગ્ર ચિત્તે અગ્રેસર થઈએ.

[૩] પુષ્પ, અક્ષત, ઉત્તમ વાસક્ષેપ, સુગંધ, ધૂપ અને દીપ મનની સાક્ષીએ (શુભ ભાવથી) કરીએ અંગપૂજાના આ પાંચ ભેદ આગમોમાં કહ્યા છે, તે ગુરુમુખેથી સાંભળીએ.

[૪] એ (ભાવપૂજા)ના ફળના તાત્કાલિક અને પરંપર બંને ભેદ સાંભળીએ. આજ્ઞાપાલનથી ચિત્તની પ્રસન્નતા (એ તાત્કાલિક ફળ) અને (પરંપર ફળ તે) મુક્તિ અથવા સ્વર્ગની સુંદર ગતિ.

[૫] પુષ્પ, અક્ષત, શ્રેષ્ઠ ધૂપ, પ્રદીપ, (ચંદનકેસરાદિ) સુગંધી, નૈવેદ્ય, ફળ, જળ (કળશ) ભરીને એ મળીને આઠ પ્રકારની અગ્ર-પૂજાઓ છે. ભાવિકો (ભાવપૂર્વક એ કરીને) શુભ ગતિને વરે છે.

[૬] સત્તર ભેદવાળી, એકવીશ પ્રકારની અને એકસો ને આઠ ભેદવાળી ભાવપૂજા (શાસ્ત્રમા) ઘણી રીતે નક્કી કરવામા આવી છે અને તે દુર્ભાગ્ય અને દુર્ગતિનો નાશ કરે છે.

[૭] ચોથો પ્રકાર તે પ્રતિપત્તિ પૂજા(નો છે). તે પૂજા (અગિ-યારમા) ઉપશમ (ગુણઠાણે), (બારમા) ક્ષીણમોહ (સ્થાનકે) અને (તેરમા) સંયોગી (કેવળી ગુણસ્થાને) થાય છે. ઉત્તરાધ્યયન (સૂત્ર)માં એ ચાર પ્રકારની પૂજા કેવળજ્ઞાનીએ કહી છે.

(૮) આ પ્રકારે પૂજાના ઘણા ભેદો સાંભળીને જે ભાવિક જીવો સુખને આપનાર શુભ કરણી કરશે તે આનંદઘનના (મોક્ષ) પદની ભૂમિકા પામશે.

☆

## સ્તવન ૧૦
## શ્રી શીતલ જિન સ્તવન

(રાગ : ધન્યાશી ગોડી)

[ગુણહ વિશાલા મંગલીક માલા–એ દેશી][20]

(૧) સીતલ–જિનપતિ–લલિત ત્રિભંગી
વિવિધ ભંગિ મન મોહે રે
કરુણા કોમલતા તીખ્યણુતા
ઉદાસીનતા સોહે રે. ૧. સી૦

(૨) સર્વંજંતુહિતકરણી કરુણા
કમ્મ–વિદારણ તીખ્યણ રે
હાનાદાન રહિત પરિણામઈ
ઉદાસીનતા વીખ્યણ રે. ૨. સીત૦

---

૨૦ સ પ્રતિમાં રાગ અને દેશી આપ્યા નથી ૫ પ્રતિમાં માત્ર (રાગ : ગુડી) જ મળે છે. દેશી આપી નથી. ઉ પ્રતિના રાગ અને દેશી સ્વીકાર્યા છે.

૧ : ૧ ઉ શીતલ

૧ : ૨ સ મોહૈ, ઉ મોહે,

૧ ૩ ઉ પ્રતિમા આ ચરણમા અંક આપ્યા છે સ અને ૫ પ્રતિમા નથી.
કરુણાકોમલતા ૧ તીક્ષ્ણતા ૨

૧ : ૪ ઉ ઊદાસીનતા, સ સોહૈ, ઉ સોહે,
આકણી – ઉ શીત૦

૨ ૧ ઉ પ્રતિમા પહેલા બે ચરણમા અંક છે સ અને ૫ પ્રતિમા નથી. ઉ
કરુણા ૧,

૨ ૨ સ ઉ કર્મ, ઉ તીક્ષણા રે ૨,

૨ : ૩ સ હાનાદાન; સ પરિણામૈ, ઉ પરિણામી;

૨ : ૪ ઉ વિક્ષણા રે.
આંકણી – સ સી૦, ઉ શીત૦

(૩) પરદુખછેદનઇચ્છા કરુણા
તીખ્યણ પરદુખ રીઝે રે
ઉદાસીનતા* ઉભય વિલખ્યણ
ઇક ઠામેં કિમ સીઝે રે. ૩. સી૦

(૪) અભયદાન મલખય ફલ કરુણા
તીખ્યણતા ગુંણ ભાવેં રે
પ્રેરણ વિનુ કૃત ઉદાસીનતા
ઇમ વિરોધ મતિ નાવે રે. ૪. સી૦

(૫) શક્તી વ્યક્તી ત્રિભુવન પ્રભુતા
નિરગ્રંથતા સંયોગે રે
યોગી ભોગી વક્તા મૌની
અનુપયોગી ઉપયોગી રે. ૫. સી૦

---

૩ : ૧ પ પરદુખવેદન,
૩ . ૨ ઉ તીક્ષ્ણા, સ રીઝૈ, ઉ રીઝઇ
૩ : ૩ ઉ ઉદાસીનતા, લ ઉભય; લ ઉ વિલક્ષણ,
૩ : ૪ સ ઠામઇ, લ ઠામિ, ઉ ઠામિ, ઉ કિમ, સ સીઝૈ, લ સીઝઇ, ઉ સીઝઇ;
આંકણી – લ શી., ઉ શીત૦
૪ : ૧ ઉ પ્રતિમા 'અભયદાન' પછી 'તે' શબ્દ ઉમેર્યો છે. લ ઉ મલક્ષય;
૪ : ૨ લ ઉ તીક્ષણતા, સ લ ઉ ગુણ, સ ભાવૈ, લ ઉ ભાવિ,
૪ . ૩ ઉ કૃતિ,
૪ : ૪ ઉ ઇમ, સ નાવૈ, લ ઉ નાવઇ,
આંકણી – લ ઉ શી૦
૫ ૧ સ લ ઉ શક્તિ, લ ઉ વ્યક્તિ,
૫ . ૨ લ ઉ નિર્ગ્રંથતા, સ સંયોગ, ઉ સંયોગે,
૫ . ૨ લ વ્યક્તા;
૫ ૪ પ ઉનપયોગા, લ ઉ અનુપયોગ, લ ઉપયોગેં,
આંકણી– લ ઉ શી૦.

---

* અહીંયા લ પ્રતિના પાઠ મળે છે.

(૬) ઇત્યાદિક બહુ ભંગ ત્રિભંગી
ચમતકાર ચિત્ત દેતી રે
અચરિજકારી ચરિત્ર–વિચિત્રા
આનંદઘન પદ લેતી રે. ૬. સી૦
શ્રી સીતલ જિન સ્તવન/૧૦[૨૧]



૬ : ૧ ૫ પ્રતિમાં 'બહુભંગ'ની જગ્યાએ મા શબ્દ છે. જ્યારે લમાં'ત્ર'હુ'' 'બહુ કહુ' શબ્દ છે.

૬ : ૨ લ ઉ ચમત્કાર; સ ચિત,

૬ . ૩ લ અચિરજકારી, લ ઉ ચરિત,

૬ : ૪ ઉ આનદઘન,
આંકણી–લ શી૦, ઉ શીત૦,
૨૧ સ ઇતિશ્રી શીતલજિનસ્તવનં ।
લ ઇતિશ્રી શીતલજિનસ્તવ; । ૧૦.
ઉ ઇતિશ્રી શીતલનાથજિનસ્તવન. ૧૦.

## સ્તવન ૧૦

## શ્રી શીતલ જિન સ્તવન

(અર્થ)

[૧] શીતલનાથ જિનેશ્વરની મનોહર ત્રિભંગીઓ તેમ જ વિવિધ ભંગીઓ મનને મોહિત કરે છે (એમની) કરુણા–કોમળતા, તીક્ષ્ણતા અને ઉદાસીનતા (ની ત્રિભંગી) શોભે છે.

[૨] પ્રાણીમાત્રનું હિત કરનારી કરુણા (છે), કર્મોનો નાશ કરનારી તીક્ષ્ણતા (છે) અને ત્યાગ–સ્વીકાર રહિતતાના પરિણામે થતી ઉદાસીનતા વિખ્યાત છે.

[૩] બીજાનું દુઃખ દૂર કરવાની ઇચ્છા તે કરુણા (છે). બીજાનાં દુઃખો જોઈને રાજી થવું તે તીક્ષ્ણતા (છે) આ બંનેથી ઉદાસીનતા તદ્દન જુદા જ પ્રકારની છે. (આ ત્રણે પરસ્પર વિરોધી હોવાથી) એક ઠેકાણે શી રીતે હોઈ શકે ?

[૪] કરુણાનું ફળ અભયદાન અને (કર્મરૂપી) મલનો ક્ષય છે તીક્ષ્ણતા એ (કરુણા) ગુણના પ્રાગટ્યની વિશેષતા છે. પ્રેરણા વિનાની (માત્ર સંકલ્પથી રહેતી કૃતિમા) ક્રિયામાં ઉદાસીનતા (છે). આમ આ વિરોધ બુદ્ધિમા આવતો નથી

[૫] શક્તિની અભિવ્યક્તિ, ત્રણે ભુવનની પ્રભુતા અને નિર્ગ્રંથતા કેવી રીતે (એક સ્થાને) સંયોગ પામે ? યોગી અને ભોગી, વક્તા અને મૌની, (જ્ઞાન વિશે) ઉપયોગ અને અનુપયોગ (એક સાથે) કેમ સંભવે ?

[૬] ઉપર જણાવેલા અનેક પ્રકારના ભાગાઓ અને ત્રિભંગીઓ ચિત્તને ચમત્કાર (નો અનુભવ) કરાવે છે. આ આશ્ચર્યકારક ચરિત્રની વિચિત્રતા આનંદઘનરૂપ પદને પ્રાપ્ત કરે છે.

☆

## સ્તવન ૧૧

## શ્રીશ્રેયાંસ જિન સ્તવન

(રાગ ગોડી)

[હો મતવાલે સાજના–એ દેશી][૨૨]

(૧) શ્રીશ્રેયાંસ જિન અંતરજામી
આતમરાંમી નામી રે
અધ્યાતમમત પૂરણ પામી
સહજ મુગતિ–ગતિ ગાંમી રે. ૧. શ્રી.

(૨) સયલ સંસારી ઇન્દ્રિયરામી
મુનિગણ આતમરામી રે
મુખ્યપણે જે આતમરામી
તે કેવલ નિઃકામી રે. ૨ શ્રી.

---

૨૨ સ પ્રતમા રાગ અને દેશી નથી પ પ્રતિમા માત્ર રાગ (રાગ : ગુડી) છે જ્યારે લ અને ઉ પ્રતિના રાગ અને દેશી સ્વીકાર્યા છે.

૧ ૧ લ અ તરયામી, ઉ અ તરયામી,

૧ ૨ સ લ આતમરામા, ઉ નામા,

૧ ૩ સ અધ્યાતમમતિ સ લ પામી,

૧ : ૪ સ લ ગામી,
આકણી– લ ઉ શ્રીશ્રે૦

૨ : ૧ સ ઉ ઇ દ્રિયરામી

૨ ૨ લ ઉ મુનિગુણ, સ ઉ આતમરામી,

૨ . ૩ સ મુખ્યપણે, ઉ મુખ્યપણે, સ ઉ આતમરામી,

૨ ૪ લ તા, ઉ નિ કામી,
આંકણી–લ ઉ શ્રીશ્રે૦.

## સ્તવન ૧૧
## શ્રી શ્રેયાંસ જિન સ્તવન
(અર્થ)

[૧] શ્રી શ્રેયાંસનાથ જિનેશ્વર અંતરના ભાવને જાણનારા અને આત્મસ્વરૂપમાં રમણ કરનારા (તરીકે પ્રખ્યાત) છે. અધ્યાત્મના સિદ્ધાંતને પૂરેપૂરા પ્રાપ્ત કરીને સહજ રીતે જ મોક્ષઅવસ્થામાં ગમન કરનારા છે.

[૨] સઘળા સંસારી જીવો ઇંદ્રિયો(ના વિષયમાં) રમણ કરનારા હોય છે, (પણ) સાધુગણ આત્મામાં રમણ કરનારા હોય છે. જે મુખ્યપણે આત્મામાં રમણ કરનાર છે, તે કેવળ અનાસક્ત હોય છે.

[૩] જે ક્રિયાથી પોતાનું સ્વરૂપ સાધીએ તેને અધ્યાત્મની ક્રિયા સમજીએ. જે ક્રિયા કરીને ચાર ગતિ સાધે તેને આધ્યાત્મિક ન કહેવાય.

[૪] જે માત્ર અધ્યાત્મ એવો શબ્દ છે, તે નામ અધ્યાત્મ. અધ્યાત્મની સ્થાપના કરવી (પ્રતીકની રચના કરવી) તે સ્થાપના અધ્યાત્મ. બાહ્ય દેખાવ માત્ર તે દ્રવ્ય અધ્યાત્મ. આ ત્રણે અધ્યાત્મનો ત્યાગ કરો. (ચોથું) ભાવ અધ્યાત્મ છે, તે પોતાના ગુણને સાધે છે, તો તેની લગની લગાડો

[૫] અધ્યાત્મ દ્રવ્યનો અર્થ (તાત્પર્ય) સાંભળીને (સમજીને) તેને નિર્વિકલ્પપણે શરૂ કરજો અધ્યાત્મ શબ્દનો અર્થ જાણીને તેના વિશે ત્યાગ અથવા સ્વીકારની બુદ્ધિ ધારણ કરજો.

[૬] (અધ્યાત્મમાં તો) વસ્તુનો (પરમાર્થ) વિચાર તે જ અધ્યાત્મ. બાકીનું જાણે બકવાસ (છે). વસ્તુ જેવી હોય તેવી પ્રગટ કરે તે આનંદઘનના મતમાં (સ્યાદવાદમાં) વસનારા છે.



## સ્તવન ૧૨
## શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન

(રાગ : ગોડી તથા પરજીઉ)

[તુંગિયા ગિરિ શિખરિ સોહે–એ દેશી][૨૪]

(૧) વાસુપૂજ્ય જિન ત્રિભુવન–સ્વાંમી
ઘણનાંમી પરિણામી રે
નિરાકાર સાકાર ચેતના
કરમ–કર ફલ–કાંમી રે. ૧. વા૦

(૨) નિરાકાર અભેદ સંગ્રાહક
ભેદ–ગ્રાહક સાકારો રે
દરસન જ્ઞાન દુભેદ ચેતના
વસ્તુ ગ્રહણ વ્યાપારો રે. ૨. વાસુ પૂ૦

---

૨૪ સ પ્રતિમા રાગ અને દેશી નથી. પ પ્રતિમા માત્ર રાગ (રાગ : ગૌડી)ની નોંધ મળે છે. લ પ્રતિના રાગ અને દેશી સ્વીકાર્યાં છે. ઉ પ્રતિમા માત્ર થોડા શાબ્દિક ફેરફાર સાથે લ પ્રતિના રાગ અને દેશી આ પ્રમાણે મળે છે–(રાગ . ગોડી તથા પરજીઓ) [તુંગિયા ગિરિ શિખરિ સોહે–એ દેશી]

૧ : ૧ સ પ્રતિમા પ્રથમ ચરણ મળતુ નથી લહિયાની ભૂલને કારણે રહી ગયું લાગે છે વળી એ પ્રથમ ચરણ ગાથાને અ તે આકણીરૂપે આખેઆખુ મળે છે. સ સામી;

૧ : ૨ પ પ્રતિમા આ ચરણ વાચી શકાતુ નથી. લ ઉ ધનનામી, ઉ પરિણાંમી,

૧ : ૪ પ લ ઉ પ્રતિમા 'કરમ કર' ને બદલે 'કરમ કરમ' મળે છે. લ કામી; આંકણી—સ ઉ વાસુ૦.

૨ . ૧ લ ઉ પ્રતિમાં 'સ ગ્રાહક' ને બદલે 'ગ્રાહક' શબ્દ છે.

૨ : ૩ સ દરસણ, લ ઉ દર્શન, આંકણી—સ વા૦, સ લ ઉ વાસુ૦.

(૩) નિજ સરૂપ જે કિરિઆ સાધિઇ
તે અધ્યાતમ લહીઇ રે
જે કિરિઆ કરિ ચોગતિ સાધઇ
તે અનધ્યાતમ કહીયે રે. ૩. શ્રી.

(૪) નામ અધ્યાતમ ઠવણ અધ્યાતમ
દ્રવ્ય અધ્યાતમ છંડો રે;
ભાવ અધ્યાતમ નિજગુંણ સાધઇં
તો તેસું રઢિ માંડો રે. ૪. શ્રી.

---

૩ ૧ સ લ ઉ કિરિયા, સ સાધૈ, લ સાધિઇં, ઉ સાધઇ,
૩ : ૨ સ લહીયે, લ ઉ લહિઇ,
૩ ૩ સ લ ઉ કિરિયા, લ ઉ કરી, સ ચૌગતિ,
લ ઉ ચઉગતિ સ ૫, સાધૈ, ઉ સાધઇં
૩ ૪ લ અને ઉ પ્રતિમા 'અનધ્યાતમ' ને બદલે 'ન અધ્યાતમ' છે.
૫ પ્રતિ ભીંજાયેલી હોવાથી શબ્દ બરાબર વંચાતો નથી,
પણ 'કહીયે' હોવું જોઈએ
સ કહીયૈ, લ ઉ કહિઇ,
આંકણી–ઉ શ્રીશ્રે૦.
૪ ૧ સ ઉ નાંમ,
૪ : ૨ સ છંડૌ
૪ : ૨ સ લ ઉ નિજગુણ, સ સાધૈ; ૫ પ્રતિનો શબ્દ વાંચી શકાતો નથી.
૪ : ૪ સ તૌ; લ ઉ તેહસ્યુ, ઉ રઢ, સ માંડૌ, લ માડો, ઉ મડો;
આંકણી–લ ઉ શ્રીશ્રે૦.

(૫) અરથ અધ્યાતમ અરથ સુણીનેં
નિરવિકલપ આદરચો રે
સબદ અધ્યાતમ ભજના જાંણી
હાન ગ્રહણ મતિ ધરચો રે. ૫. શ્રી૦

(૬) અધ્યાતમ જે વસ્તુ વિચારી
બીજા જાંણે લબાસી રે
વસ્તુ ગતિ જે વસ્તુ પ્રકાસેં
આનંદઘન મત વાસી રે. ૬. શ્રી૦

શ્રી શ્રેયાંસ જિન સ્તવનં । ૧૧[23]



૫ ૧ અ સુણીનેં, લ સુણીનઇ, ઉ સુણીનઇ;
૫ : ૨ લ ઉ નિર્વિકલ્પ, સ આદરજો,
૫ : ૩ પ પ્રતિમાં ત્રીજા ચરણ પહેલાં વધારાનાં બીજા બે ચરણ મળે છે, જે આ પ્રમાણે છે–
શબ્દ અધ્યાતમ અર્થ સુણીનેં
નિરવિકલપ આદરચો રે.
લહિયાની સરતચૂકને કારણે ત્રીજી અને બીજી પંક્તિ એકબીજામાં ભળી ગઈ છે. જો કે આ પછી પ પ્રતિમાં ત્રીજું ચરણ મળે છે.
લ ઉ શબ્દ; લ ઉ જાણો:
૫ : ૪ પ લ ઉ હાન, સ ધરિયો;
આંકણી—લ ઉ શ્રીશ્રે૦.
૬ . ૧ ઉ વિચારે;
૬ . ૨ સ જાંણિ, લ જાણિ, ઉ જાંણુ, સ લિબાસી,
૬ . ૩ લ ઉ ગતિ, સ પ્રકાસૈ, લ ઉ પ્રકાશઇ,
૬ : ૪ ઉ આંનદઘન; લ મતિ;
૨૩ સ લ ઇતિ શ્રી શ્રેયાસજિનસ્તવનં ૧૧,
ઉ ઇતિશ્રી શ્રેયાંસજિનસ્તવ . ૧૧.

(૩) કરતા પરિણામી પરિણામો
કરમ જે જીવેં કરીઇં રે
એક અનેક રુપ નયવાદેં
નિયતેં તે અનુસરીઇ રે. ૩. વા૦

(૪) દુખ–સુખ–રૂપ કરમ ફલ જાણો
નિશ્ચય એક આનંદો રે
ચેતના પરિણામ ન ચૂકે
ચેતન કહિ જિન વંદો રે. ૪. વા૦

(૫) પરિણામી ચેતન પરિણામો
જ્ઞાન કરમ ફલ ભાવી રે
જ્ઞાન કરમ ફલ ચેતન કહીઇ
લેચો તેહ મનાવી રે. ૫. વા૦

---

૩ : ૨ લ ઉ કર્મ, સ જીવૈ, લ ઉ જીવઇં, સ કરીયૈ,
૩ ૩ સ નયવાદૈ, લ ઉ નયવાદઇં,
૩ . ૪ સ નિયતિ, પ નિયતઇ:
સ પ્રતિમાં 'તે' ને બદલે 'ઇતર' શબ્દ મળે છે.
સ અનુસારીઇ.
૪ : ૧ પ લ ઉ કરણ; સ જાંણો
૪ ૨ સ ઇક, લ આનદિ,
૪ : ૩ સ ઉ ચેતનતા, ઉ પરિણામ, સ નિ ચૂકૈ,
લ ઉ ન ચૂકઇ,
૪ ૪ લ ઉ કહિ, લ ઉ જિનચદો.
૫ : ૧ ઉ પરિણાંમી; સ ચેતનતા, ઉ પરિણામો,
૫ : ૨ લ ઉ કર્મ,
૫ ૩ સ કહીવૈ, લ કહીએ, ઉ કહિઇ,
૫ . ૪ સ લેજયો, લ ઉ લેજો.

(૬) આતમજ્ઞાંની શ્રમણ કહાવે
બીજો દ્રવ્યત લિંગી રે
વસ્તુગતેં જે વસ્તુ પ્રકાસેં
આનંદઘન મત સંગી રે. ૬. વા૦

**ઇતિશ્રી વાસુપૂજ્ય જિન સ્તવનં. ૧૨**[૨૫]



૬.૧ સ લ ઉ આતમજ્ઞાની, સ કહાવ, લ ઉ કહાવઇ;

૬ ૨ સ લ ઉ બીજા, લ અને ઉ પ્રતિમા 'બીજા' પછી 'તો' શબ્દ છે
પ દ્રવ્ય ન, લ ઉ મા 'ત' ને સ્થાને કોઈ શબ્દ નથી.

૬.૩ સ ગતિ, ઉ ગતઇ, લ પ્રતિમાં 'ગતિ'ને સ્થાને 'મિલ્યઇ' શબ્દ મળે છે.
સ પ્રકાસૈ, પ પ્રતિમાં આ શબ્દ બરાબર વંચાતો નથી, પણ 'પ્રકાસેં' હોય તેમ લાગે છે. લ ઉ પ્રકાશઇ.

૬.૪ ઉ આનંદઘન,
આંકણી—લ ઉ વાસુ૦
સ પ્રતિમાં આંકણી પછી પ્રથમ ગાથાનું પ્રથમ ચરણ—જે મૂળ સ્થાને રહી ગયું હતું તે—આ પ્રમાણે મળે છે—'વાસુપૂજ્યજિનત્રિભુવનસાંમી.'

૨૫ પ શ્રીવાસુપૂજ્યસ્તવનજિનના. ૧૨.
સ ૧૨. ઇતિશ્રીવાસુપૂજ્યજિનસ્તવનં.

## સ્તવન ૧૨
## શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન
(અર્થ)

[૧] શ્રી વાસુપૂજ્ય નામના બારમા તીર્થંકર, ત્રિભુવનના સ્વામી, અનેક નામવાળાં પરિણામો (ભાવો)ને ધારણ કરનાર છે. નિરાકાર સાકાર ચેતના (પણ છે). (તેઓ) કર્મ કરનારા (છે) અને તેનાં ફળને વાંછનારા (છે).

[૨] અભેદસંગ્રાહક નિરાકાર (છે). ભેદગ્રાહક સાકાર (છે). તેમનામાં દર્શન અને જ્ઞાન એ બે પ્રકારની ચેતના છે. (તે) વસ્તુને જાણવાની પ્રવૃત્તિવાળા છે.

[૩] તેઓ કર્તા છે અને પરિણામભાવને પામીને પરિણમે (પણ) છે. જે જીવો વડે કરાય તે કર્મ (કહેવાય). (આ રીતે) નયવાદમાં એક રીતે એક છે અને બીજી રીતે અનેક છે. તેનું નક્કી અનુસરણ કરીએ.

[૪] દુઃખ કે સુખરૂપી કર્મનાં ફળ જાણો. નિશ્ચયનયથી તે (આત્મા) આનંદસ્વરૂપ છે. ચૈતન્ય પરિણામને ચૂકતો નથી. તેને તીર્થંકરદેવ ચેતન (વિશુદ્ધ આત્મા) કહે છે.

[૫] (વિવિધ) આત્મા પરિણામી (છે) અને તેના ચેતન પરિણામો (છે) તે પરિણામો જ્ઞાન (ચેતના), કર્મ (ચેતના) અને ફલ (ચેતના) રૂપ થનાર છે. (આથી) જ્ઞાનને, કર્મને અને ફળને ચેતન કહીએ તેને તમે માનજો અને મનાવજો.

[૬] આત્માનું જ્ઞાન હોય તે (જ) સાચો સાધુ કહેવાય (છે). બીજા માત્ર વેશધારી છે. વસ્તુગતિથી (=સત્યત) વસ્તુને દર્શાવે તેઓ જ આનંદઘનના (મોક્ષના) મતના સંગી છે

☆

## સ્તવન ૧૩

### શ્રી વિમલ જિન સ્તવન

(રાગ : સાંમેરી મલ્હાર)

[ઇડર આંબા આંબિલી રે–એ દેશી][૨૬]

(૧) વિમલ જિણેસર દીઠા લોઅણે
દુખ–દોહગ દૂરે ટલ્યાં
સુખ–સંપદસુ ભેટ
ધીંગ ધણી માથે કીયાં રે
કુંણ ગંજે જનખેટ. ૧ વિ૦

(૨) ચરણકમલ કમલા વસેં રે
નિરમલ થિર પદ દેખિ
સમલ અથિર પદ પરિહરે રે
પંકજ પાંમર પેખિ. ૨. વિ૦

---

૨૬ સ પ્રતિમાં રાગ અને દેશી આપ્યા નથી. લ અને ઉ પ્રતિમાં રાગ અને દેશી આ પ્રમાણે છે–(રાગ : મલ્હાર) [ઈડર આબા આંબિલી રે તથા વરિબાઈ ભલો ભરતાર–એ દેશી]

ટેક–લ જિનેસર, ઉ જિન, સ માં 'જિણેસર' પછી 'આજ' શબ્દ છે. લ ઉ માં 'લોયણે રે–એ ટેક' એમ મળે છે.

૧ : ૧ સ દૂરે, લ ઉ દૂરિં;
૧ . ૨ સ સું, લ ઉ સ્યુ, લ ભેટિ;
૧ : ૩ પ ધીગ; પ માથે. ઉ માથે, લ ઉ કર્યો;
૧ : ૪ સ ગજે, લ ગંજઇ, ઉ ગજઇ, લ ઉ નરખેટ;
આંકણી–સ વી૦, ઉ વિમ૦.
૨ ૧ સ વસૈ, લ વસઇ, ઉ વસઇં,
૨ : ૨ ઉ દેખ;
૨ : ૩ સ પરિહરે, લ ઉ પરિહરી;
૨ . ૪ લ પામર; ઉ પેખ;
આંકણી–સ વી૦ લ વિમલ૦, ઉ વિમ૦;

(૩) મન-મધુકર તુઝ પદપંકજે રે
લીણો ગુણ-મકરંદ
રંક ગિણે મંદરધરા રે
ઇંદ-ચંદ-નાગિંદ. ૩. વિ૦

(૪) સાહિબ સમરથ તું ધણી રે
પામ્યો પરમ ઉદાર
મન-વિસરામી વાલહો રે
આતમચો આધાર. ૪. વિ૦

(૫) દરસન દીઠિ જિન તણઇ રે
સંસો ન રહે વેધ
દિનકર કરભર વરસતાં રે
અંધકાર પ્રતિષેધ. ૫. વિ૦

---

૩ . ૧ પ પદકજે, લ પદકજઇ, ઉ પદકજઇ;
૩ : ૨ સ લીનઉ,
૩ : ૩ સ ગિણઇ, લ ગિણઇ, ઉ ગણઇ,
આંકણી-સ વી૦, ઉ વિમ૦
૪ : ૧ ઉ સાહિબ, સ ઉ તૂ, લ તુ.
૪ : ૨ સ પાંમ્યૌ, ઉ પામ્યો,
૪ : ૩ ઉ વિસરામી, સ વાલહૌ,
૪ : ૪ સ આતમચૌ,
આંકણી-ઉ વિમ૦
૫ ૧ સ દરસણ, લ દરિસન, ઉ દરિસણ, સ દીઠે, લ ઉ દીઠઇ; ઉ તણુઇ;
૫ . ૨ લ ઉ સાંસો; લ રહે;
૫ : ૩ સ વિલસતૌ, ઉ પ્રસરતાં;
આંકણી-ઉ વિમ૦.

(૬) અમી ભરી તુઝ મૂરતિ રચી રે
ઉપમા ન ઘટે કોઇ
દષ્ટિ સુધારસ ઝીલતી રે
નિરખતિ તૃપતિ ન હોઇ. ૬. વિં૦

(૭) એક અરજ સેવક તણી રે
અવધારો જિનદેવ
કૃપા કરી મુઝ દીજીઇ રે
આનંદઘન પદસેવ. ૭. વિં૦

શ્રી વિમલ જિન સ્તવનં ૧૩[૨૭]



૬ : ૧ સ સૂરતિ;
૬ : ૨ સ લ ઉ ઓપમા; સ ધટૈ, લ ઉ ધટે; લ કોઇ, ઉ કોય;
૬ ૪ સ નિરખતિ, ઉ નિરખતિં. સ ત્રિપતિ, લ ઉ હોય;
આંકણી–ઉ વિમ૦
૭ . ૨ સ અવધારૌ,
૭ : ૩ સ દીજીયે, લ ઉ દીજીઇ;
૭ : ૪ ઉ આનંદઘન,
આંકણી–લ ઉ વિમલ૦
૨૭ સ ઇતિ વિમલજિનસ્તવનં ૧૩
લ ઇતિશ્રી વિમલજિનસ્તવનં. ૧૩
ઉ ઇતિશ્રીવિમલનાથજિનસ્તવન ૧૩

## સ્તવન ૧૩
## શ્રી વિમલ જિન સ્તવન
(અર્થ)

[૧] શ્રી વિમલનાથ જિનેશ્વરને નજરોનજર નિહાળ્યા, તેથી દુઃખ અને દુર્ભાગ્ય દૂર થયાં. સુખ અને સંપત્તિ સાથે મેળાપ થયો. મેં સધ્ધર સ્વામીનો આશ્રય લીધો છે, પછી કયો (આત્મ-ગુણને મારનારો મિથ્યાવાદી) જન-શિકારી હરાવી શકે ?

[૨] (આપના) નિર્મળ, સ્થિર ચરણકમળ દેખીને કમળા (લક્ષ્મી) પોતાના (નિવાસ)સ્થાન કમળને તુચ્છ માનીને એ મલિન તથા અસ્થિર પદ ત્યજી દે છે અને આપના ચરણકમળમાં વસે છે.

[૩] (મારા) મનરૂપી ભ્રમરે તમારા પાદપંકજમાંથી ગુણરૂપી પરાગ લીધો છે અને ઇંદ્ર, ચંદ્ર અને નાગેન્દ્ર પણ (એ મકરંદ પાસે) મંદરાચળની ધરાને રંક ગણે છે.

[૪] હે સાહેબ, હું તને-સમર્થ અને પરમ ઉદાર ધણીને-પામ્યો છું. (મારો) વહાલો (મારા) મનનો વિસામો અને આત્માનો આધાર છે.

[૫] જિનેશ્વરનાં દર્શન કરવાથી વિધિ (માર્ગ)માં સંશય રહેતો નથી, (જેમ) સૂર્યના કિરણોનો સમૂહ ફેલાતાં અંધકારનો નાશ થાય છે.

[૬] તારી અમૃતભરી મૂર્તિ રચી છે. તેને કોઇની ઉપમા યોગ્ય નથી. (મારી) દષ્ટિ (તારું દર્શન કરતાં) અમીરસ ઝીલે છે અને (તેને) નીરખતાં તૃપ્તિ થતી નથી.

[૭] હે જિનેશ્વર દેવ, આ સેવકની એક વિનંતિ આપ ધ્યાનમાં લો. કૃપા કરીને આનંદઘન (એવા આપ પરમાત્મા)ના ચરણોની સેવા (મોક્ષપદ) મને આપો.

☆

## સ્તવન . ૧૪
## શ્રી અનંત જિન સ્તવન
[રાગ રામગિરી, કડખો]

[વિમલકુલ કમલના હંસ તૂ જીવડા–એ દેશી][૨૮]

(૧) ધાર તરવારની સોહિલી દોહિલી
ચૌદમા જિન તણી ચરણસેવા
ધાર પર નાચતા દેખ બાજીગરા
સેવના ધાર પર રહે ન દેવા. ૧. ધા૰

(૨) એક કહિ સેવીઇ વિવિધ કિરિઆ કરી
ફલ અનેકાંત લોચન ન દેખઇ
ફલ અનેકાંત કિરિઆ કરી બાપડા
રડવડે ચ્યાર ગતિ માહિ લેખે. ૨. ધા૰

---

૨૮ સ પ્રતિમાં દેશી નથી, જ્યારે રાગ આ પ્રમાણે છે–(રાગ : રામગરિ)· પ પ્રતિમા આ પ્રમાણે છે—(રાગ મલ્હાર, ઢાલ કડખાની) લ પ્રતિના રાગ અને દેશી સ્વીકાર્યા છે, જ્યારે ઉ પ્રતિમા રાગ લ પ્રતિ જેવો જ છે, માત્ર દેશીમા થોડો ફેર છે ઉ પ્રતિની દેશી આ પ્રમાણે છે–[વિમલકુલ કમલના હંસ તૂ–એ દેશી]

૧ : ૧ લ ધારિ,
૧ · ૩ સ ધાર; સ લ પરિ, ઉ પરિ, સ લ દેખિ, સ વાજીગરા,
૧ : ૪ સ લ પરિ, ઉ પરિં, સ રહે, ઉ રહેં, લ હેવા;
આંકણી–લ ઉ ધાર૦
૨ : ૧ સ કહે, લ ઉ કહે; સ સેવીયે, લ ઉ સેવિઇ,
સ વિવિધિ, સ લ ઉ કિરિયા,
૨ . ૨ ઉ ફલે. સ દેખૈ, લ ઉ દેખે,
૨ : ૩ પ અનેકાત, સ કિરીયા, લ ઉ કિરિયા પ બાપડી;
૨ : ૪ સ રડવડે, લ રડવડઇ, ઉ રડવડઇ; સ ચ્યારિ, સ લ માહિ, ઉ માંઅ;.
સ લેખૈ, લ લેખઇ, ઉ લેખઇ,
આંકણી– લ ઉ ધાર૦

(૩) ગછના ભેદ બહુ નયન નિહાલતાં
તત્ત્વની વાત કરતાં ન લાજે
ઉદર–ભરણાદિ નિજ કાજ કરતા થકાં
મોહ નડીઆ કલિકાલ રાજે. ૩. ધા૦

(૪) વચન – નિરપેખ્ય વ્યવહાર જૂઠો કહ્યો
વચન – સાપેખિ વ્યવહાર સાચો
વચન નિરપેખ્ય વ્યવહાર સંસારફલ
સાભલી આચરી કાંઇ રાચો. ૪. ધા૦

(૫) દેવ–ગુરુ–ધર્મની શુદ્ધિ કહો કિમ રહે
કિમ રહે શુદ્ધ સરધાંન આણો
શુદ્ધ સરધાંન વિણ સર્વ કિરિયા સહી
છાર પરિ લીપણો જાણો. ૫ ધા૦

---

૩ ૧ લ નયણિ, ઉ નયણ, સ નેહાલતાં, ઉ નિહાલતા,
૩ ૨ સ ઉ તત્ત્વ, સ ઉ કરતા, લ કરતા; સ લાજૈ, લ ઉ લાજઇ;
૩ : ૩ લ કરતા, સ ઉ થકા, લ થિકા;
૩ . ૪ સ લ ઉ નડીયા, સ રાજૈ, લ ઉ ગજઇ,
આકણી–લ ઉ ધાર૦.
૪ : ૧ સ નિરપેખ, લ ઉ નિરપેક્ષ, સ જૂઠો. સ કહ્યો,
૪ : ૨ લ સાપેક્ષ્ય, ઉ સાપેક્ષ, સ સાચો,
૪ : ૩ સ નિરપેખિ, લ ઉ નિરપેક્ષ,
૪ : ૩ લ ઉ આદરી, સ કાઈ, સ રાચો,
આકણી–લ ઉ ધાર૦
૫ : ૧ સ ધર્મની, ૫ સુધિ: સ કહો, ઉ કિમ; સ રહે, લ ઉ રહઇ;
૫ : ૨ ઉ કિમ, સ રહૈ, લ રહે, ઉ રહઇ, લ સરધાન, સ આણો, લ આણ્યો,
ઉ આંણો,
૫ : ૩ લ સરધાન, લ વિણુ, સ કિરીયા, લ ઉ કિરિયા ૫ લ ઉ કહી,
૫ . ૪ લ ઉ છારુ. ઉ પરિ, સ લીપણા, સ જાણો, લ ઉ જાણો;
આંકણી–લ ઉ ધાર૦.

(૬) પાપ નહી કોઈ ઉત્સૂત્ર ભાષણ જિસ્યો
ધર્મ નહી કોઇ જગિ સૂત્ર સરિખો
સૂત્ર અનુસાર જે ભવિક કિરિઆ કરે
તેહનો સુદ્ધ ચારિત્ર પરિખો. ૬. ધા૦

(૭) એહ ઉપદેશનું સાર સંખેપથી
જે નરા ચિત્તમેં નિત્ત ભાવે
તે નરા કાલ બહુ દિવ્ય સુખ અનુભવી
નિઅત આનંદઘન–રાજ પાવે. ૭. ધા૦

શ્રી અનંત જિન સ્તવનં/૧૪[૨૯]



---

૬ ૧ સ નહીં, સ જિસો;
૬ : ૨ સ ધર્મ્મ· સ નહિ, લ નહી; લ કોઈ: ઉ જગ; સ સરિખૌ;
૬ : ૩ સ લ અનુસારિ, સ કિરિયા, લ ઉ કિરિયા; સ કરૈ, લ ઉ કરઇ;-
૬ : ૪ સ તેહનૌ, લ ઉ શુદ્ધ, સ પરિખૌ, ઉ પરખો·
આંકણી–લ ધારિ૦, ઉ ધાર૦.
૭ : ૧ લ ઉ સક્ષેપથી,
૭ : ૨ સ ચિત્તમૈ, લ ઉ ચિત્તમા, લ ઉ નિત્ય, સ ભાવૈ, લ ધ્યાવઇ રે,
ઉ ધ્યાવઇ,
૭ : ૩ લ ઉ પ્રતિમા 'કાલ બહુ દિવ્ય' ને બદલે 'દિવ્ય બહુ કાલ' એમ છે.
૭ : ૪ સ લ ઉ નિયત, ઉ આંનદઘન; સ પ્રતિમા 'આનંદઘન' પછી 'પદ'-
શબ્દ મળે છે સ પાવૈ, લ પાવઇ, ઉ પાવઇ;
આંકણી– લ ધારિ૦
૨૯ સ ઇતિશ્રીઅનતજિનસ્તવન,
લ ઉ ઇતિશ્રીઅનતજિનસ્તવ ૧૪.

## સ્તવન : ૧૪

### શ્રી અનંત જિન સ્તવન

(અર્થ)

[૧] તલવારની ધાર સહેલી છે, પણ ચૌદમા તીર્થંકરનાં ચરણકમળની સેવા મુશ્કેલ છે (કારણ કે) તલવારની ધાર પર નટ લોકો નાચે છે તે જો, પરંતુ ભગવાનની સેવાની ધાર પર તો દેવતાઓ પણ રહી શકતા નથી

[૨] એક કહે છે કે અમે વિવિધ ક્રિયા કરી સેવા કરીએ છીએ, પણ (તેઓ માત્ર ક્રિયાવાદી હોઈ) અનેકાંત દૃષ્ટિથી ફળને નજરે જોઈ શકતા નથી તેઓ બિચારા અનેક પ્રકારની ક્રિયા કરી તેના પરિણામે ચાર ગતિમાં ભટકે (રઝળે) છે.

[૩] (તેઓ) અનેક ગચ્છના ભેદ નયને નિહાળતા (સ્વીકારતા) હોવા છતાં તત્ત્વની વાત કરતા લાજતા નથી. ઉદરભરણ વગેરે પોતાના કાર્યો કરતા મોહના નડતરવાળા તેઓ આ કળિયુગમાં શોભે છે.

[૪] એકાંતિક (નિરપેક્ષ) વચનનો વ્યવહાર ખોટો કહ્યો (છે). પણ સાપેક્ષ વચનનો વ્યવહાર સાચો (છે). એકાતિક વચનનો વ્યવહાર સંસાર–ફળ (આપે છે). એવાં વચનને સાંભળીને અને આચરીને શાને રાચો (છો) ?

[૫] તમે જ કહો કે દેવ, ગુરુ અને ધર્મની પવિત્રતા કઈ રીતે જળવાઈ રહે ? એના (પર) શુદ્ધ શ્રદ્ધા કેવી રીતે લાવી શકાય ? શુદ્ધ શ્રદ્ધા વિનાની સર્વ પ્રકારની ક્રિયાને ખરેખર રાખોડી ઉપર લીંપણ જેવી જાણો.

[૬] સૂત્રથી વિરુદ્ધ બોલવા જેવું કોઈ પાપ નથી; સૂત્ર(ના ભાષણ) જેવો જગતમા બીજો કોઈ ધર્મ નથી. સૂત્ર અનુસાર જે ભાવિક ક્રિયા કરે (છે), તેનું ચારિત્ર શુદ્ધ જાણજો.

[૭] આ ઉપદેશનો સાર જે માનવી ટૂંકમા (જાણે છે અને) મનમા એની અહર્નિશ ભાવના કરે છે, તે માનવી બહુકાળ સુધી દિવ્ય સુખ અનુભવીને અવશ્યપણે આનંદઘનનું રાજ્ય (મોક્ષ)પામે (છે).

☆

## સ્તવન : ૧૫
## શ્રી ધર્મ જિન સ્તવન
(રાગ : ગૌડી, સાર્યંગ)
[લક્ષણ પાચ કહ્યાં સમકીતના][૩૦]

(૧) ધરમ જિણેસર ગાવું રંગસ્યું
ભંગ મ પડજ્યો હો પ્રીત્ય, જિનેસર
બીજો * મનમંદિર આંણું નહી
એ અમ્હ કુલવટ રીતિ જિ૦ ૧. ધર્મ૦

---

૩૦ સ પ્રતિમા રાગ અને દેશી આપ્યા નથી. પ પ્રતિના રાગ અને દેશી સ્વીકાર્યા છે. જ્યારે લ ઉ પ્રતિમા રાગ અને દેશી આ પ્રમાણે છે – (રાગ : ગોડી, સારંગ) [દેશી – રસિયાની]
૧ : ૧ લ ઉ ધર્મ, લ ઉ જિનેસર, સ ગાવૂં; લ ઉ ગાઉ;
૧ : ૨ સ પડિજયો, લ પડગો, ઉ પડજો, સ લ ઉ પ્રીતિ;
સ પ્રતિમા બીજા ચરણને અંતે 'જિનેસર' શબ્દ નથી.
૧ : ૩ સ બીજૈ; સ મનિમંદિર, સ આણૂ, સ નહીં,
૧ . ૪ લ ઉ અમ, સ પ્રતિમા 'કુલવટ' પછી 'હો' શબ્દ છે. ઉ રીત;
આંકણી – સ મા 'જિણેસર' એમ આખો શબ્દ મળે છે, પણ આંકણી નથી.

---

*પ પ્રતિનું પત્ર ૬ મળતું નથી, આથી અહીથી બે સ્તવનોનાં આ પ્રતના પાઠાંતર નોંધ્યા નથી.

(૨) ધરમ ધરમ કરતો જગ સહુ ફિરઇં
　　　ધર્મ ન જાંણેં હો મર્મ જિ૦
ધર્મ જિણેસર ચરણ ગ્રહ્યાં પછી
　　　કોઈ ન બાધઇ હો કર્મ જિ૦ ૨. ધર્મ૦

(૩) પ્રવચન અંજન જો સદ્‌ગુરુ કરઇં
　　　દેખઇં પરમ નિધાન જિ૦
હૃદય નયન નિહાલેં જગધણી
　　　મહિમા મેરુ–સમાન જિ૦ ૩. ધર્મ૦

(૪) દોડત દોડત દોડત દોડીઓ
　　　જેતી મનની રે દોડ જિ૦
પ્રેમ–પ્રતીતિ વિચારો ઢૂકડી
　　　ગુરુગમ લેજો રે જોડ. જિ૦ ૪. ધર્મ૦

---

૨ : ૧ સ કરતૌ; ઉ કાસુ　સ ફિરૈ,
૨ : ૨ સ ધરમ; સ જાણૈ,
૨ : ૩ સ ધરમ; લ ગ્રહી, ઉ ગ્રહ્યા, સ પછૈ;
૨ ૪ સ બાંધૈ, ઉ બાધઇ , સ હૌ ,
　આકણી –સ પ્રતિમાં નથી.

૩ . ૧ સ જૌ, સ કરૈ,
૩ : ૨ સ દેખૈ; સ ઉ નિધાન,
૩ : ૩ સ રિદૈ, સ નૈન; સ નિહાલે,
૩ : ૪ સ મેર; સ ઉ સમાન,
　આંકણી –સ પ્રતિમાં નથી.
૪ ૧ સ દૌડત દૌડત દૌડત; સ દૌડીયો,
૪ ૨ સ માં 'હો' ને સ્થાને 'રે' છે સ દૌડ, લ દોડિ;
૪ : ૩ સ પેમ, સ ઉ પ્રતીત, સ વિચારૈ,
૪ ૪ સ લેજ્યો, ઉ લેયો, સ મા 'રે' ને બદલે 'હો' શબ્દ છે.
　સ લ જોડિ,
　આકણી–સ માં નથી ઉ ની આંકણી સ્વીકારી છે.
　લ મા ગાથાનો ક્રમાંક નથી.

(૫) એક પખી કિમ પ્રીતિ વરે પડઇ
ઉભય મિલ્યા હોઇ સધિ જિ૦
હું રાગી હું મોહે ફંદિઓ
તૂં નિરાગી નિરબંધ જિ૦ ૫. ધર્મ૦

(૬) પરમનિધી પરગટ મુખ આગલે
જગત ઉલ્લંઘી હો જાય જિ૦
જ્યોતિ વિના જૂઓ જગદીસની
અંધો અંધ મીલાય જિ૦ ૬. ધર્મ૦

(૭) નિરમલ ગુણ મણિ રોહણ ભૂધરા
મુનિજન માનસ હંસ જિ૦
ધન્ય તે નગરી ધન્ય તે વેલા ઘડી
માતપિતા કુલવંશ જિ૦ ૭. ધર્મ૦

---

૫ . ૧ ઉ કિમ, સ વરૈ, સ પડે,
૫ : ૨ સ ઉભૌ, સ હુવૈ; ઉ સધ,
૫ . ૩ સ હૂ, સ હૂ સ મોહૈ, લ મોહી, સ ફદીયૌ,
૫ . ૪ સ નીરાગી,
આંકણી – સ પ્રતિમાં નથી
૬ : ૧ સ આગલૈ;
૬ : ૨ સ ઉલાઠી, સ માં 'હો જાય' ને બદલે 'જાઈ' શબ્દ છે.
૬ . ૩ સ જોતિ, ઉ વિના,
૬ : ૪ સ આંધૌ આધૈ, સ પેલાઇ, ઉ પીલાય,
આકણી – સ પ્રતિમાં નથી.
૭ . ૧ સ મણ,
૭ : ૨ સ માંણસ,
૭ ૩ સ ધન, સ મા 'ધન્ય' ને બદલે 'દિન તે' એમ બે શબ્દ મળે છે.
૭ ૪ સ કુલવંસ,
આંકણી – સ પ્રતિમા નથી

(૮) મન મધુકર વર કર જોડી કહે'
પદકજ નિકટ નિવાસ જિ૦
ઘનનામી આનંદઘન સાંભલો
એ સેવક અરદાસ, જિ૦ ૮. ધર્મ૦

ઇતિશ્રીધર્મજિન સ્તવ: | ૧૫▢૧



૮ : ૧ સ કહે, ઉ કહઇં;
૮ ૩ સ ધણનામી, ઉ ઘનનામી; સ આણદઘન, ઉ આંનદઘન; સ સાંભલો,
આંકણી – સ પ્રતિમાં નથી.
૩૧ સ ઇતિશ્રીધરમજિનસ્તવનં.

## સ્તવન ૧૫
## શ્રી ધર્મ જિન સ્તવન

[૧] ધર્મનાથ જિનેશ્વરના આનંદપૂર્વક (ગુણ)ગાન કરું છું. મારા આ પ્રેમમાં ભંગ પડશો નહીં. મનરૂપી મંદિરમા એના સિવાય બીજા કોઈને હું લાવું નહીં, એ અમારા કુલીનપણાની રીત છે.

[૨] "ધર્મ", "ધર્મ" બોલતો શા માટે ફરે છે ? ધર્મનો મર્મ (તો) જાણતો નથી. ધર્મજિનેશ્વરનાં ચરણ ગ્રહ્યા (ઉપાસના કરી,) પછી (તેને) કોઈ કર્મ બાંધતું નથી.

[૩] સાચા ગુરુ જો (આગમજ્ઞાન) પ્રવચનનું આંજણ (કોઈની આંખમાં) આંજે તો (તે આ) મહા(મૂલ્યવાન) ભંડારને જોઈ શકે છે. મેરુ (પર્વત) સમાન (મોટા) મહિમાવાળા જગતના ધણીને તે હૃદયની આંખથી નિહાળે છે.

[૪] મનની જેટલી દોડ હતી, તેટલું દોડતાં, નાસતાં, ભાગતાં દોડ્યો. પણ વિચારો તો પ્રેમની પ્રતીતિ સાવ સમીપ છે. તેની સાથે ગુરુ પાસેથી મળતું જ્ઞાન જોડી લેજો.

[૫] હું સંસારનો રાગી (છું), હું મોહમાં ફસાયેલો (છું) અને તું વીતરાગ અને નિર્બંધ (છે). (આવી) એકપક્ષી પ્રીત કેવી રીતે ઠાળે (ઠેકાણે) પડે ?, બંને (સરખા) મળે તો જ સંયોગ થાય.

[૬] મોટામાં મોટો ખજાનો મુખ સામે જ પ્રગટ પડ્યો (છે), છતાં જગત(ના લોકો) તેને ઓળંગી જાય છે. જુઓ, જગદીશની જ્યોતિ વિના આંધળા સાથે આંધળો અથડાય (છે).

[૭] હે શુદ્ધ ગુણોરૂપી રત્નોના રોહણાચલ પર્વત ! હે મુનિજનોના માનસ (સરોવર) હંસ ! (તમારો જન્મ થયો) તે નગરીને ધન્ય છે. તે ઘડી–પળ, માતાપિતા, કુળ તથા વંશને ધન્ય છે.

[૮] (મારો) મનરૂપી ભ્રમર ઉત્તમ હાથ જોડીને કહે છે કે (આપના) ચરણકમળની નજીક મારો નિવાસ (હજો). અનેક નામવાળા હે આનંદઘન, આ સેવકની અરજ સાંભળો.



## સ્તવન : ૧૬
## શ્રી શાંતિનાથ જિન સ્તવન
(રાગ મલ્હાર)
[ચતુર ચોમાસુ પડિક્કમી—એ દેશી][32]

(૧) શાંતિ જિન એક મુઝ વીનતી
સુણો ત્રિભુવન રાય રે
શાંત સરૂપ કિમ જાણીઇં
કહો મન પરખાય રે. ૧. શાં૦

(૨) ધન્ય તૂં જેહનેં એહવો
હવો પ્રશ્ન અવકાશ રે
ધીરજ મન ધરી સાંભલો
કહું શાંતિ પ્રતિભાસ રે. ૨. શાં૦

(૩) ભાવ અવિરુદ્ધ સુવિસુદ્ધ
જે કહ્યા જિનવર દેવ રે
તે તિમ અવિતથ સદ્દહેં
પ્રથમ એ શાંતિપદ સેવ રે. ૩. શાં૦

---

૩૨. સ પ્રતિમા રાગ અને દેશી આપ્યાં નથી ઉ પ્રતિમા રાગ અને દેશી આ પ્રમાણે છે— (રાગ : મલ્હાર) [ચતુર ચૌમાસુ પડિક્કમી— એ દેશી] લ પ્રતિના રાગ અને દેશી સ્વીકાર્યાં છે.

૧ : ૨ સ સુણૌ, ઉ સૂણો, સ રાવ,
૧ : ૩ ઉ કિમ, સ જાણીયૈં,
૧ : ૪ સ કહૌ, સ નિજ, લ મનિ, સ પરભાવ
૨ : ૧ સ ધન, સ જેહનૈં: સ એહવૌ,
૨ : ૨ સ હવૌ, સ અવકાસ,
૨ : ૩ સ મનિ, સ ઉ સાભલે,
૨ : ૪ સ કહૂ.
૩ . ૧ લ અશુદ્ધ છે, ઉ અશુદ્ધને, લ શુદ્ધ છે, ઉ શુદ્ધ છઇ;
૩ : ૩ ઉ તિમ, સ સદ્દહે ઉ સદ્દહઇ;
૩ : ૩ સ પ્રતિમાં 'પ્રથમ' પછી 'એ' શબ્દ નથી.

(૪) આગમધર ગુરુ સમકિતી
ક્રિયા સંવર સાર રે
સંપ્રદાયી અવંચક સદા
શુચી અનુભવાધાર રે. ૪. શાં૦

(૫) શુદ્ધ આલંબન આદરે
તે[ત]જે અવર જંજાલ રે
તામસી વૃત્તિ સવિ પરીહરઇં
ભજઇં સાત્વિકી સાર રે. ૫. શાં૦

(૬) ફ્લ વિસંવાદ જેહમાં નહીં
શબ્દ તે અર્થ સંબંધ રે
સકલ નયવાદ વ્યાપી રહ્યો
શિવ – સાધન સંધિ રે. ૬. શાં૦

૪ : ૨ સ સબર,
૪ ૩ સ સપ્રદાઈ,
૪ : ૪ સ સુચી;
આંકણી – સ ઉ શા૦
૫ . ૧ સ સુદ્ધ,
૫ : ૨ લ ઉ મૂંકતો,
૫ · ૩ ઉ તામસી, સ પરિહરે, ઉ પરીહરે;
૫ : ૪ સ ઉ ભજે, સ સાલ
૬ : ૧ સ જિહમા, સ ઉ નહી;
૬ : ૨ સ સબદ, સ અરથ;
૬ : ૩ લ સફ્લ; સ નૈવાન; સ રહ્યો;
૬ : ૪ સ સિદ્ધ; સ ઉ સધ

(૭) વિધિ પ્રતિષેધ કરી આતમા
પદારથ અવરોધ રે
ગ્રહણ વિધિ મહાજન પરિગ્રહ્યો
ઇસ્યો આગમેં બોધ રે. ૭. શાં૦

(૮) દુષ્ટજન સંગતિ પરીહરંઇ
ભજઇં સુગુરુ સંતાન રે
યોગશ સામર્થ્ય ચિત ભાવ જે
ધરે મુગતિ નિદાન રે. ૮. શાં૦

(૯) માન અપમાન ચિત સમ ગણે
સમ ગણે કનક પાષાંણ રે
વંદક નિંદક સમ ગણે
ઇસ્યો હોય તૂં જાંણ રે. ૯. શાં૦

---

૭ : ૧ સ 'કરી આતમા' ને બદલે 'કિરિયા તથા',
૭ : ૩ સ પરિગ્રહ્યો,
૭ : ૪ સ ઇસો; સ આગમ
૮ : ૧ સ ઉ સંગતિ, સ પરિહરે, ઉ પરીહરે,
૮ : ૨ સ ઉ ભજે; ઉ સંતાંન,
૮ : ૩ સ જોગ; સ સામર્થ;
૮ : ૪ સ મુગત, સ ઉ નિદાંન.
૯ : ૧ સ ઉ માંન; સ ઉ અપમાંન, સ ગણિ;
૯ : ૨ સ પ્રતિમાં 'સમ' શબ્દ નથી.
૯ : ૩ સ નંદક વદક;
૯ : ૪ સ ઇસો; સ હોઇ.

(૧૦) સર્વ જગ જંતુને સમ ગણે
ગણે તૃણમણિ ભાવ રે
મુગતિ સંસાર બેહૂ સમગણે
મુણે ભવ જલ નિધિ નાવ રે. ૧૦. શાં૦

(૧૧) આપણો આતમાભાવ જે
એક ચેતનાધાર રે
અવર સવિ સર્વ સંયોગથી
એહ નિજ પરિકર સાર રે. ૧૧. શાં૦

(૧૨) પ્રભુ મુખથી ઇમ સાંભલી
કહે આતમરાંમ રે
તાહરે દરિસણે *નિસ્તર્યો
મુજ સિદ્ધ સવિ કાંમ રે. ૧૨. શાં૦

---

૧૦ : ૧ સ સરબ; સ જતુને;
૧૦ : ૨ સ ત્રિણમણિ;
૧૦ : ૩ સ મુગત; સ બુદ્ધિ; ઉ બિહુ; સ ધરે;
૧૦ : ૪ સ પ્રતિમાં ચોથા ચરણના આરંભનો 'મુણે' શબ્દ નથી. પ લ ઉ ભાવ.
૧૧ : ૧ સ આંપણો;
૧૧ : ૨ લ ચેતનાંધાર;
૧૧ : ૩ સ સહૂ સાથ; સ સંજોગથી,
૧૧ : ૪ સ પરિસાર;
આંકણી – સ ઉ શાં૦.
૧૨ : ૧ ઉ ઇંમ;
૧૨ : ૨ સ કહે; લ આતમરામ;
૧૨ : ૩ સ તાહરે, ઉ તાહરે; સ દરસણ, ઉ દરિસણે. સ મિસતર્યો;
૧૨ : ૪ સ સહૂ.

---

*લ પ્રતિમાં પત્ર ૨૨મુ અપ્રાપ્ય હોવાથી 'નિસ્તર્યો' થી માંડીને ૧૭મા સ્તવનની બીજી ગાથા સુધીના પાઠાંતરો મળતા નથી.

(૧૩) અહો હું અહો હું મુઝને કહું
નમો મુઝ નમો મુઝ રે
અમિત ફલ દાંન દાતારની
જેહને ભેટ થઈ તુજ્ઝ રે. ૧૩. શાં૦

(૧૪) શાંતિ સરૂપ સંખેપથી
કહ્યુ નિજ પરરૂપ રે
આગમમાંહિં વિસ્તર ઘણો
કહ્યો શાંતિ જિન ભૂપ રે. ૧૪. શાં૦

(૧૫) શાંતિ સરૂપ ઇંમ ભાવસ્યઇં
ધરી શુદ્ધ પ્રણિધાન રે
આનંદઘન પદ પાંમસઇં
લહેસઇં તે બહુ માંન રે. ૧૫. શાં૦

ઇતિશ્રી શાંતિ જિન સ્તવનં ૧૬[૩૩]



૧૩ : ૧ સ અહો હૂં, સ અહો હૂં, સ મુઝનૈ, સ કહૂં.
૧૩ . ૨ લ ૮ દાતારને
૧૩ . ૪ સ જેહનૈ, સ થઈ
૧૪ . ૨ સ કહ્યુ; સ પ[ર]રૂપ.
૧૪ ૩ સ આગમમાંહિ, સ ઘણૌ,
૧૪ : ૪ સ કહ્યૌ, સ જિણ.
૧૫ : ૧ સ ઇમ, સ ભાવસૈ,
૧૫ : ૨ સ શુભ; સ પ્રણિધાંન;
૧૫ : ૩ ઉ આંનંદઘન; સ પામિસ્યૈં,
૧૫ : ૪ સ લહીસત; સ પ્રતિમાં 'તે' શબ્દ નથી
૩૩ સ ઇતિશાંતિજિનસ્તવનં ૧૬.

## સ્તવન : ૧૬

## શ્રી શાંતિ જિન સ્તવન

(અર્થ)

[૧] હે! ત્રણે ભુવનના સ્વામી શાંતિનાથ જિનેશ્વર! મારી એક વિનતિ સાભળો. (આધિ, વ્યાધિ અને ઉપાધિરહિત આપનું) શાતિસ્વરૂપ કેવી રીતે જાણી શકાય અને મનથી કેવી રીતે પારખી શકાય (તે) કહો.

[૨] જેને આવો સવાલ ઊભો થયો એવા તને ધન્ય છે. મનમાં ધીરજ ધારણ કરીને સાભળો. શાંતિ (સ્વરૂપ)ની પ્રતીતિ કેમ થાય, (તે) કહું છું.

[૩] જિનવર દેવે જે વિરોધ વિનાના અને ખૂબ વિશુદ્ધ ભાવોનો ઉપદેશ આપ્યો છે, તેના (પર) સાચી શ્રદ્ધા (રાખે) એ શાતિપદની પ્રથમ સેવા છે

[૪] આગમશાસ્ત્રોના જાણકાર ગુરુ, સમ્યક્ત્વ ગુણના ધારક, સંવર (સાધનારી) ક્રિયાના આરાધક), (ગુરુ પરંપરાનો) સંપ્રદાય ધરાવનાર, સદા નિરાડંબરી અને વિશુદ્ધ અનુભવના આધાર છે.

[૫] જે બીજી બધી જંજાળો તજીને શુદ્ધ (શાસ્ત્રના) આધારનો પ્રારંભ કરે છે તેમજ સર્વ (પ્રકારની) તામસી વૃત્તિનો ત્યાગ કરે છે અને સાત્વિક (વૃત્તિનો) સાર લે છે.

[૬] જેમાં ફળનો વિસવાદ નથી, જેના શબ્દ અર્થના સંબધમાં હોય, એવો નયવાદ સર્વત્ર ફેલાઈ રહ્યો છે એ કલ્યાણ-સાધનાનો અવસર છે.

[૭] આત્મા-પદાર્થને વિધિરૂપ અને પ્રતિષેધરૂપ (માનવામાં) કશો વિરોધ નથી. મહાજને સ્વીકારેલો (એ જ) ગ્રહણ (કરવા યોગ્ય) વિધિ છે એમ મૂળ સૂત્રોમાં બોધ (આપ્યો) છે

[૮] જે ખરાબ માણસોનો સંગ છોડી દે, સારા ગુરુના શિષ્યોને સેવે અને યોગ–સામર્થ્યનો મનોભાવ ધારણ કરે તે અવશ્ય મુક્તિ પામે.

[૯] મનમાં માન (અને) અપમાનને સમાન ગણે; સોનું અને પથ્થર સરખાં ગણે, વંદન કરનાર અને નિંદા કરનારને એકસરખા ગણે એવો જ્ઞાની તું બન.

[૧૦] જે જગતનાં પ્રાણીમાત્રને સરખાં ગણે, તણખલાં (અને) રત્નને એકસરખા ભાવથી જુએ, (સર્વ કર્મથી) મુક્તિ અને સંસાર બંનેને સમાન ગણે, તેને સંસાર–સમુદ્રને તરવાની નાવ ગણે (છે).

[૧૧] આપણો જે આત્મસ્વભાવ છે તે એક ચેતના (શક્તિ)ને અવલંબે છે. બીજા સર્વની સોબત તો સંજોગથી થયેલી છે. આ (આત્મભાવ) પોતાનો સાચો (સારરૂપ) પરિવાર છે.

[૧૨] ભગવાનના મુખથી આમ સાંભળીને (મારો) આતમરામ કહે છે કે આપના દર્શનથી મારો નિસ્તાર (ઉદ્ધાર) થયો અને મારી બધી કામનાઓ સિદ્ધ થઈ.

[૧૩] હું મારી જાતને કહું છું કે "અરે, અરે, મને નમો, મને નમો (કારણ કે) અગણિત ફળોનું દાન કરનાર દાતારની તને ભેટ થઈ છે."

[૧૪] શાંતિનું સ્વરૂપ સંક્ષેપથી કહ્યું તે આત્મસ્વરૂપ તેમજ પરસ્વરૂપ (છે). આગમમાં આનો ઘણો વિસ્તાર (છે). તેને શાંતિનાથ જિનરાજે કહ્યો (છે).

[૧૫] શુદ્ધ એકાગ્રતા ધારણ કરીને જે શાંતિના સ્વરૂપની આ રીતે ભાવના કરશે તે આનંદઘનનું પદ (મોક્ષ) મેળવશે અને ખૂબ સન્માન પામશે.

☆

## સ્તવન : ૧૭

### શ્રી કુંથું જિન સ્તવન

(રાગ : ગુર્જરી તથા રામકલી)

[અંબર દેહુ મુરારી હમારો—એ દેશી][૩૪]

(૧) કુંથું જિન મનડું કિંમ હી ન બાજઇં
જિંમ જિંમ જતન કરીનેં રાખું
તિંમ તિંમ અલગૂં ભાજે હો. ૧. કુંથું૦

(૨) રજની વાસર વસતી ઉજડ
ગયણ પાયાલિં જાયેં
સાપ ખાયેંનેં મુહડું થોથું
એ ઉખાણો * ન્યાયેં હો. ૨. કુંથું૦

૩૪ સ પ્રતિમાં રાગ અને દેશી નથી. ઉ પ્રતિના રાગ અને દેશી સ્વીકાર્યાં છે.
૧ : ૧ સ કુંથુ; સ મનડુ, સ કિણ હીં; સ બાજે;
૧ : ૨ સ જિમ જિમ, સ કરીનેં; સ રાખૂ;
૧ . ૩ સ તિમ તિમ, સ ભાજે,
આંકણી – સ ૧ કુ૦.
૨ : ૧ સ વા[સ]ર;
૨ : ૨ સ નયણ; સ પયાલઉ; સ જાય,
૨ : ૩ સ ખાયનેં, સ મોહડું; સ થોથૂં;
૨ : ૪ સ ઊખાણા, સ ૫ ન્યાય;
આકણી – સ ૫ ૨. કુ૦

*૫ પ્રતિમાં પત્ર ૬ નહીં હોવાથી અહીં સુધીનો પાઠ નોંધ્યો નથી.

(૩) મુગતિ તણા અભિલાષી તપીઆ*
જ્ઞાન નેં ધ્યાંન અભ્યાસેં
વેરીડા કાંઈ એહવું ચિંતઇ
નાંખે અવલે પાસે હો. ૩. કું૦
(૪) આગમ આગમધરને હાથિં
નાવે કિણવિધિ આંકું
કિહા રે કિણ જો હઠિ કરિ હટકું
તો વ્યાલ તણી પરિ વાંકું હો. ૪. કું૦

---

૩ ૧ સ તપીયા, ઉ તપિયા,
૩ ૨ સ ગ્યાનનો, ઉ જ્ઞાનને, સ અભ્યાસ્યૈ, લ ઉ અભ્યાસઇ
૩ : ૩ સ વેરીડો, લ વયરીડા, ઉ વયરીડુ, લ કાઇ, ઉ કાઇ, સ એહવૂ;
સ ચીતે, લ ચિતઇ, ઉ ચિતઇ;
૩ : ૪ સ નાખૌ, લ નાખઇ, ઉ નાંખઉ, સ અવલૌ,
લ ઉ અવલે, સ પાસૌં, લ ઉ પાસે,
આકણી – લ કુંથુ૦, ઉ કુંથુ૦
૪ ૧ સ આગમધરનૌ, લ આગમધરનઇ, ઉ આગમધરનઇ, સ હાથૈ, પ હાવે,
૪ : ૨ સ નાવૈ, પ નાવિ, સ લ કિણિ, ઉ કિણિ, લ ઉ વિધિ, લ આકુ,
૪ ૩ સ કિહી, લ ઉ કિહા, સ રૈ, ઉ રે, લ ઉ કિણિ, સ જા, સ લ ઉ
હઠ, સ હટકૂ,
'હટકું' પછી પ પ્રતિમા 'તો' શબ્દ છે, જે ચોથા ચરણને આરંભે લેવાને બદલે ત્રીજા ચરણને અંતે લહિયાની ભૂલને કારણે લખાયેલો મળે છે
૪ : ૪ સ તૌ, ઉ પરિ, સ વાંકૂ, લ વાકુ, ઉ વાંકુ, સ પ્રતિમાં 'વાકુ' પછી 'હો' શબ્દ નથી
આકણી – લ ઉ કુંથુ૦

---

*અહીથી લ પ્રતિના પાઠ મળે છે.

(૫) જો ઠગ કહું તો ઠગતો ન દેખું
સાહૂકાર પણિ નાહીં
સરવમાંહિં નેં સહૂથી અલગો
એ અચરિજ મનમાંહિ હો. ૫. કું૦

(૬) જે જે કહું તે કાન ન ધારેં
આપ મતેં રહે કાલો
સુર નર પંડિત જન સમઝાવિ
સમઝેં ન માહરો સાલો હો. ૬. કું૦

---

૫:૧ સ જો, સ કહૂ, સ તો, ઠગતુ, લ ઠગતી, સ દેખૂ,
૫:૨ લ ઉ સાહુકાર ઉ પણ; લ નાહી, ઉ નાહીં,
૫:૩ સ સરબ, લ ઉ સવિ, લ માહિ;
પ પ્રતિમાં 'ને'ને બદલે 'નય' અને સ પ્રતિમા 'ને' ને બદલે 'થી' છે.
સ સહુનૈ, સ સહુથી, સ અલગૌ, લ ઉ અલગૂં,
૫:૪ લ ઉ અચિરજ, સ લ ઉ મનમાહિ,
આંકણી–લ કુથુ૦, ઉ કુથુ૦.
૬:૧ સ કહૂ સ પ્રતિમા 'તે' શબ્દ નથી લ કાનિં, ઉ કાનિ, સ ધારૈ,
લ ઉ ધારઇ,
૬:૨ પ આત, સ મતૌ, લ ઉ મતિં; સ રતૌ, લ રહે, ઉ રહઇ, સ કાલૌ
ઉ કાલુ;
૬:૩ સ સમઝાવૈ, લ ઉ સમઝાવઇ,
૬:૪ સ સમઝૈ, લ સમઝઇ, ઉ સમઝઇ; સ માહરૌ,
સ સાલૌ, ઉ સાલુ;
આંકણી–લ કુથુ૦, ઉ કુથુ૦

(૭) મે જાણ્યું એ લિંગ નપુંસક
સયલ મરદને ઠેલઇ
બીજી વાતે સમરથ છે નર
એહને કોઈ ન ઝાલઇ. ૭ કું૦

(૮) મન સાધ્યું તેણે સઘલું સાધ્યઉં
એ કહવતિ નહી ખોટી
ઇંમ કહે સાધ્યું તે નવિ માન્યું
એ કહાવતિ છે મોટી હો. ૮. કું૦

---

૭ : ૧ સ મો, પ મે, લ જાંણ્યુ; લ લિગે,
૭ : ૨ લ ઉ સકલ; સ મરદનૌ, પ નરદને; સ ઠેહો, પ ઠેલિં,
૭ . ૩ સ વાતૌ : લ ઉ વાતે; સ છૈ, ઉ છઇ.
૭ : ૪ સ એહનૌં, સ કોઇ, લ કોઇ; સ પ્રેહો, લ ઝેલે, ઉ ઝેલે,
સ લ ઉ પ્રતિમા ચરણને અંતે 'હો' શબ્દ છે
આંકણી – ઉ કુંથુ૦.
૮ : ૧ સ તિણે, લ તિણઇં, સ સવલૂ, સ સાધ્યું, લ ઉ સાધ્યુ;
૮ . ૨ પ કહવનિ, લ ઉ વાત, સ નહિ, ઉ નહી,
૮ : ૩ સ અમકૈ, પ અમકે, સ માનૂ, લ માનુ, ઉ માનું,
૮ . ૪ સ એ કહવતિ, લ એક હ વાતિ, ઉ એ કહવાતિ,
સ છૈ, ઉ છઇં, સ પ્રતિમા 'હો' શબ્દ નથી.
આંકણી–ઉ કુંથુ૦

(૯) મનડું દુરારાધ્ય તે વસ આંણું
　　　　　તે આગમથી મનિ આણું
　　આનંદઘન પ્રભુ માહરો આંણો
　　　　　તે સાચું કરિ જાણું હો. ૯. કુંથુ૦
　　　　શ્રી કુંથુ જિન સ્તવન । ૧૭[35]



---

૯ : ૧ લ ઉ દુરારાધ્ય, સ તે, ઉ તે, સ લ વસિ,
　　સ ઉ આણ્યું, લ આણુ,
૯ : ૨ સ અને પ પ્રતિમા બીજા ચરણને આરંભે 'તે' શબ્દ નથી લ મતિ,
　　ઉ મન, સ આણૂ, ઉ આણુ,
૯ . ૩ ઉ આનદઘન, સ માહરો, ઉ માહરા, સ આણો, લ આણો, ઉ આણ્યે;
૯ . ૪ સ તો, ઉ તો, પ સોચું; સ ઉ જાણુ;
　　આંકણી–સ કું૦; લ ઉ કુંથુ૦
　૩૫ સ ઇતિશ્રીકુંથુજિનસ્તવન,
　　લ ઇતિશ્રીકુંથુજિનસ્તવ: ૧૭,
　　ઉ ઇતિશ્રીકુંથુજિનસ્તવ: ૧૭.

## સ્તવન . ૧૭

### શ્રી કુંથુ જિન સ્તવન

(અર્થ)

[૧] હે કુંથુનાથ ભગવાન, મારું મન કોઈ પણ રીતે એકાગ્ર થતું નથી. જેમ જેમ એને પ્રયત્ન કરીને રાખું (છું), તેમ તેમ એ દૂર ભાગે (છે).

[૨] (તે મન) રાત્રે કે દિવસે, વસતીમા કે ઉજ્જડ પ્રદેશમાં, આકાશમાં કે પાતાળમાં ભટકે (છે), છતા "સાપ ખાય ને મુખડું થોથુ" એ કહેવતના ન્યાય મુજબ (તેને) બધે નિષ્ફળતા મળે છે.

[૩] મોક્ષની અભિલાષાવાળા તપસ્વી જ્ઞાન અને ધ્યાનનો અભ્યાસ કરે છે, પણ આ મારુ વેરીડું (મન) કંઈક એવું જ વિચારે છે કે એમના પાસા અવળા નાખે છે (એમનો દાવ ઊંધો વાળે છે.)

[૪] શાસ્ત્રો કે શાસ્ત્રોના મોટા જાણકારને હાથે (પણ તે) કોઈ રીતે અંકુશમા આવતું નથી. જો કોઈ જગ્યાએ હઠ–આગ્રહ–કરીને એને રોકું, તો સાપની માફક વાકું (થઈ છટકી) જાય (છે).

[૫] જો એ(મન)ને "ધૂતારુ" કહું, તો એને છેતરતું હું જોતો નથી. એ શાહુકાર પણ નથી. એ બધામા છે (અને છતા) બધાથી અળગું પણ છે, એવું મનમાં આશ્ચર્ય થાય છે.

[૬] હું જે જે (શિખામણ) કહું તેને (તે) કાને ધરતું નથી. સ્વચ્છંદ બુદ્ધિથી એ મલિન જ રહે (છે). એને દેવો, માનવીઓ કે પંડિતો સમજાવે, છતાં મારું સાળું (કોઈથી) સમજતું નથી.

[૭] મેં જાણ્યું કે એ (મન) નપુંસકલિંગ છે, (આથી દમ વગરનું હશે, પણ) એ સર્વ પુરુષોને ધક્કે ચઢાવે છે. પુરુષ બીજી બધી વાતે શક્તિમાન છે, (પણ) એને (મનને) કોઈ પકડી શકતું નથી.

[૮] (જેણે) મનને વશ કર્યું, તેણે બધુંય વશ કરી લીધું છે એ કહેવત ખોટી નથી. (પણ) જે (પુરુષ) કહે કે (મેં એને) વશ કર્યું (છે), તે હું માનતો નથી. એ કહેવત સાર્થક કરવી અઘરી છે.

[૯] મુશ્કેલીથી તાબે કરી શકાય એવા મનને તમે (શ્રી કુંથુનાથ ભગવાને) વશ કર્યું છે. એ વાત આગમને આધારે મનમાં લાવું (છું). (પણ) હે આનંદઘન ! જો મારું (મન) કાબૂમાં લાવી આપો, તો જ એ વાતની પ્રતીતિ મને થાય.



## સ્તવન : ૧૮
## શ્રી અરજિન સ્તવન

(રાગ પરજીઉ)

[તૂગીઆ ગિરિ શિખ્યર સોહિ][36]

(૧) ધરમ મરમ અરનાથનો
કિમ જાંણું ભગવંત રે
સ્વ પર સમય સમઝાવીઈ
મહિમાવંત મહંત રે. ૧. ધર૦

(૨) શુદ્ધાતમ અનુભવ સદા
સ્વસમય એહ વિલાસ રે
પરપડ[દ] છાંહડી જિહાં પડિ
તે પર સમય નિવાસ રે. ૨. ધ૦

(૩) તારા નક્ષત્ર ગ્રહ ચંદની
જોતિ દિનેશ મઝારિ રે
દરસન જ્ઞાંન ચરણ તણી
શકતિ ન જાતિ મુઝારી રે. ૩. ધ૦

---

૩૬ સ પ્રતિમાં રાગ અને દેશી નથી. લ અને ઉ પ્રતિમા આ પ્રમાણે છે (રાગ · પરજ, મારુ) [ઋષભનો વંશ રયણાયરો – એ દેશી]

૧.૧ પ લ ઉ પરમ; સ અરનાથનો, પ અરનાથનું;
૧ : ૨ ઉ કિમ; સ જાણુ;
૧ : ૩ સ સમઝાવીયૈ, લ ઉ સમઝાવીઇ;
આંકણી–સ ધ૦, લ ઉ ધર્મ૦.
૨ ૩ સ પ છાંડી; સ પડૈ, લ ઉ પડઇ;
આંકણી–લ ઉ ધર્મ૦
૩ : ૧ સ તાર; સ નખત; સ ગહ;
૩ : ૨ લ ઉ જ્યોતિ; સ ઉ દિનેસ; ઉ મઝાર;
૩ ૩ સ દરસણ, લ ઉ દર્શન; લ ઉ જ્ઞાન;
૩ : ૪ ઉ શક્તિ; સ નિ જાતિ મધારિ, લ મઝારિ, ઉ નિ જાત મઝાર;
આંકણી–લ ઉ ધર્મ૦.

(૪) ભારી પીલો ચીકણો
કનક અનેક તરંગ રે
પરજય [પર્યાય] દૃષ્ટિ ન દીજીઇં
એક જ કનક અભંગ રે. ૪. ધ૦

(૫) દરસન જ્ઞાંન ચરણ થકી
અલખ સરૂપ અનેક રે
નિરવિકલપ રસ પીજીઇ*
શુદ્ધ નિરંજન એક રે. ૫. ધ૦

(૬) પરમારથ પંથ જે કહે
તે રંજઇ ઇક તંત રે
વ્યવહારી લખ જે રહે
તેહના ભેદ અનંત રે. ૬. ધ૦

---

૪ : ૧ સ પીયલો; સ ચીકણો;
૪ : ૩ લ ઉ પર્જય; સ દીજીઇ;
આકણી–અગાઉની ગાથાને અંતે લ અને ઉ પ્રતિમા 'ધ્રમ૦' એમ આકણી છે. અહીંથી 'ધર૦' મળે છે
૫ : ૧ સ દરસણ, લ ઉ દર્શન; સ ગ્યાંન, લ ઉ જ્ઞાન;
૫ : ૩ લ ઉ પીજીઇ;
આકણી–ઉ ધર૦.
૬ . ૧ સ પખિ; સ ગહે, ઉ કહઇ;
૬ : ૨ સ રજૈ, ઉ રંજઇ; ઉ એક;
૬ : ૩ સ રહે, ઉ રહઇ,
આંકણી–ઉ ધર૦.

---

* લ પ્રતિમા ૨૫ થી ૨૮ પત્ર નથી. આથી અહીંથી બાકીના સ્તવન અને ૧૯મા સ્તવનનાં પાઠાંતરો નોંધ્યા નથી.

(૭) વ્યવહારી લખિ દોહતાં
કાંઈ ન આવે હાથ રે
શુદ્ધ નયાધિપ સેવતાં
ન રહે દુવિધા સાથ રે. ૭. ધ૦

(૮) એક પખી લખ પ્રીતડી
તુંમ સાથેં જગનાથ રે
કૃપા કરીને રાખચો
ચરણ તલે ગહે હાથ રે. ૮. ધ૦

(૯) ચક્રી ધરમતીરથ તણો
તીરથ ફલ તત સાર રે
તીરથ સેવે તે લહે
આનંદઘન નિરધાર રે. ૯. ધ૦

શ્રી અર જિન સ્તવનં | ૧૮[૩૭]

---

નોંધ : સાતમી ગાથા અન્ય પ્રતિમાં નથી. માત્ર સ પ્રતિમા જ મળે છે.
૮ : ૧ સ પ પ્રીતની,
૮ : ૨ સ તુમ્હ, ઉ તુહ્મ, સ સાથૈ,
૮ . ૩ સ કરીનૈ, ઉ કરીને, સ રાખીયો, ઉ રાખજ્યો;
૮ : ૪ સ તલૈ, ઉ તલે, સ ગહૈ, ઉ ગહી,
આંકણી–ઉ ધર૦
૯ : ૧ સ ધર્મ, સ તણૌ,
૯ : ૨ પ તન;
૯ : ૩ સ સેવૈ, ઉ સેવઇ, સ લહૈ, ઉ લહઇ,
૯ : ૪ ઉ આંનદઘન;
આકણી–ઉ ધર૦
૩૭ સ ઇતિશ્રી અરનાથ સ્તવન,
ઉ ઇતિશ્રી અરજિનસ્તવ:

## સ્તવન : ૧૮
## શ્રી અર જિન સ્તવન
(અર્થ)

[૧] હે ભગવાન! શ્રી અરનાથ પ્રભુના ધર્મનો મર્મ હું કેવી રીતે જાણું? હે મહિમાવંત મહંત! સ્વ–પર–સિદ્ધાંત(ની પરિપાટી) સમજાવો.

[૨] શુદ્ધ આત્માનો અનુભવ (થાય) ત્યાં હંમેશાં મારો સિદ્ધાંત વિલસે છે. બીજાના પદની છાયા જ્યાં પડે છે, ત્યાં પારકાના સિદ્ધાંતનો નિવાસ છે.

[૩] તારાઓ, નક્ષત્રો, ગ્રહો અને ચંદ્રની જ્યોતિ સૂર્યમાં (રુંધાઈ જાય છે), પણ દર્શન, જ્ઞાન અને ચારિત્ર્યનાં શક્તિ (અને) પ્રકાશ ક્યાંય રુંધાતા નથી.

[૪] (વજનમાં) ભારે, (રંગમાં) પીળા અને (ગુણમાં) ચીકણા એવા સોનાના અનેક પર્યાયો છે, (પણ) એને પર્યાયદૃષ્ટિ લાગુ ન પાડીએ તો સોનું એક અને અખંડ છે.

[૫] દર્શન, જ્ઞાન અને (આચરણ) ચારિત્ર્યને કારણે (એમનાં) અનેક અલક્ષ્ય સ્વરૂપ છે. (પણ) નિર્વિકલ્પ રસ પીએ (તો) (તે) શુદ્ધ નિરંજન (અને) એક (રૂપ) જ છે.

[૬] પરમાર્થ માર્ગ વિશે કહે (એનું પ્રતિપાદન કરે) (છે) તે એક તંતુને (અનુસરીને) પ્રસન્ન થાય છે, પરંતુ વ્યવહારદૃષ્ટિએ જે જુએ છે, તેને તો તેના અનંત પ્રકાર દેખાય (છે).

[૭] વ્યવહારના લક્ષ્ય (તરફ) દોડધામ કરવાથી કશું હાથ આવતું નથી. વિશુદ્ધ નયવાદના સ્વામી (તીર્થંકર)ની સેવા કરતાં કોઈ દ્વિધા સાથે રહેતી નથી.

[૮] હે જગતના નાથ, જુઓ ! મારી આપની સાથેની પ્રીત એકપક્ષી છે. (મારા પર) કૃપા કરીને મારો હાથ પકડી આપના ચરણમાં રાખજો.

[૯] (આપ) તો ધર્મતીર્થના ચક્રવર્તી (છો). તીર્થનું ફળ તો તત્ત્વનો સાર (મળે તે) છે. (આવા) તીર્થની જે ઉપાસના કરે તે આનંદઘનને (મોક્ષને) જરૂર પ્રાપ્ત કરે.



## સ્તવન : ૧૯

## શ્રી મલ્લિ જિન સ્તવન

(રાગ : કાફી)

[પુરિસાદાંણી–એ દેશી][૩૮]

મલ્લિજિન એહ અચંભો ભારી હો
અવરિ સહૂ જેહનેં અતિ આદર દે
તેહનેં મૂલ નિવારી હો. મલ્લિ૦ (ટેક.)
(૧) જ્ઞાંનસ્વરૂપ અનાદિ તુંમાહરું
તે લીધું તુમ્હે તાંણી
જોઓ અજ્ઞાન દશા રીસાવી
જાતાં કાણિ ન આંણી હો. ૧. મલ્લિ૦

---

૩૮ સ પ્રતિમા રાગ અને દેશી નથી. પ પ્રતિના રાગ અને દેશી સ્વીકાર્યા છે. જ્યારે ઉ પ્રતિના રાગ અને દેશી આ પ્રમાણે છે – (રાગ : કાફી) [સેવક કિમ અવગુણીઇ હો – એ દેશી]

ટેક : ૧ ઉ મલ્લી; પ અબ સોભા, સ અચંભો; પ સારી;
ટેક : ૨ સ ઉ અવર, ઉ સહુ, સ જેહનો, ઉ આદર અતિ,
સ દે, ઉ દિઇ,
ટેક : ૩ સ તેહનું, ઉ તેહનઇં,
આંકણી – સ મ૦ ટેક, ઉ મલ્લી૦ આંચલી.
૧ : ૧ સ જ્ઞાનસરૂપ, સ તુ માહરૂં, ઉ તુહારુ,
૧ : ૨ સ લીધૂં, પ લીધો; ઉ તુહ્મેં,
૧ : ૩ સ જૂઓ, ઉ જુઓ, સ પ્રતિમાં 'અજ્ઞાન દશા' ને બદલે 'અજા અજ્ઞાન' છે અને પ માં 'અજ્ઞાન અજ્ઞાન' એમ છે.
૧ : ૪ સ કાંણિ,
આંકણી – સ મ૦.

(૨) જાગર ઉજાગર ધરતાં
તુરીઅ અવસ્થા આવી
નિદ્રા સુપન દસા રીસાણી
જાંણી નાથ ન મનાવી હો. ૨. મ૦

(૩) સમકિત સાથિ સગાઈ કીધી
સપરિવારસ્યું ગાઢી
મિથ્યા મતિ અપરાધણિ જાંણી
ઘરથી બાહરિ કાઢી હો. ૩. મ૦

(૪) હાસ રતિ અરતિ સોગ દુગંછા
ભય પામર ધુરસાલી
નોકષાય શ્રેણી ગજ ચઢતાં
સ્વાન તણી ગતિ ઝાલી હો. ૪. મ૦

---

૨.૧ ઉ પ્રતિમા પ્રથમ ચરણ આ પ્રમાણે છે–'નિદ્રા સુપન જાગર ઉજાગર.'
સ ઊજાગરના,
૨:૨ સ ઉ તુરીય; સ ઉ અવચ્છા;
૨.૩ સ ઉ દશા; સ ઉ રીસાણી';
૨.૪ સ નાણી; ઉ માં 'જાણી' પછી 'ન' છે.
આંકણી – ઉ મલ્લિ૦
૩ ૧ ઉ સાથિ,
૩ ૨ સ સપરિવારસુ,
૩ ૩ સ સતિ, ઉ અપરાધીણિ,
૩ ૪ સ ઉ બાહિર,
આંકણી–ઉ મલ્લિ૦
નોંધ· સ પ્રતિમા આ ચોથી ગાથા પાંચમી છે અને આ પ્રતિની પાંચમી ગાથા સ પ્રતિમા ચોથી છે
૪ ૧ ઉ હાસ્ય, પ અરતિ રતિ, સ સોક, ઉ શોગ,
સ દુગછા, ઉ દુગંચ્છા,
૪.૩ સ ચઢતા;
૪.૪ ઉ શ્વાન;
આંકણી–ઉ મલ્લિ૦

(૫) રાગ દ્વેષ અવિરતિ પરણુતિએ
ચરણમોહના જયોદ્ધા
વીતરાગ પરીણુતિ પરિણમતાં
ઊઠી નાહઠા બોધા હો. ૫. મ૦

(૬) વેદ ઉદય કાંમા પરનાંમા
કામ્ય કરમ સહૂ ત્યાગી
નિઃકામી કરુણા રસસાગર
અનંત ચતુક પદ પામી રે. ૬. મ.

(૭) દાંનવિઘન વારી સહૂ જનને
અભય દાંન પદ દાતા
લાભવિઘન જનવિઘન નિવારક
પરમ લાભ રસ માતા હો. ૭. મ૦

---

૫ . ૧ સ ઉ પરિણુતિએ,
૫ : ૨ સ ઉ જોધા,
૫ : ૩ સ પરિણુત, ઉ પરિણુતિ, સ પરિણમતા,
૫ ૪ સ ઉઠી ઉ નાઠા. સ માં 'હો' શબ્દ નથી.
આંકણી– ઉ મલ્લિ૦
૬ . ૧ સ ઉ કામા; સ પરનામા;
૬ : ૨ સ ઉ સહુ;
૬ : ૩ ઉ નિકામી;
૬ : ૪ ઉ ચતુષ્ક; સ ઉ પાગી હો;
આંકણી – ઉ મલ્લિ૦
૭ : ૧ સ દાનવિઘ્ન; સ સહુ; સ જનને, ઉ જનનઇ;
આંકણી – ઉ મલ્લિ૦

(૮) વીરજવિઘન પંડિતવીરજ હણે
પૂરણ પદવી જોગી
ભોગુપભોગ દોય વિઘન નિવારી
પરમ ભોગ રસ ભોગી હો. ૮. મ૦

(૯) એ અઢાર દૂષણ વરજિત તનુ
મુનિજનવૃંદે ગાયા
અવિરતિ રૂપક દોષ નિરૂપણ
નિરદૂષણ મનિ માયા હો. ૯. મ૦

(૧૦) ઇણ વિધિ પરખી મન વિસરામી
જિનવર ગુણ જે ગાવે
દીનબંધુની મહિર નજરથી
આનંદઘન પદ પાવે હો. ૧૦. મ૦

શ્રીમલ્લિજિનસ્તવનં | ૧૯[૩૯]

---

૮ : ૧ ઉ વીર્ય; સ વીરજિ, સ હણિ;
૮ : ૨ ઉ યોગી,
૮ : ૩ ઉ ભોગોપભોગ;
આંકણી – ઉ મલ્લિ૦
૯ . ૧ સ એહ, ૫ દોષણ,
૯ . ૨ સ વૃંદે, ઉ વૃદે, સ ગાયો;
૯ ૩ સ અવર નિરૂપક.
૯ : ૪ ઉ મન; સ નાયો, ૫ નાયા;
આંકણી – ઉ મલ્લિ૦
૧૦ : ૧ ઉ ઈણિ, ઉ વિધિ, સ વિસરાંમી;
૧૦ : ૨ સ ગાવે, ઉ ગાવઇં;
૧૦: ૩ ઉ નિજરથી,
૧૦ · ૪ ઉ આંનંદઘન; સ પાવે, ઉ પાવઇં,
આંકણી – ઉ મલ્લિ૦
૩૯ સ ઇતિમલ્લિજિનસ્તવનં,
ઉ ઇતિશ્રીમલ્લિજિનસ્તવ : ૧૯.

## સ્તવન : ૧૯
## શ્રી મલ્લિ જિન સ્તવન
### (અર્થ)

[૧] હે મલ્લિનાથ જિનેશ્વર ! એ મોટું આશ્ચર્ય છે કે જે (સંસાર સુખ)નો બીજાં બધાં અત્યંત આદર કરે (છે) તેને તો આપે મૂળમાંથી જ નિવારી દીધાં છે.

[૨] તમારું જ્ઞાનસ્વરૂપ અનાદિ (કાળથી હતું, છતાં તે ઢંકાચેલું હતું) તેને તમે તાણી લીધું (પ્રગટ કર્યું) છે. જુઓ, અજ્ઞાન દશા રીસાઈ(ચાલી) જતાં તમે એનો (જરાય) વસવસો કર્યો નથી.

[૩] જાગ્રત અને ઉજ્જાગરતા(ની અવસ્થા) ધારણ કરતાં ચોથી અવસ્થા આવી. હે નાથ ! આપની નિદ્રા દશા અને સ્વપ્ન દશા રીસાઇ (ચાલી ગઈ) તે જાણતા હોવા છતાં તમે (તેને) મનાવી નહીં.

[૪] (આપે) તો પરિવારસહિત સમ્યગ્ મતિ (સમકિતગુણ)ની સાથે ગાઢ સગાઈ કરી (છે અને) મિથ્યા મતિને અપરાધી જાણીને (એને) ઘરમાંથી કાઢી (મૂકી છે).

[૫] આપ (જ્યારે ક્ષપક) શ્રેણીરૂપ હાથી પર ચડયા (ત્યારે) હાસ્ય, રતિ, અરતિ, શોક, દુગંચ્છા, ભય અને (ત્રણ દાંતાવાળી) પામર દંતાળી (સ્ત્રી–પુરુષ–નપુંસક વેદ) જેવા નવ નોકષાયની દશા કૂતરા જેવી થઈ.

[૬] રાગ, દ્વેષ અને અવિરતિ એ (અવસ્થાઓ) ચારિત્ર મોહનીયના મોટા યોદ્ધાઓ (છે તે બિચારા આપનામાં) વીતરાગભાવ જામતાં બાધા બનીને ઊઠીને નાસી ગયા.

[૭] (સ્ત્રી, પુરુષ અને નપુંસક) વેદના ઉદયથી પરિણમતી કામનાઓ (અને) સૌ કામ્ય કર્મોને ત્યાગીને હે કરુણારસના સાગર, આપ નિષ્કામી (બનીને) (જ્ઞાન, દર્શન, વીર્ય અને સુખ એ) ચાર અનંત પદ પામ્યા (છો).

[૮] દાનાંતરાય કર્મો નિવારીને (આપ તો) સર્વ લોકોને અભય-દાનનું પદ (મોક્ષ) આપનાર છો. હે લાભાંતરાય (કર્મો)ના વિનાશક! લોકોનાં વિઘ્નોના નિવારક (આપ તો) પરમ લાભના રસમાં મસ્ત છો.

[૯] (એ જ પ્રમાણે) પંડિત શક્તિએ વીર્યાંતરાય (કર્મ)નો નાશ કરતાં આપ પૂર્ણ પદના જોગી (બન્યા છો). ભોગાંતરાય (કર્મ) અને ઉપભોગાંતરાય (કર્મ) એ બંનેનું નિવારણ કરનાર (આપ તો) પરમ ભોગ(મોક્ષ)ના રસના ભોગી છો.

[૧૦] એ (આગળ જણાવ્યા તે) અઢાર દોષોથી રહિત સ્વરૂપ-વાળા (આપ)નો મહિમા મુનિગણોએ ગાયો છે. (આ અઢાર દોષો) અવિરતિરૂપ છે. તેનું નિરૂપણ તમે કરો છો. નિર્દૂષણ (એવા તમે) મારા મનમા સમાયા છો.

[૧૧] આ પ્રમાણે (અઢાર દોષરહિતતાને) પરખીને જે મનને (તેના પર) ઠેરવીને જિનવરના ગુણ ગાય છે, તે દીનના બેલીની અમી-નજરથી આનંદઘનપદ (મોક્ષ) પ્રાપ્ત કરે છે



## સ્તવન ૨૦
## શ્રી મુનિ સુવ્રત જિન સ્તવન*
(રાગ કાફી)
[પુરિસાદાંણી][40]

(૧) મુનિસુવ્રત જિનરાયા
એક મુજ વીનતી સુણો (ટેક૦)
આતમતત કિમ જાંણું જગતગુરુ
એહ વિચાર મુજ કહીયો
આતમતત જાંણ્યા વિણું નિર્મલ
ચિત્તસમાધિ નવિ લહીયિ. ૧. એ૦

---

૪૦ સ પ્રતિમાં રાગ અને દેશી મળતા નથી. લ પ્રતિમાં રાગ અને દેશી આ પ્રમાણે છે-(રાગ : કાફી) [આધા આંમ પધારો પૂંજિ-એ દેશી] જ્યારે ઉ પ્રતિમાં લ પ્રતિ પ્રમાણે જ રાગ અને દેશી છે. માત્ર દેશીમાં થોડો ભાષાનો ભેદ છે. તે આ પ્રમાણે છે-[આધા આમ પધારો પૂજિ-એ દેશી]
ટેક : ૨ સ સુણૌ, ઉ સુણો,
૧ : ૧ ઉ આતમતત્ત, પ કયૂ, લ ઉ કયુ, સ જાણૂ, લ જાણું;
૧ : ૨ સ લ ઉ વિચાર: સ કહીયૈં, લ કહીઓ, ઉ કહીઇં,
૧ ; ૩ ઉ આતમતત્ત, સ લ જાણ્યા, સ લ વિણુ, ઉ વિણુ,
સ નિરમલ,
૧ : ૪ સ ચિતસમાધિ, સ લહીયૈ, લ લહીયો, ઉ લહીઇ;
આંકણી-લ એકસુ૦, ઉ એક સુઝ૦.

---

* લ પ્રતિમાં અહીથી પાઠ મળતો હોવાથી તેના પાઠાંતરો નોંધ્યા છે.

(૨) કોઈ અબંધ આતમતત માને
કિરિઆ કરતો દીસે
ક્રિયા તણું ફલ કુંણ ભોગવે
ઈમ પૂછ્યો ચિત રીસે. ૨. એ૦

(૩) જડ ચેતન એક જ આતમતત
થાવર જંગમ સરિખુ
દુખ સુખ સંકર દૂષણ આવે
ચિતિ વિચારિજો પરિખો. ૩. એ૦

(૪) એક કહે નિત્ય જ આતમતત
આતમદરસણ લીણો
કૃત વિનાશ અકૃતાગમ દૂષણ
નવિ દેખે મતિહીણો. ૪. એ૦

---

૨ ૧ લ કોઇ, ઉ કોઇ, ઉ આતમતત્ત, સ માનૈ, લ ઉ માનઇ,
૨ : ૨ સ લ ઉ કિરિયા; સ કરતૌ, સ દીસૈ, લ ઉ દીસે;
૨ : ૩ લ ઉ પ્રતિમાં 'ફલ' પછી 'કહો' શબ્દ છે
સ કોણ, ઉ કુણ; સ ભોગવૈ, લ ઉ ભોગવઇં,
૨ . ૪ સ પૂછ્યૌ; સ રીસૈ, લ ઉ રીસઇં;
આંકણી–લ ઉ એક૦.
૩ : ૧ લ આતમ એક જ તત, ઉ આતમ એક જ તત્ત:
૩ . ૨ સ સરિખૌ, લ ઉ સરીખો,
૩ : ૩ લ ઉ શકર, સ આવૈ, લ ઉ આવઇં,
૩ : ૪ સ લ ઉ ચિત્ત, સ વિચારિજૌ, સ પરિખૌ,
આંકણી–લ ઉ એક૦,
૪ ૧ સ કહૈ, લ કહઇ, ઉ કહઇ, ઉ આતમતત્ત;
૪ : ૨ લ ઉ દરિસણ, સ લીણૌ,
૪ : ૪ સ દેખૌ, લ દેખઇ, ઉ દેખઇ,
આંકણી–લ ઉ એક૦.

(૫) સુગતમત રાગી કહે વાદી
ક્ષણિક આતમ જાણો
બંધ મોક્ષ સુખ દુઃખ તત ન ઘટે
એહ વિચાર મનિ આંણો. ૫. એ૦

(૬) ભૂતચતુષ્ક વરજી આતમતત
સત્તા અલગી ન ઘટે
અંધ શકટ જો નિજર ન નિરખો
તો સુ કીજે શકટે. ૬. એ૦

(૭) ઇમ અનેક વાદી મત વિભ્રમ
સંકટ પડિઓ ન લહે
ચિતસમાધિ તે માટે પૂછું
તુમ વિણુ તત કોઈ ન કહે. ૭. એ૦

---

૫ : ૧ સ કહૈ, લ ઉ કહે, લ વાદી,
૫ : ૨ સ જાંણૌ, લ ઉ જાણો;
૫ : ૩ સ મોખ; પ તન ન, લ તનિ ન, ઉ તનુ ન;
સ ઘટૈ, લ ઉ ઘટઇ,
૫ ; ૪ ઉ મન; સ આણૌ, લ આણો;
આંકણી–લ ઉ એક૦
૬ : ૧ સ આતમત, પ આતમ, લ આતમતત,
૬ : ૨ સ ઘટૈ, લ ઉ ઘટઇં,
૬ . ૩ સ સકટ; સ જૌ, લ ઉ તો, સ નજર, લ ઉ નિજરિ,
સ નિરખૌ, ઉ નિરખે;
૬ . ૪ સ તૌ; સ સુ, લ ઉ સ્યુ; સ કીજૈ, લ ઉ કીજઇ;
સ સકટૈ, લ શકટિઇ, ઉ શકટઇં;
આંકણી–લ ઉ એક૦
૭ : ૧ લ ઉ ઇંમ;
૭ . ૨ સ પડીઓ, લ પડિઉ, સ લહૈ, લ ઉ લહઇં;
૭ : ૩ લ ઉ ચિત્તસમાધિ; સ માટૈ, લ ઉ માટિ; સ પૂછૂ;
૭ : ૪ લ ઉ તુહ્મ; ઉ તત્ત, સ ઉ કોઇ, લ કોઇં; સ કહૈ, લ ઉ કહઇં;
આંકણી–લ ઉ એક૦.

(૮) વલતું જગગુરુ એણી પરિ ભાખૈ
પક્ષપાત સહૂ છંડી,
રાગદ્વેષ મોહ પખ વરજિત
આતમસું રતિ મંડી. ૮. એ૦

(૯) આતમધ્યાન કરે જો કોઉ
સો ફિરિ ઇતમેં નાવે
વાગજાલ બીજું સહૂ જાંણે
એહ તત્ત ચિત્ત ભાવે. ૯. એ૦

---

૮.૧ સ ઇણ, લ ઉ ઇણિ, ઉ પરિ, પ નાંખો, લ ઉ ભાખઇ;
૮:૨ સ સહુ, લ ઉ સવિ,
૮:૩ પ વરવર્જિત;
૮:૪ લ ઉ આતમસ્યુ,
આંકણી–લ ઉ એક૦
૯:૧ સ આતમધ્યાન, સ કરૈ, લ ઉ કરે, સ જૌ, સ કોઈ,
૯:૨ સ ઇતમૈ, લ ઉ ઇનમાં, સ નાવૈ, લ ઉ નાવે,
૯:૩ સ બીજૂ, લ સહૂ; ઉ સહુ, સ જાણે, લ ઉ જાણો;
૯.૪ લ તત્ત્વ, ઉ તત્વ, સ ભાવૈ, લ ઉ ચાવઇ;
આંકણી–લ ઉ એક૦

(૧૦) જેણિ વિવેક ધરિ એ પખ ગ્રહીઓ
તે તત્તજ્ઞાંની કહીઇ
શ્રી મુનિસુવ્રત કૃપા કરે તો
આનંદઘન પદ લહીઈ. ૧૦. એ૦

શ્રી મુનિ સુવ્રત જિન સ્તવન | ૨૦[૪૧]



---

૧૦ : ૧ લ જિણિ, ઉ જેણિ; પ પથ; સ ગ્રહીૈ, લ ગ્રહીઇ;
૧૦ : ૨ સ લ તતજ્ઞાની, સ કહીયૈ, લ ઉ કહિઇ;
૧૦ : ૩ સ કરૈ, લ ઉ કરો; સ તૌ;
૧૦ .૪ ઉ આનંદધન; લ ઉ મત; સ લહીયૈ, લ ઉ લહિઇં;
આંકણી–લ ઉ એક૦;
૪૧ સ ઇતિશ્રી મુનિસુવ્રતજિનસ્તવન,
લ ઇતિશ્રી મુનિસુવ્રતસ્વામિસ્તવઃ/૨૦,
ઇતિશ્રી મુનિસુવ્ર[ત]સ્વામિસ્તવ : ૨૦.

આ. એ. ૧૭

સ્તવન - ૨૦

## શ્રી મુનિસુવ્રત જિન સ્તવન

(અર્થ)

[૧] હે મુનિ સુવ્રત જિનરાજ ! મારી એક વિનંતી સાંભળો. હે જગતગુરુ ! આત્મતત્ત્વને કેવી રીતે (હું) જાણું તેનો વિચાર મને કહો, (કારણ કે) આત્મતત્ત્વને જાણ્યા વિના નિર્મળ ચિત્ત-સમાધિ પમાતી નથી.

[૨] કેટલાક આત્મતત્ત્વને બંધરહિત માને છે (અને) ક્રિયા કરતા દેખાય છે (પણ બંધ થતો ન હોય તો) ક્રિયાનું ફળ કોણ ભોગવે એમ જ્યારે (પ્રશ્ન) પૂછતાં મનમા રીસાય છે.

[૩] જડ (પદાર્થ) અને ચેતન (પદાર્થ) એ (બંનેમાં) આત્મ-તત્ત્વ એક જ છે. સ્થાવર અને જંગમ સરખા છે. (એમ માનીએ તો) સુખ અને દુઃખના સંકર (મિશ્રણ)નો દોષ આવે (માટે એનો) મનમાં વિચાર કરીને પરીક્ષા કરો.

[૪] એક (મતવાળા વેદાંતી આદિ) કહે છે કે આત્મતત્ત્વ નિત્ય છે. એવા આત્મદર્શનમા લીન થાય છે, પણ તેમા કરેલાં (કર્મ)નો નાશ અને નહિ કરેલાં (કર્મ)ના ફળની પ્રાપ્તિ નામનો દોષ આવે છે (તે) બુદ્ધિહીન (માનવી) દેખતો નથી.

[૫] (સુગત) બૌદ્ધમતના અનુરાગવાળા વાદીઓ કહે છે કે આત્મા ક્ષણિક છે એમ જાણો. (પણ એમ માનવા જતાં આત્માને) બંધ અને મોક્ષ, સુખ અને દુઃખ (ના અનુભવ)નું તત્ત્વ ઘટે નહિ એ વિચાર મનમાં લાવો.

[૬] ચાર ભૂત (તત્ત્વ) વિનાનું આગમતત્ત્વ (છે તે) ને જૂદું અસ્તિત્વ યોગ્ય નથી. આંધળાએ ગાડું નજરે ન જોયું તો એમાં ગાડું શું કરે ?

[૭] આ રીતે અનેક વાદ-વિવાદ કરનારાઓએ (વિવિધ) મતનો (ફેલાવેલો) ભ્રમ છે, (તેથી) સંકટમાં ફસાયેલો તેને સમજી

શકતો નથી. તે માટે (હું) ચિત્તસમાધિ (વિશે) પૂછું છું. આપના સિવાય એના તત્ત્વ(ની) (વાત) કોઈ કહે તેમ નથી.

[૮] પ્રત્યુત્તરમાં જગતના ગુરુ એમ કહે છે કે (તું) બધા પક્ષપાત છોડી દે. રાગ, દ્વેષ, મોહ, પક્ષપાતથી મુક્ત (એવા) આત્મા સાથે રતિ (પ્રેમ) શરૂ કર.

[૯] જે કોઈ આત્મધ્યાન કરે છે તે (કર્મજાળ)માં ફરીથી આવતો નથી. બીજું બધું તે વાગ્જાલ જાણે છે. એ (આત્મધ્યાનનું) તત્ત્વ ચિત્તમાં ભાવે છે.

[૧૦] જેણે વિવેક ધારણ કરીને આ પક્ષને ગ્રહણ કર્યો છે તેને (સાચો) તત્ત્વજ્ઞાની કહીએ. મુનિ શ્રીસુવ્રતનાથ કૃપા કરે તો આનંદઘન પદ(મોક્ષ)ને પામીએ.



## સ્તવન . ૨૧

## શ્રી નેમિ જિન સ્તવન

(રાગ : આસાઉરી)

[ધન ધન સંપ્રતિ સાચો રાજા–એ દેશી][42]

(૧) ષટ દરશન જિનઅંગ ભણીજે
ન્યાસ ખડંગ જો સાધઇ રે
નમિ જિનવરના ચરણ ઉપાસક
ષટ દરશન આરાધે. ૧. ષ૦

(૨) જિન સુરપાયવ પાય વખાણું
સાંખ્ય જોગ દોએ ભેદે રે
આતમસત્તા વિવરણ કરતાં
લહુ દુગ* અંગ અખેદે રે. ૨. ષ૦

૪૨ સ પ્રતિમાં રાગ અને દેશી નથી પ પ્રતિમાં રાગ (રાગ . આસાઉરી) છે, પણ દેશી નથી. લ પ્રતિના રાગ અને દેશી સ્વીકાર્યા છે. ઉ પ્રતિમાં લ પ્રતિ જેવી જ દેશી છે. માત્ર રાગ આ પ્રમાણે છે–(રાગ : આસા)

૧ . ૧ સ દરસન, લ દરિદણ, ઉ દરિસણ, સ ભણીજે, લ ઉ ભણીજઇં;
૧ : ૨ સ ખડુગ. લ ઉ ષડગ; સ જો, પ ધેરે;
પ પ્રતિમા 'ધેરે' પછી 'રે' નથી સ સાધે, ઉ સાધઇ;
૧ : ૩ સ ઉપાશક;
૧ : ૪ સ દરસન, લ દરસણ, ઉ દરિસણ; સ આરાધે, લ ઉ આરાધઇ;
સ લ ઉ પ્રતિમાં ચરણને અંતે 'રે' શબ્દ છે
આંકણી–લ ઉ ષટ૦
૨ . ૧ સ વખાણૂ, લ ઉ વખાણું;
૨ . ૨ સ સખ્ય લ ઉ યોગ; સ દોઇ, લ ઉ દોય; સ ભેદે, લ ઉ ભેદઇ;
પ પ્રતિમાં ચરણને અંતે 'રે' શબ્દ નથી
૨ . ૩ લ ઉ કર્તા;
૨ . ૪ ઉ લહુ; સ દુખ; પ અદેખે, ઉ અદેખઇ;
આંકણી–ઉ ષટ૦

* લ પ્રતિમાં પત્ર ૩૨ અને ૩૩ નથી. આથી અહીંથી ૨૨મા સ્તવનના છઠ્ઠા ચરણ સુધીના એનાં પાઠાંતર નોંધ્યા નથી.

(૩) ભેદ અભેદ સુગત મીમાંસક
જિનવર દોઈ કર ભારી રે
લોક અલોક અવલંબન ભજીઈ
ગુરુગમથી અવધારી રે. ૩ ષ૦

(૪) લોકાયતિક કૂખેં જિનવરની
અંશ વિચાર જો કીજિ રે
તત્વવિચાર સુધારસ ધારા
ગુરુગમ વિણુ કિમ પીજેં રે. ૪. ષ૦

(૫) જૈન જિનેસર વર ઉત્તમ અંગ
અંતરંગ બહિરંગે રે
અક્ષર ન્યાસ ધરી આરાધક
આરાધે ગુરુ સંગે રે. ૫. ષ૦

---

૩ . ૨ સ જિનવર કર દોઇ, ઉ દોઇ;
૩ ૩ સ ઉ ભજીઇ;
આકણી–ઉ ષટ૦
૪ : ૧ સ ઉ કૂખિ; પ જિનવરના;
૪ ૨ સ ઉ વિચાર; સ જો; સ કીજૈ, ઉ કીજે રે;
૪ · ૩ પ તત્વવ્યચાર;
૪ ૪ ઉ કિમ; સ પીજૈ, ઉ પીજઇ;
આકણી–ઉ ષટ૦.
૫ : ૨ સ બહિરંગે, ઉ બહિરગઇં;
૫ : ૪ સ આરાધે, ઉ આરાધઇં; ઉ પ્રતિમાં 'ગુરુ'ને બદલે 'ધરી' શબ્દ છે.
ઉ સંગઇં;
આંકણી–ઉ ષટ૦.

(૬) જિનવરમાં સઘલાં દરશન છઈ
દરશન જિનવર ભજનાં રે
સાગરમાં સઘલી તટિની સહી
તટિની સાગર છતિ ના રે. ૬. ષ૦

(૭) જિન સરૂપ થઈ જિન આરાધે
તે સહી જિનવર હોવે રે
ભૃંગી ઇલિકા જે ચટકાવે
તે ભૃંગી જગિ જોવે રે. ૭. ષ૦

(૮) ચૂરણુ ભાષ્ય સૂત્ર નિર્યૂંક્તઇ
વૃત્તિ પરંપર અનુભવ રે
સમય પુરુષનાં અંગ કહ્યાં એ
જે છેદે તે દુરભવ રે. ૮ ષ૦

---

૬ : ૧ સ દરસન, ઉ દરિસન; સ છૈ, પ છિ;
૬ : ૨ સ દરસન, ઉ દર્શને; સ ઉ ભજના;
૬ : ૩ સ સહિ;
૬ : ૪ સ તટની; સ પ છત;
આંકણી–ઉ પટ૦.
૭ . ૧ સ આરાધૈ, ઉ આરાધઇં;
૭ : ૨ સ હોવૈ, ઉ હોવઇં;
૭ : ૩ સ ચટકાવૈ, ઉ ચટકાવઇં;
૭ : ૪ ઉ જગ; સ જોવૈ, ઉ જોવઇં;
આંકણી ઉ પટ૦.
૮ : ૧ ઉ ચૂરાણુ; સ નિરયુગતિ, ઉ નિર્યુક્તિ;
૮ : ૩ સ પુરુષના; સ કહ્યા;
૮ : ૪ સ છેદૈ, ઉ છેદઇં;
આંકણી–ઉ પટ૦.

(૯) મુદ્રા બીજ ધારણા અક્ષર
ન્યાસ અરથ વિનિયોગે રે
જે ધ્યાવે તે નવિ વંચીજિ
કિરિઅ અવંચક ભોગેં રે. ૯. ષ૦
(૧૦) શ્રુત અનુસાંર વિચારી બોલું
સુગુરુ તથાવિધ ન મિલઇં રે
કિરીઅ કરી નવિ સાધી સકિઇ
એ વિષાદ ચિત સઘલે રે. ૧૦ ષ૦
(૧૧) તે માટેં ઊભા કર જોડી
જિનવર આગલિ કહીયિ રે
સમય ચરણ સેવા શુચિ દેયો
જિમ આનંદઘન લહીઇ રે. ૧૧. ષ૦
શ્રી નમિ જિન સ્તવનં | ૨૧[૪૩]

---

૯ : ૧ ઉ અખ્યર;
૯ . ૨ સ વિનિયોગે, ઉ વિનિયોગઇ;
૯ : ૩ સ ધ્યાવે, ઉ ધ્યાવઇ; સ વચીજે, ઉ વંચીજઇ;
૯ : ૪ સ ઉ કિરિય; સ ભોગે, ઉ ભોગઇ;
આંકણી—ઉ ષટ૦.
૧૦ : ૧ સ અનુસારે, ઉ અનુસારિ; સ બોલ્યૂં;
૧૦ : ૨ સ મલે, ૫ મેલે;
૧૦ : ૩ સ કિરિઅ, ઉ કિરિયા; સ સકીયે, ઉ સકીઇં;
૧૦ : ૪ સ સઘલે, ઉ સઘલઇ;
આંકણી-ઉ ષટ૦
૧૧ : ૧ સ માટે, ઉ માટિ; સ ઊભાં;
૧૧ : ૨ ઉ આગલ; સ કહીયે, ઉ કહિઇ;
૧૧ : ૩ સ દેજ્યો;
૧૧ . ૪ ઉ જિમ; ૫ ઉ આંનંદઘન; સ લહીયે, ઉ લહિઇ;
આંકણી ઉ ષટ૦.
૪૩ સ ઇતિશ્રીનમિજિનસ્તવનં,
ઉ ઇતિશ્રીનમિજિનસ્તવ: ૨૧.

## સ્તવન : ૨૧
## શ્રી નમિ જિન સ્તવન
(અર્થ)

[૧] (હવે) જિન ભગવાનનાં છ અંગરૂપ દર્શનો (વિશે) કહીએ. (એ) છ અંગ(વાળાં) (દર્શનો)ની સ્થાપનાની સાધના કરવી જોઈએ. શ્રી નેમિનાથ જિનદેવના ચરણના ઉપાસકો છયે દર્શનની આરાધના કરે છે

[૨] કલ્પવૃક્ષ (જેવા) જિન ભગવાનનાં સાંખ્ય અને યોગ એ બે ભેદવાળા ચરણનાં હું વખાણ કરું છું. આત્મસત્તાનું વિવરણ કરતાં એ બંને અંગ ખેદ વિના પ્રાપ્ત કરું છું.

[૩] (સુગત) બૌદ્ધ અને મીમાંસક (અનુક્રમે) (આત્માને) ભેદ (યુક્ત) અને અભેદ (રૂપ) માને છે. આ બંને શ્રી જિનેશ્વર ભગવાનના સમર્થ હાથ (રૂપ) છે. ગુરુ પાસેથી એને સમજીને લોક અને અલોકના આધારને આપણે સેવીએ.

[૪] જો આંશિક રીતે વિચાર કરીએ તો લોકાયતિક (એટલે કે નાસ્તિક અથવા બૃહસ્પતિને માનનારા) જિનેશ્વર દેવની કૂખ છે. તત્ત્વના વિચારરૂપી આ અમૃતરસની ધારાને ગુરુએ સમજ પાડ્યા સિવાય કેમ પી શકાય ?

[૫] જૈન (દર્શન) એ જિનેશ્વરનું ઉત્તમ અંગ (અર્થાત્ મસ્તકરૂપ) છે. તે બહિરંગ અને અંતરંગ (એમ બે પ્રકારનું) છે. આરાધક એના (અક્ષરે) અક્ષરનું (મનમાં) સ્થાપન કરીને ગુરુની સાથે રહીને આરાધના કરે.

[૬] જિનવરના જૈન–દર્શન ભજતાં, જિનવર (ના જૈન-દર્શન) માં સઘળાં દર્શનો (સમાઈ જાય) છે. બીજાં દર્શનોમાં જૈનદર્શન હોય કે ન પણ હોય ? (જેમ) સાગરમાં બધી નદીઓ ખરેખર સમાઈ જાય (છે), પણ નદીમાં સાગર હોય કે ન પણ હોય.

[૭] (જે) જિનસ્વરૂપ થઈને જિન (ભગવાન)ની આરાધના કરે છે, તે જરૂર જિનવર થઈ જાય છે. (જેમ કે) ભમરી જે ઇયળને

ચટકાવે છે, તે (ઇયળ) જગતમાં ભમરીને જ નિહાળે છે. (અંતે ઈયળ ભમરીરૂપ બની જાય છે).

[૮] ચૂર્ણિ, ભાષ્ય, સૂત્ર, નિર્યુક્તિ, વૃત્તિ–એ પરંપરા(થી) સિદ્ધાંતનો અનુભવ છે અને એને સિદ્ધાતરૂપી પુરુષનાં અંગો કહ્યાં છે. તેને જે છેદે તે સંસારમાં ભટકનારો છે.

[૯] મુદ્રા, બીજ, ધારણા, અક્ષર, ન્યાસ અને ભાવાર્થના વિનિયોગવાળી ધ્યાનની ક્રિયા જે કરે તે ક્રિયા અવંચકપણાના ઉપભોગને કારણે છેતરતી નથી.

[૧૦] શાસ્ત્રોના આધારે વિચારીને હું બોલું છું. મને એવા સદ્‌ગુરુ મળતા નથી ક્રિયા કરવા છતાં સાધી ન શકીએ, તે વિષાદ ચિત્તમાં સઘળે (વ્યાપેલો) છે.

[૧૧] તે માટે હાથ જોડી, ઊભા રહી તીર્થંકરની આગળ કહીએ કે (શાસ્ત્ર પ્રમાણે આચરણ) ચારિત્ર્યની પવિત્ર આરાધના અમને આપજો, જેથી (અમે) આનંદઘન (મોક્ષ)ને પ્રાપ્ત કરીએ.

### સ્તવન ૨૨

## શ્રી નેમિ જિન સ્તવન

(રાગ . મારુણી)

[ધણીના ઢોલા –એ દેશી][૪૪]

(૧) અષ્ટ ભવંતરિ વાલહી રે વાહલા
તું મુઝ આતમરાંમ મનરા વાહલા
મુગતિ નારિસું આપણો રે વાહલા
સગપણ કોઇ ન કાંમ. ૧. મન૰
ઘરિ આવો હો વાલિમ ઘરિ આવો
માહરા * આસાવિસરામ મ૰
રથ ફેરો હો સાજણ રથ ફેરો
રથ ફેરો મનોરથ સાથ. મનરા વાહલા. (આંકણી.)

---

૪૪ સ પ્રતિમાં રાગ અને દેશી નથી પ પ્રતિમાં માત્ર રાગ (રાગ:મારૂ) મળે છે. ઉ પ્રતિના રાગ અને દેશી સ્વીકાર્યા છે.

૧ : ૧ સ ભવાંતર; ઉ ભવ તરે,
૧ : ૨ સ તૂં;
૧ : ૩ ઉ નારીસ્યુ, સ આંપણો, સ ઉ વા.;
૧ : ૪ ઉ સગપણે;
આંકુણી – સ મ૰
આંકણી : ૧ ઉ ધરિં: સ આવો, સ હો; સ વાલમ; ઉ ઘરિ; સ આવો;
આંકણી : ૨ સ ઉ માહરી; સઉ આસારા, લ આસાના, ઉ વિસરાંમ·
આંકણી–લ ઉ મન૰,
આંકણી : ૩ પ પ્રતિમાં ત્રીજા ચરણની આગળ 'રથ ફેરો સાજન' મળે છે.
સ ફેરો, સ હો, સ સુજાણ, લ ઉ સાજન; સ ફેરો;
આંકણી . ૪ સ ફેરો,
લ અને ઉ પ્રતિમા આ ચરણ નીચે પ્રમાણે લખાયેલુ મળે છે—
લ 'હો સાજન માહરા મનોરથ સાથિ મન૰ આંચલી,'
ઉ 'હો સાજન માહરા મનોરથ સાથ મન૰ આંચલી.'
આંકણી – સ મ૰, લ ઉ મન૰.

---

* અહીથી લ પ્રતિના પાઠ મળે છે.

(૨) નારિ પખે સ્યો નાહલો રે વા૦
સાચ કહે જગંનાથ મ૦
ઈસર અરધંગિ ધરી રે વા૦
તું મુઝ ઝાલે ન હાથ. મ૦ ૨.
(૩) પશુજનની કરુણા કરી રે વા૦
આણી હૃદય વિચાર મ૦
માંણુસરી કરુણા નહીં રે વા૦
એ કુણ ઘર–આચાર. ૩. મન૦
(૪) પેમ–કલપતરુ છેદીઓ રે વા૦
ધરીઓ જોગ–ધતૂર
ચતુરાઈરો કુંણુ કહે રે વા૦
ગુરું મિલિયો જગસૂર. ૪. મ૦

---

૨ : ૧ સ પખૌ, લ ઉ પાખઇ; સ સ્યૌ; સ નાહલૌ;
૨ : ૨ સ કહૈ, લ કહઇ, લ કહૈ, સ લ ઉ જગનાથ;
આંકણી – લ ઉ મન૦;
૨ : ૩ લ ઈશ્વર, ઉ ઈશ્વરે, સ અરધગે, સ અરધેગે, ઉ અરધગે,
૨ : ૪ સ લ ઉ તૂ; સ ઝાલૈ,
આંકણી – લ ઉ મન૦
૩ . ૧ સ પસુજનરી
૩ ૨ સ લ ઉ આંણી, લ ઉ હૃદયે ;
આંકણી – લ ઉ મન૦,
૩ : ૩ લ માણસરી, સ નહી,
૩ . ૪ સ કુંણ,
આંકણી – સ લ મ૦.
૪ : ૧ સ પ્રેમ; લ ઉ કલપતરૂ; સ છેદીયૈ,
૪ : ૨ સ ધરીયૈ, પ લ ધરીએ, લ ઉ યોગ,
આંકણી – સ મ૦, લ ઉ મન૦;
૪ : ૩ લ ચતુરાઇરા; લ ઉ કુણ, સ કહૈ લ ઉ કહેં;
૪ : ૪ સ લ ઉ ગુરુ, સ મિલીયૌ, લ ઉ મિલીઓ;
આંકણી – લ ઉ મન૦.

(૫) માહરું તો એહમાં કિઉ નહી રે વા૦
આપ વિચારે રાજ મ૦
રાજસભામાં બેસતાં રે વા૦
કિસડી વધસી લાજ. ૫. મ૦

(૬) પેમ કરે જગિ જન સહૂ રે વા૦
નિરવાહિ તે ઓર મ૦
પ્રીતિ કરીનિ છાંડિ દિઇ રે વા૦
તેહ સ્યું ચાલે ન જોર* ૬. મ૦

---

૫ ૧ સ લ માહરૂ, ઉ માહરુ, સ તુ, સ કિઉં, લ કયું, ઉ કાઇ; સ નહી;
૫ ૨ સ વિચારૈ,
આકણી – લ ઉ મન૦,
૫ : ૩ સ બૈસતા, ઉ બેસતાં;
૫ ૪ ઉ વધસ્યે, લ પ્રતિમા 'લાજ' પછી 'રે' શબ્દ છે.
આકણી – ઉ મન૦
૬ · ૧ ઉ પ્રેમ, સ કરૈ, લ ઉ કરઇ, ઉ જગ;
સ પ્રતિમા જન' ને બદલે 'સજન' શબ્દ છે, ઉ સહુ;
૬ : ૨ સ નિરવાહૈ, લ ઉ નિરવાહે.
આકણી – લ ઉ મન૦.
૬ : ૩ સ કરીનૈં, લ ઉ કરીનઇ, લ છાડિ, ઉ છાડ, સ દૈ ઉ દઇં;
૬ : ૪ સ તે સું. સ લ ઉ ચાલે;
આકણી – ઉ મન૦.

---

* લ પ્રતિનું ૩૫મું પત્ર નહિ હોવાથી અહીથી આ સ્તવનની ૧૨મી ગાથા સુધી એનાં પાઠાંતરો નોંધ્યાં નથી.

(૭) જો મનમાં એહવું હતૂં રે વા૦
તો નિસપત ન કરત જાંણુ મ૦
નિસપતિ કરિનિ છાંડતાં રે વા૦
માંણુસ હુવે નુકસાંણુ. ૭. મન૦
(૮) દેતાં દાંન સંવછરી રે
સહૂ લહે વંછિત પોષ મ૦
સેવક વંછિત લહે નહી રે
તે સેવકરો દોષ. ૮. મ૦

---

૭ : ૧ સ જો, સ એહવૂં;
૭ : ૨ સ તો; સ નિસપતિ,
આંકણી – ઉ મન૦;
૭ : ૩ ઉ નિસપત; સ કરિનૈં, ઉ કરીનઇ;
૭ : ૪ સ ઉ માણુસ; સ હુઇ, ઉ હોઇ, પ ઉ નુકસાણુ;
આંકણી – સ મ૦.
૮ : ૧ સ સવચ્છરી, ઉ સંવત્સરી,
૮ : ૨ સ ઉ સહુ; સ લહૈ, ઉ લહેં:
આંકણી – ઉ મન૦;
૮ : ૩ સ લહૈ નહીં, ઉ નવિ લહઇ, સ અને ઉ પ્રતિમાં આ ચરણને અંતે
'વા૦' છે
૮ : ૪ સ સેવકરૌ,
આંકણી – ઉ મન૦.

(૯) સખી કહે એ સાંમલો રે વા૦
હું કહું લખ્યણ સેત મ૦
ઇણ લખ્યણિં સાચી સખી રે વા૦
આપ વિચારે હેત. ૯ મ૦

(૧૦) રાગીસું રાગી સહૂ રે વા૦
વેરાગીને રાગ મ૦
રાગ વિના કિમ દાખવો રે વા૦
મુગતિ-સુંદરી-માગ. ૧૦ મ૦

(૧૧) એક ગુજ્ઝ ઘટતું નહી રે વા૦
સઘલો જાંણઇ લોક મન૦
અનેકાંતિકી ભોગવો રે વા૦
બ્રહ્મચારિ ગત સોગ. ૧૧. મ૦

---

૯ : ૧ સ સખિ, સ કહે, ઉ કહે, સ સાંમલો, ઉ સામલો,
૯. ૨ સ હૂ; ઉ કહૂ; સ લખણ, ઉ લક્ષણ,
આકણી – મન૦,
૯ ૩ સ ઇણિ, ઉ ઇંણિ; સ લખણ, ઉ લક્ષણે;
૯ : ૪ સ વિચારે, ઉ વિચારે;
આકણી ઉ મન૦
૧૦ : ૧ ઉ રાગીસ્યું; સ સહુ;
૧૦ ૨ સ વૈરાગી, ઉ વઇરાગી, સ નૈ, ઉ નઇ.
આકણી – ઉ મન૦.
૧૦ : ૩ ઉ વિના, ઉ કિંમ, સ દાખવો;
આંકણી – ઉ મન૦.
૧૧. ૧ સ ગુઝ, ઉ ગુહ્ય, સ પ ઘરતુ; સ પ સહી;
૧૧ : ૨ સ સઘલો, ઉ પ્રતિમાં ‘સઘલો’ પછી ‘એ’ છે.
સ જાણૌ, ઉ જાણે, સ લોગ;
આકણી – સ મ૦,
૧૧ : ૩ સ અનેકાતિકી, ઉ અનેકાંતિક; સ ભોગવો;
૧૧ ૪ ઉ બ્રહ્મચારી, પ સ ગતિ; ઉ શોક;
આંકણી – ઉ મન૦.

(૧૨) જિણિ જોણી તુઝનઇં જોઉં રે વા૦
જિણિ જોણી જુઓ રાજ મન૰
એકવાર મૂઝનઇ જૂઓ રે વા૦
તો સીઝિ સવિ કાજ. ૧૨. મ૦

(૧૩) મોહ દસા* ધરિ ભાવતાં રે વા૦
ચિત લહિ તત્વવિચાર મન૰
વીતરાગતા આદરી રે વા૦
પ્રાંણનાથ નિરધાર. ૧૩. મ૦

---

૧૨ : ૧ સ જિણ, ઉ જિંણિ, ઉ જોગઇં; સ તુઝનો, ઉ તુઝનેં
સ પ્રતિમા 'જોઉ' પછી 'રે' નથી.
૧૨ : ૨ ઉ તિણિ; ઉ જોગઇ; સ જો, પ જઓ;
આકણી – સ મ૦.
૧૨ : ૩ સ મુઝનો, ઉ મુઝનેં;
૧૨ ૪ સ તો; સ સીઝૈ, ઉ સીઝઇ; સ સહુ, ઉ મુઝ,
આકણી – ઉ મન૰.
૧૩ : ૧ ઉ દશા; લ ઉ ધરી;
૧૩ : ૨ સ લહૈં, લ ઉ લહઇં;
આંકણી – સ મ૦;
૧૩ . ૪ લ ઉ પ્રાણનાથ;
આંકણી – લ ઉ મન૰.

---

* લ પ્રતિના પાઠ અહીથી મળે છે.

(૧૪) સેવક પણિ તે આદરિ વા૦
તો રહિ સેવક માંમ મ૦
આસય સાથેં ચાલિઇ રે
એહ જ રૂડું કામ. ૧૪. મ૦

(૧૫) ત્રિવિધ યોગ ધરિ આદર્યો રે વા૦
નેમિનાથ ભરતાર મ૦
ધારણ પોષણ તારણો રે વા૦
નવરસ મુગતાહાર. ૧૫. મ૦

---

૧૪ ૧ ઉ પણ; સ આદરે, લ ઉ આદરે;
સ લ ઉ પ્રતિમા 'આદરિ' પછી 'રે' છે.
૧૪ : ૨ સ તૌ સ રહે, લ ઉ રહે; લ મામ;
આંકણી – લ ઉ મન૦
૧૪ ૩ લ ઉ આશય; સ સાથૈં; સ ચાલીયે, લ ચાલીઇ, ઉ ચાલીઇ;
પ પ્રતિમા ત્રીજા ચરણને અંતે આંકણી 'વા૦' નથી.
૧૪ ૪ સ એહિ; સ રૂડૂ; લ ઉ રૂડાં સ ઉ કાંમ;
આંકણી – લ ઉ મન૦
૧૫ : ૧ સ ત્રિવિધિ; લ ઉ ધરી; સ આદર્યૌ;
આંકણી – લ ઉ મન૦;
૧૫ : ૩ સ તારણૌ;
આંકણી – લ ઉ મન૦

(૧૬) કારણુ રૂપી પ્રભૂ ભજ્યો રે. વા૦
ગણ્યો ન કાજ અકાજ મ૦
કૃપા કરી પ્રભુજી દીયો વા૦
આનંદઘન પદરાજ ૧૬. મન૦
ઇતિશ્રી નેમિ જિન સ્તવન ।૨૨[૪૫]

---

૧૬ : ૧ સ રૂપૈ; સ લ ઉ પ્રભુ; સ ભજ્યૌ;
૧૬ : ૨ સ ગણ્યૌ;
આકણી–લ ઉ મન૦;
૧૬ : ૩ સ દીયૌ, લ દિઉ, ઉ દિઓ;
૧૬ . ૪ ઉ આનંદઘન,
આંકણી – સ મનરાવાલા;
૪૫ સ ઇતિશ્રીનેમિનાથજિનસ્તવન સમાપ્ત,
લ ઉ ઇતિશ્રીનેમિજિનસ્તવ : ૨૨.
પ પ્રતિની પુષ્પિકા–
સંવત ૧૭૫૨ વર્ષે દ્વ[દ્વિ]તી [ય] અષાઢ વદિ ૫ દિને લિપિ કૃતંતિદં શ્રી સ્તંભતીર્થે
સ પ્રતિની પુષ્પિકા–
સંવલ્લોચનેદ્રિયાદ્રીદુ ૧૭૫૨ વર્ષે શ્રાવણમાસે શુક્લ પક્ષે દ્વિતીયાયાં કર્મ્મવાટયાં લિખિતં શ્રીમજ્જગતીપુરમધ્યે વાચ્યમાનશ્ચિરં નંદતુ. શ્રીરસ્તુ લેખક – પાઠકયો . ।
લ પ્રતિની પુષ્પિકા :
સંવત નંદન(નંદ)રાગસપ્તેંદુ માસેઊર્જ્જેઅસિતેતથા શર્વ તિથૌ–દિવાનાથે લિખિતા પત્તનપુરે । ૧ ।
યાવલ્લવણસમુદ્રો યાવન્નક્ષત્રમંડિતોમેરૂ યાવત્ ચંદ્રાદિત્યૌ તાવદિદં પુસ્તકં જયતુ : । ૨ ।
લિખિતં પં૦ નાનાંસુત પં આશાધરેણ.
ઉ પ્રતિની પુષ્પિકા
સંવત ૧૭૭૫ વર્ષે મિતિ ફાગણ વદી ત્રયોદશી શુક્રવાર,

## સ્તવન : ૨૨
## શ્રી નેમિ જિન સ્તવન
### (અર્થ)

[૧] હે વહાલા ! હું આઠ ભવોમાં તારી વહાલી હતી; હે મારા મનના વહાલા ! તું મારા આત્માનો સ્વામી હતો. મુક્તિરૂપી નારી સાથે આપણે કાંઈ સગાઈ નથી (અને તેનું) કોઈ પ્રકારનું કામ પણ નથી.

[આંકણી] હે પ્રિયતમ ! મારી (સર્વ) આશાઓના આશ્રય-સ્થાન ! તમે ઘેર પધારો. ઘેર પધારો. હે સાજન ! આપના રથને (પાછો) ફેરવો, (પાછો) ફેરવો. હે મારા મનના વહાલા ! મારા મનોરથ સાથે તમારો રથ (પાછો) ફેરવો.

[૨] હે વહાલા ! નારી વિના પ્રિયતમ કેવો (સુખી) હોય ? હે જગન્નાથ, (તું) (એ વિષે) સાચું કહે. ઈશ્વરે (શંકરે) તો (પાર્વતી –નારીને) અર્ધાંગે ધારણ કરી (તેથી તે અર્ધનારીશ્વર કહેવાયા) અને તું તો મારો હાથ પણ ઝાલતો નથી.

[૩] હે વહાલા ! હૃદયમાં વિચારીને પશુઓ(ના સમૂહ) પર તેં કરુણા કરી. પણ હે વહાલા ! (તારામાં) માણસની કરુણા નથી. આ તે કોના ઘરનો આચાર (રીત છે) ?

[૪] તેં પ્રેમ (રૂપી) કલ્પવૃક્ષ છેદી નાખ્યું અને જોગ (રૂપી) ધંતૂરો ધારણ કર્યો. (એમાં તારી) ચતુરાઈ (છે એમ) કોણ કહે ? (એવું શીખવનાર) તને કયો જગશૂરો ગુરુ મળ્યો ?

[૫] હે રાજપુત્ર ! મારું તો એમાં કશું (જવાનું) નથી, પણ (તમે) પોતે જ વિચારો. રાજસભામાં બેસતાં (તમારી) આબરૂ કેવી વધશે ?

[૬] જગતમાં બધા લોકો પ્રેમ (તો) કરે છે ! પણ વિરલા જ તે નિભાવે છે ! (જે) પ્રીત કરીને તજી દે, તેની સામે (અબળાનું) કાંઈ જોર ચાલતું નથી.

[૭] જો મનમાં એવું જ હતું તો (એ જાણીને તમારી સાથે) કોઈ નિસ્બત ન રાખત. (એકવાર) સંબંધ બાંધીને છોડી દેતાં માણસને નુકસાન થાય છે.

[૮] (આપ) વરસીદાન આપો છો ત્યારે સૌ (પોતપોતાની) વાંચ્છનાનું પોષણ પામે છે, પણ સેવક ઇચ્છિત પામતી નથી તેમાં સેવકનો (જ) દોષ છે !

[૯] સખી કહે છે કે એ (તું) શામળો છે, (પણ) હું કહું (છું) કે (તું) લક્ષણથી શ્વેત છે. આ લક્ષણથી (જોતાં) સખી સાચી છે. આપ પોતે જ હેતથી વિચાર કરો

[૧૦] પ્રીતિવાળા સાથે બધા પ્રીતિવાળા હોય છે, પણ વૈરાગીને રાગ શો ? આપ વીતરાગ છો, તો મુક્તિસુંદરીના માર્ગ તરફ કેમ રાગ દાખવો છો ?

[૧૧] એક રહસ્ય (તમને) યોગ્ય લાગતું નથી; (પણ) (તે) આખું જગત જાણે છે. આપ શોકરહિત અને બ્રહ્મચારી છો, (છતાં) અનેકાંતિકી (દશા) સાથે ભોગ ભોગવો છો

[૧૨] હે રાજકુમાર ! જે નજરે હું તમને જોઉં છું તે જ નજરે, મને જુઓ. (માત્ર) એક જ વાર મને (મારા જેવી સરાગ દૃષ્ટિથી) જુઓ તો મારાં સઘળાં કામ સિદ્ધ થાય.

[૧૩] મોહદશાને (કારણે આવી) ભાવના ધારણ કરી, પણ હવે મારું મન પરમાર્થનો વિચાર કરે છે. મારા પ્રાણનાથે તો વીતરાગ સ્થિતિ ચોક્કસપણે સ્વીકારી છે.

[૧૪] હે વહાલા! સેવક પણ જો (સ્વામીએ આદરેલી તે વીત-રાગ દશા) આદરે તો સેવકની ટેક રહે. (આ) આશય પ્રમાણે વર્તીએ તે જ ઉત્તમ કામ (છે).

[૧૫] (મન, વચન, કાયાના) ત્રિવિધ યોગથી નેમિનાથને પતિ (તરીકે) સ્વીકાર્યા છે. એ જ ખરેખર ટકાવી રાખનાર, પોષણ આપનાર અને તારનાર છે (અને) નવરસથી ભરપૂર મોતીના હાર છે.

[૧૬] હે વહાલા! કારણરૂપ પ્રભુને મેં ભજ્યા છે (અને તેમ કરવામાં) કાર્ય કે અકાર્યને ગણકાર્યું નથી. હે પ્રભુજી! કૃપા કરીને (આપ મને) આનંદઘનના પદનું રાજ (મુક્તિ) આપો.



# ૧૨ સ્તવનોની સંખ્યા

આનંદઘનજીનાં સ્તવનોમાં તેવીસમા અને ચોવીસમા સ્તવનો મળે છે, તે આનંદઘનજીને બદલે અન્ય કોઈ વ્યક્તિને હાથે રચાયેલાં લાગે છે. 'ચોવીસી' પૂર્ણ કરવાના આશયથી આની રચના થઈ છે. આનંદઘનજીએ બાવીસ જ સ્તવનો લખ્યાં છે, એના આધારરૂપે અન્ય હકીકતો પણ મળે છે.

હસ્તપ્રતોના સંશોધન દરમ્યાન જે સૌથી જૂની બે પ્રતિ મળી છે, તેમાં આનંદઘનજીનાં બાવીસ જ સ્તવનો મળે છે અને એ બાવીસ સ્તવન પછી એની પુષ્પિકા આપવામાં આવે છે. આથી અધ્યાત્મયોગી શ્રીઆનંદઘનજીએ બાવીસ સ્તવનોની જ રચના કરી છે એમ નિસંદેહ કહી શકાય.

વળી, એક બીજી નોંધપાત્ર બાબત એ છે કે આનંદઘનજીનો દેહોત્સર્ગ આશરે સં. ૧૭૩૦માં થયો, જ્યારે જ્ઞાનવિમલસૂરિએ સં. ૧૭૬૯માં "આનંદઘન બાવીસી" પર સ્તબક રચ્યો. માત્ર ૩૮ વર્ષમાં જ છેલ્લાં બે સ્તવનો લુપ્ત થઈ જાય એ શક્ય નથી. આનંદઘનજી અને શ્રીજ્ઞાનવિમલસૂરિ લગભગ સમકાલીન હતા અને એમને બાવીસ જ સ્તવનો મળ્યા છે. આથી આનંદઘનજીએ બાવીસ સ્તવનોની રચના કરી હતી એમ નિશ્ચિતપણે માની શકાય.

શ્રીમદ્ આનંદઘનજીએ બાવીસ સ્તવન લખ્યાં છે એના આધારમાં એક અન્ય પ્રમાણ પણ નોંધી શકાય. આનંદઘનજીના સમકાલીન એવા શ્રીયશોવિજયજીની રચનાઓની યાદી પાટણના ભંડારમાંથી પ્રાપ્ત થઈ છે, જે હાલ લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરમાં મળે છે. એ એક જ પત્રમાં બે બાજુએ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજની રચનાઓની યાદી આપી છે. પત્રના પ્રારંભે આ પ્રમાણે નોંધ છે.

"૧૭૬૭ વર્ષે કાર્તી શુદિ ૨ દિને પત્તનમધ્યે પૂર્ણિમાપક્ષે ભ. શ્રી. મહિમાપ્રભસૂરિસત્ક ડાબડા ૬ ની ટીપ.

ઉપાધ્યાય શ્રી. યશોવિજયકૃત ગ્રંથા ।

કુલ ૪૨ નામ, તેમાં છેલ્લા (૪૨મા) ગ્રંથનું નામ આ પ્રમાણે છે—

"આનંદઘન બાવીસી ટબાલી. પત્ર ૩૪."

આથી એમ લાગે છે કે શ્રીમદ્ આનંદઘનજીએ બાવીસ જ સ્તવનો રચ્યા હતાં. એમના સમકાલીન એવા શ્રીયશોવિજયજીએ પણ માત્ર બાવીસ સ્તવનો પર જ બાલાવબોધ રચ્યો છે. આ રીતે શ્રી યશોવિજયજી, શ્રી જ્ઞાનવિમલસૂરિ, શ્રી દેવચંદ્રજી અને શ્રી જ્ઞાનસારજી એ તમામને બાવીસ જ સ્તવનો પ્રાપ્ત થયા છે.

આ અંગે આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીએ એક પ્રચલિત દંતકથાની નોંધ આ પ્રમાણે આપી છે—

"શ્રીમદ્‌ની ચોવીશી સંબંધી એક દંતકથા સાંભળવામાં આવી છે અને તે નીચે મુજબ છે : શ્રીમદ્ એક વખત શત્રુંજય પર્વત પર જિનના દર્શન કરવા ગયા હતા. તેમની પાછળ શ્રીમદ્ ઉપાધ્યાય યશોવિજયજી અને શ્રી જ્ઞાનવિમલસૂરિ એ બે મુનિવરો ગયા. શ્રીમદ્ આનંદઘનજી એક જિનમંદિરમાં ભાવસ્તવના કરવામાં લીન થઈ ગયા હતા. ઉપાધ્યાયજી અને જ્ઞાનવિમલજી છાનીમાની રીતે –શ્રીમદ્‌ના જાણવામાં ન આવે એવી રીતે–છુપાઈને તેમની ચોવીશી સાંભળવા લાગ્યા અને યાદી કરતા ગયા. શ્રીમદ્ આનંદઘનજીએ ઋષભદેવથી આરંભીને બાવીસમા શ્રી નેમિનાથ પર્યંત તીર્થંકરોની સ્તવના કરી, એટલામાં તેમણે કારણ પામી પાછળ જોયું તો ઉપાધ્યાય અને જ્ઞાનવિમલસૂરિને દીઠા, તેથી તેમની દૃષ્ટીમાંથી નીકળતા ઊભરાઓ સંકોચાઈ ગયા અને તે ત્યાંથી નીકળી ગયા. તેથી શ્રી પાર્શ્વનાથ અને મહાવીર સ્વામીના સ્તવનો બન્યાં નહીં. આ કિંવદન્તી જેવી શ્રવણગોચર થઈ છે તેવી અત્રે લખવામાં આવી છે."[1]

આ દંતકથાને કોઈ આધાર મળતો નથી. હકીકતમાં તો શ્રી આનંદઘનનાં બાવીસ જ સ્તવનો કેમ મળે છે એના ખુલાસારૂપે આ દંતકથા પ્રચલિત બની હોય તેમ લાગે છે. શ્રી જ્ઞાનવિમલસૂરિ આનંદઘનજીએ જ્યારે સ્તવનોની રચના કરી ત્યારે એમની પાસે ઉપસ્થિત નહોતા એ પણ એક હકીકત છે, કારણ કે તેઓ પોતે જ બાવીસ સ્તવનોનો બાલાવબોધ લખ્યા પછી લખે છે.—

"લાભાનંદજી કૃત તવન એતલા ૨૨ દીસઇ છઇ. યદ્યપિ હસ્યેં તોહઇ આપણ હસ્તે નથી આવ્યા."

આવો જ વિવાદ આનંદઘનજીના બાવીસમા સ્તવન અંગે પ્રવર્તે છે. ... મનાથ જિન સ્તવન અંગે શ્રી મોતીચંદ કાપડિયાએ એવી

શંકા ઉઠાવી છે કે આ સ્તવન આનંદઘનજી વિરચિત લાગતું નથી. એમના મંતવ્ય સામે વિરોધ પ્રગટ કરતાં શ્રી મહતાબચંદ ખારૈડ કહે છે—"આ બાવીસમા સ્તવનમા તો આત્મા વૈભાવિક દશામાંથી સ્વાભાવિક દશામાં કેવી રીતે અગ્રસર થાય તે દર્શાવ્યુ છે. તેઓના માનવા પ્રમાણે જો યોગીરાજે રાજુલની વેદનાનુ આવું વર્ણન ન કર્યું હોત તો આ અપૂર્વ સ્ત્રીરત્નને તેમનાથી અન્યાય થઈ ગયો હોત વળી, આ સ્તવનમાં પ્રેમપ્રસંગના રસમય વર્ણનમાં આર્ત હૃદયનો પોકાર જ નથી, પરંતુ આઠ જન્મોના સંબંધને અખંડિત રાખવાનો અને સંપૂર્ણ આત્મસમર્પણનું અદ્‌ભુત અને અજોડ વર્ણન આપવાનો હેતુ રહેલો છે"[૨]

આ રીતે શ્રી મહતાબચંદ ખારૈડ નેમ-રાજુલના રોચક, ભાવપૂર્ણ અને 'ઉત્કૃષ્ટ ત્યાગમય જીવનમા એટલી મહત્તા જુએ છે કે આનંદઘન સ્વાભાવિક રીતે જ આ વિષયને એટલે કે રાજિમતીની વેદનાને સ્પર્શ્યા વિના ન રહે તેઓ પોતાના અભિપ્રાયને કોઈ પ્રમાણથી પ્રગટ કરવાને બદલે સ્તવનમા આવેલી વિગતોના આધારે રજૂ કરે છે

તટસ્થ દૃષ્ટિએ જોઈએ તો આ બાવીસમુ સ્તવન અન્ય સ્તવનો કરતાં કેટલીક લાક્ષણિકતા ધરાવતું લાગે છે અગાઉના એકવીસ સ્તવનોમા આનંદ-ઘનજીએ સ્તવનનો પ્રારંભ તીર્થંકરના નામથી કર્યો છે, પણ ક્યાય એમણે એકપણ તીર્થંકરનો જીવનપ્રસંગ આલેખ્યો નથી ક્યાય તીર્થંકરના જીવનનું આડકતરુ સૂચન પણ નથી. જ્યારે અહી તો આખુય સ્તવન તીર્થંકરના જીવનના એક પ્રસંગને આધારે જ આલેખાયુ છે. પોતાની આઠ-આઠ ભવની પ્રીતને અળગી કરીને મુક્તિ નારી અને અનેકાંતિકી સાથે ભોગ ભોગવતા નેમિ-નાથ ભરથારને આકરો ઉપાલંભ આપવામા આવ્યો છે અને અંતે રાજિમતીનું હૃદયપરિવર્તન આલેખી એના જીવનનો એક વળાંક નિરૂપ્યો છે. જીવનનુ આવુ વેધક પરિવર્તન નિરૂપવા કોઈ ઊર્મિકવિનું મન તો આસાનીથી લલચાઈ જાય, પણ અત્યાર સુધી તત્ત્વજ્ઞાનની કેડીએ ચાલનારા કવિ આનંદઘને કેમ માત્ર આ પ્રસંગનુ જ આલેખન કર્યું હશે ?

બીજી એક બાબત ધ્યાન ખેંચે છે તે આ બાવીસમા શ્રી નેમિનાથ જિન સ્તવનની ભાવ-અભિવ્યક્તિની શૈલી. અત્યાર સુધી જે સ્તવનોમાં "તત્ત્વનું દૂંપણું" જોવા મળતું હતું, ત્યાં એકાએક વેદનાભરી ઊર્મિનો ઉછાળ જોવા મળે છે. અન્ય સ્તવનોમાં શાસ્ત્રજ્ઞાનની સાથોસાથ ક્યાંક ભાવપ્રદર્શન ઝબકી

જતું હતું; જ્યારે આ બાવીસમા સ્તવનમાં એ શાસ્ત્રજ્ઞાન ક્યાંક છુપાઈ જાય છે અને માત્ર હૃદય સોંસરુ ઊતરી જાય તેવુ રાજિમતીનું ભાવપ્રદર્શન આલેખાય છે. અગાઉનાં સ્તવનોમાં શાસ્ત્રોનુ જ્ઞાન અને ભાવ કે વિચારનું આલેખન તાણાવાણાની માફક વણાયેલુ છે. એમાં યોગીરાજ આનંદઘનની ગંભીર અને ચિંતનશીલ પ્રતિભા ઊપસી આવે છે. એ સ્તવનોની અભિવ્યક્તિમા ગાંભીર્ય પ્રગટ થાય છે, જ્યારે બાવીસમા સ્તવનમાં કોઈ હસ્તીરાજની મંદ મંદ અને ગૌરવશાળી ગતિને બદલે પર્વત પરથી લાડથી ઊછળતી, કૂદતી કોઈ ઝરણાની રમતિયાળ ગતિનો અનુભવ થાય છે. ગહન અનુભવમાથી ઘૂંટાઈને આવતી આનંદઘનની એ શાસ્ત્રપૂત અને અનુભવપૂત વાણી બાવીસમા સ્તવનમાં કલ્પનાની મનમોહક રંગલીલા રચે છે આ બાવીસમા સ્તવનમાં અન્ય સ્તવનો કરતા મારવાડી બોલીના શબ્દો પણ વિશેષ પ્રમાણમાં પ્રયોજાયા છે

આગળનાં એકવીશ સ્તવનોમાં શ્રી આનંદઘનજી યોગનાં એક પછી એક સોપાન આલેખે છે અને છેક પરાકાષ્ઠાએ આવે ત્યારે બાવીસમા સ્તવનમાં આવી સીધીસીધી ઘટના કેમ આલેખી હશે તેવો પ્રશ્ન આપણને સહેજે થાય છે તત્ત્વજ્ઞાનની ચરમ કોટિએ પહોચેલા અધ્યાત્મના અનુભવી યોગીરાજ આનંદઘન છેક પરાકાષ્ઠાએ આવી સાદી અને સામાન્ય રચના કરે ખરા ? આ રીતે વિષય, અભિવ્યક્તિ અને આલેખન એ ત્રણે દૃષ્ટિએ આ સ્તવન અભ્યાસીઓને વિચારતા કરી મૂકે તેવુ છે.

શ્રી મોતીચંદ કાપડિયા 'શ્રી આનંદઘનજીનાં પદો' પુસ્તકમાં લખે છે—

"તેની વસ્તુરચના, ભાષા અને વિષય એવા જુદાં પડી જાય છે કે તેટલા ઉપરથી જ જો અનુમાન કરી શકાતું હોય તો મારા વિચાર પ્રમાણે એ સ્તવન આનંદઘનજીનું બનાવેલુ હોય એમ સંભવતું નથી એકવીશ સ્તવન સુધી જે લય ચાલ્યો આવે છે તેનો ત્યાં એકદમ ભંગ થઈ જાય છે અને તેમા લીધેલ વિષય સામાન્ય કવિને શોભે તેવો જ છે બાકીના સ્તવનો પૂર્ણ કરવા અન્ય કવિએ પ્રયાસ કર્યો છે તે આનંદઘનજીનાં સ્તવનો પાસે તદ્દન સામાન્ય અને પરખાઈ આવે તેવો જણાય છે એમા વસ્તુસ્થાપન અને ભાષાગૌરવ એટલા ફેરફાર પામી જાય છે કે એ સ્તવનો જ બાકીના ઉપરોક્ત સ્તવનની વિશાળતા, મહત્તા અને વિશેષતા બતાવવા માટે બસ થશે. એની વિચારણા તદ્યોગ્ય સ્થાનકે કરવામાં આવશે."[૩]

પણ નવાઈની વાત એ છે કે બાવીસમા શ્રી નેમિનાથ જિન-સ્તવન વિશે "આનંદઘન ચોવીશી"મા લખતા શ્રી મોતીચંદભાઈને માત્ર સ્તવનની લંબાઈ જ

નવાઈ પમાડે તેવી લાગે છે. જો કે આ દલીલમાં બહુ વજૂદ નથી. કારણ કે શ્રી આનંદઘનજીએ દસ ગાથાના બે સ્તવનો, અગિયાર ગાથાનું એક સ્તવન અને પંદર ગાથાનું એક સ્તવન લખ્યું છે શ્રી મોતીચંદભાઈને અગાઉ જે વિષય સામાન્ય લાગ્યો હતો તે વિષે એમના 'આનંદઘન ચોવીશી' પુસ્તકમાં લખે છે—

"પ્રકાર વિવિધતા લાવવા માટે દ્રવ્યાનુયોગનો વિષય બદલે એ લેખકની મહત્તા છે. દ્રવ્યાનુયોગના કડક વિષયો પછી સરળતાને અંગે વાર્તા કે કથાનો આશ્રય આનંદઘન લે તે બનવા યોગ્ય છે. આનંદઘને પોતે સ્તવનના વિષયો ઘણા ફેરવ્યા છે."[૪]

આ રીતે શ્રી મોતીચંદભાઈના બાવીસમા સ્તવન અંગેની વિચારણામાં થોડી સંદિગ્ધતા મળે છે.

અંતે એટલું નોંધીશું કે વિષયવસ્તુ, ભાવઅભિવ્યક્તિ અને વિચાર-આલેખનમાં આ બાવીસમું સ્તવન અન્ય સ્તવનો કરતા જુદુ પડી જાય છે, પણ એનું મુખ્ય કારણ એ છે કે આ સ્તવનનો વિષય બદલાયો છે અને વિષયને કારણે એની શૈલી આપોઆપ બદલાઈ ગઈ છે

જૈન સમુદાયમાં નેમિનાથ અને રાજુલનું વૃત્તાંત વ્યાપક ચાહના પામેલું છે. ફાગુ સાહિત્યને જોઈએ તો વધુમાં વધુ ફાગુ શ્રી નેમિનાથના જીવનપ્રસંગને વર્ણવતાં રચાયેલા છે આ પ્રસંગને આલેખતાં બારમાસી અને સજ્ઝાયની રચનાઓ પણ વિપુલ પ્રમાણમાં મળે છે આથી શ્રી નેમિનાથની કથાનો પ્રભાવ કોઈ પણ સ્તવનકાર અનુભવે તે સ્વાભાવિક છે. એ નેમિનાથની કથાનો પ્રભાવ આનંદઘનજીએ પણ અનુભવ્યો છે ફાગુ કે સજ્ઝાયમાં નેમિનાથની કથામાં વર્ણન અને આલેખનની એકસરખી ઘાટી જોવા મળે છે, નિરૂપણનો કોઈ ચમત્કાર એમાં નજરે પડતો નથી, જ્યારે અહીં શ્રી આનંદઘનજીએ રાજિમતીની ઉક્તિરૂપે આખોય પ્રસંગ રજૂ કરીને એમાં લાગણીનું તત્ત્વ ઉમેર્યું છે. પરિણામે આ સ્તવન થોડુ ઊર્મિકાવ્યાત્મક બન્યુ છે અને રાજિમતીના અંતરની અકળામણ વ્યક્ત કરતી ઠપકારૂપે બોલાતી આ ઉક્તિએ આ સ્તવનની ભાષામા પરિવર્તન આણ્યું છે

અગાઉનાં સ્તવનોમાં તત્ત્વજ્ઞાનનું આલેખન હતુ. એનો વિષય યોગ અને અધ્યાત્મનો હતો, જ્યારે આ બાવીસમાં સ્તવનમા એક નારીની તીવ્ર વેદનાનુ આલેખન થયું છે. પરિણામે અગાઉનાં સ્તવનો કરતાં અહીં વિષય વધુ મૂર્ત લાગે છે. વાચક રાજિમતીની લાગણીઓ સાથે આત્મીયતા અનુભવે છે. એ લાગણીઓ, એ વેદના, જે કલ્પના અને અલંકારના પરિવેશમાં પ્રગટ થાય છે, તે કોઈ વિરહવ્યાકુળ નારીના હૃદયમાંથી સીધેસીધી પ્રગટતી લાગે છે.

આ બાવીસમા સ્તવનમા આલેખન અને શૈલીની ભિન્નતાનુ મુખ્ય કારણ એ છે કે સ્તવનનું વિષયવસ્તુ જ સમૂળગુ બદલાઈ ગયુ છે, આથી આલેખનની ભિન્નતા કે શૈલીના નોખાપણાને ધોરણ તરીકે રાખીને આ સ્તવન આનદઘનજીનુ નથી તેમ કહી શકાય નહીં. આનંદઘનના સ્તવનો પર સ્તબક રચનારા કોઈ પણ સ્તબકકારે આ સ્તવન અગે સહેજે શકા વ્યક્ત કરી નથી.

વળી, "આનદઘન બાવીસી"ના પ્રથમ સ્તબકકાર શ્રી જ્ઞાનવિમલસૂરિએ આ બાવીસમા સ્તવનમા મનોહર સમાપનની કલ્પના કરી છે. પ્રથમ સ્તવનમા પ્રીતમ ઋષભ જિનેશ્વરને એટલે કે શુદ્ધ ચેતનાને સ્વામીરૂપે સ્થાપી હતી, એ જ પ્રિયતમરૂપી શુદ્ધ ચેતનાને મેળવવાની ભાવના આ બાવીસમા સ્તવનમાં આલેખાઈ છે. આમ, પ્રથમ સ્તવનના પ્રારભને અનુરૂપ એવુ સમાપન આનંદઘનજીએ બાવીસમા સ્તવનમા કર્યું છે. આને દર્શાવતા શ્રી જ્ઞાનવિમલસૂરિ બાવીસમા સ્તવનની પ્રથમ ગાથાના સ્તબકમાં લખે છે—

"જે માટઇં પ્રથમ તવનમાં શુદ્ધ ચેતનાને કત આત્મા કરી થાપ્યો છઇ તે માટઇ છેહડઇ પણિ ઇમ મેલવ્યાની ભાવના પણિ થાઇ."

"આનદઘન બાવીસી"ની હસ્તપ્રતોમાં પણ ક્યાંય એકવીસ સ્તવન મળતાં નથી. આ હકીકત પણ સૂચવે છે કે આ બાવીસમું સ્તવન આનંદઘનજીનુ જ છે.

## પાદટીપ

૧ શ્રીઆનદઘન પદ સંગ્રહ" રચયિતા—આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી. આવૃત્તિ ત્રીજી, પૃષ્ઠ ૧૬૨.

૨ "आनन्दघन ग्रन्थावली" सग्रह एव अर्थकार—उमरावचन्द जैन जरगड, सपादक—महताब चन्द खारैड पृ. ९.

૩. "શ્રી આનદઘનજીનાં પદો" લેખક—શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા. બીજી આવૃત્તિ, ઈ. સ ૧૯૫૬, પૃ ૬૦૦.

૪ "શ્રી આનદઘન ચોવીશી" લેખક—શ્રી મોતીચદ ગિરધરલાલ કાપડિયા, પહેલી આવૃત્તિ, ઈ. સ. ૧૯૭૦, પૃ ૪૧૪.



# ૧૩ છેલ્લાં બે સ્તવનો

અધ્યાત્મયોગી શ્રી આનંદઘનજીનાં સ્તવનોની હસ્તપ્રતો જોતા એમાં તેવીસમા શ્રી પાર્શ્વનાથ અને ચોવીસમા શ્રી મહાવીરસ્વામીના સ્તવનો એક અભ્યાસનો વિષય બની રહે છે સ્તવનોની ચોવીસી પૂરી કરવા માટે "આનંદઘન બાવીસી"મા છેલ્લા બે સ્તવનો અન્ય કર્તાને હાથે લખાયેલાં માલૂમ પડે છે કદાચ પરંપરાને અનુસરીને પણ અન્ય કવિઓએ આ રીતે "ચતુર્વિંશતિકા જિનસ્તવન" પૂરા કર્યા હોય તેમ માની શકાય તેવીસમુ અને ચોવીસમું સ્તવન "આનંદઘન બાવીસી"માં મળે છે તેની છણાવટ કરીએ તો સૌપ્રથમ શ્રી આનંદઘનજીનાં બાવીસ સ્તવનો પર "સં ૧૭૬૯ના કારતક વદ સાતમે રાજપત્તન (રાજનગર)માં" આનંદઘનના સ્તવનો પર ટબો લખનાર જ્ઞાનવિમલસૂરિનાં બે સ્તવનો જોઈએ શ્રી જ્ઞાનવિમલસૂરિ આ સ્તવનોના ટબામાં આનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે–

"આનંદઘન ચોવીસમાંહે હોય સ્તવન પૂરા ભણી શ્રી જ્ઞાનવિમલ જિણંદ ગાતા અખય સંપદા અતિઘણી પામી."

વળી, આ સ્તવનોને અંતે 'જ્ઞાનવિમલ' એવુ નામ મુકાયુ હોવાથી આ સ્તવનો એમનાં જ છે અને એ એમણે ચોવીસી પૂર્ણ કરવા માટે લખ્યા છે તે નિર્વિવાદ છે

શ્રી જ્ઞાનવિમલસૂરિરચિત આ બે સ્તવનો જોતાં એમ લાગે છે કે શ્રી આનંદઘનજીનાં સ્તવનો પર સ્તબક લખનાર આ સ્તવનોની રચનામાં મૂળમાં પ્રતીત થતી ભાષા કે ભાવની ઊર્ધ્વ કોટિએ પહોંચી શકયા નથી શ્રી જ્ઞાનવિમલસૂરિનાં આ બંને સ્તવનોમા આલેખાયેલા વિચારો ઘણા સામાન્ય છે. વિચારની પ્રૌઢતા અને અભિવ્યક્તિની સચોટતા એ બંને દૃષ્ટિએ આ સ્તવનો આનંદઘનજીનાં સ્તવનો કરતાં ઘણાં ઊણા ઊતરે છે "જ્ઞાનવિલાસ"ના કર્તા અને શ્રી આનંદઘનજીનાં સ્તવનોના સમર્થ વિવેચનકર્તાએ આવા તદ્દન સામાન્ય સ્તવનો કેમ લખ્યાં હશે ? અહીં લા દ સંગ્રહની પ્રત (ક્રમાંક ૯૦૫ લ પ્રતિ)માંથી બંને સ્તવનના પાઠ આપ્યા છે, પરંતુ આ પ્રતમા એક પત્ર (૩૭મુ) નહી હોવાથી

તેવીસમા સ્તવનની પ્રથમ પાંચ ગાથાના પાઠ ઉજમબાઈની ધર્મશાળાના ભંડારની પ્રતમાંથી (ઉ પ્રતિ) લીધા છે.

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન

(ઢાલ : કહણી કરણી તુઝ વિણુ સાચો)

[કોઈ ન દેખ્યો જોગી રે–એ દેશી]

પાસ પ્રભુ પ્રણમું સિર નામી આતમગુણ અભિરામી રે
પરમાનંદ પ્રભુતા પામી કાંસિતદાયિ અકાંમી રે. ૧. પાસ૦
ચઉવીસીમેં થેં તેવીસા દૂર કર્યાં તેવીસા રે
ટાલ્યા જિંણિં ગતિ થિતિ ચૌવીસા આયુ ચતુષ્ક પણ વીસા રે. ૨.
લોહ કુધાતુ કરઇં જે કંચન તે પારસ પાષાણો રે
નિર્વિવેક પણ તુંહ્મ ચઇં નાંમઇં એ મહિમા સુપ્રમાંણો રે. ૩. પાસ૦
ભાવઇ ભાવ નિક્ષેપઇ મિલતા ભેદ રહઇં કિંમ જાંણો રે
તાંનઇં તાન મિલ્યઇં સ્યો અંતર એહવો લોક ઉખાણો રે. ૪. પાસ૦
પરમ સરૂપી પારસ રસસ્યું અનુભવ પ્રીતિ લગાઈ રે
દોષ ટલઇં હોઇં દૃષ્ટિ સુનિર્મલ અનુપમ એહ ભલાઈ રે. ૫. પાસ૦
કુમતિ ઉપાધિ કુધાતુને તજિઇં નિરુપાધિક ગુણ ભજિઇં રે
સોપાધિક સુખદુઃખ પરમારથ તેહ લહિ નવિ રજિઇં રે. ૬. પાસ૦
જે પારસથી કંચન જાચું તેહ કુધાતુ ન હોવઇં રે
તિમ અનુભવરસ ભાવઇં ભેદિઓ શુદ્ધ સરૂપઇં જોવઇં. ૭. પાસ૦
વામાનંદન ચંદન શીતલ દર્શન જાસ વિલાસઇં રે
જ્ઞાનવિમલ પ્રભુના ગુણ વાધઇં પરમાનંદ વિલાસ રે. ૮.

ઇતિશ્રી પાર્શ્વ જિન સ્તવન ૨૩.

## શ્રી મહાવીર જિન સ્તવન

(રાગ મારુણી, ધન્યાસિરી)

[ગિરિમા ગોરો ગિરુઓ મેરુગિરિ વડો રે —એ દેશી]

કરુણા કલ્પલતા શ્રી મહાવીરની રે
ત્રિભુવન મંડપ માંહિં પસરી રે
મીસરી રે પરિ મીઠી અભયઇં કરી રે. ૧.

શ્રી જિન આણા ગુણઠાણઇં આરોપતાં રે
વિરતિ તણીઇં પરિણામ પવનિ રે
અવનિ રે અતિહિં અમાય સભાવથી રે. ૨.

સર્વ સંવર ફલઇ ફલિતી મિલતી અનુભવઇં રે
શુદ્ધ અનેકાંત પ્રમાણે ભલતી રે
દલતી રે સંશય ભ્રમના તાપનઇ રે. ૩.

ત્રિવિધ વીરતા જિણેં મહાવીરેં આદરી રે
દાન[1] યુદ્ધ[2] તપ[3] રૂપ અભિનવ રે
ભવિ ભવિ રે દ્રવ્ય ભાવથી ભાખીઇં રે. ૪.

હાટક કોડિ દેઈ દારિદ્ર નસાડીઓ રે
ભાવઇં અભયનું દાન દેઈ રે
કેઈ રે લેઈનઇં સુખીયા થયા રે. ૫.

રાગાદિક અરિમૂલ થકી ઉખેડીયા રે
લહી સંયમ રણરંગ રોપી રે
ઓપી રે જિણઇં આપ કલા નિરાવરણની રે. ૬.

નિરાશંસ વલી શિવસુખ હેતુ ક્ષમા ગુણઇ રે
તપ તપિયા જિણે એમ આપઇં રે
થાપઇં રે વર પંડિત વીર્ય વિનોદથી રે. ૭.

દર્શન જ્ઞાન ચરિત્ર ત્રિવિધની વીરતા રે
મહાપદ શોભિત ભાવિ ભાસઇ રે.
ભાસઇ રે ત્રિભુવન જનમન ભાયણો રે. ૮.

વીર ધીર કોટી કોટી કૃપા રસનો નિધી રે
પરમાનંદ પયોદ વ્યાપઇ રે
આપઇં રે નિજ સંપદ ફલ યોગ્યતા રે ૯.
બંધ ઉદય સત્તાદિક ભાવાભાવથી રે
ત્રિવિધ વીરતા જાસ જાંણી રે
આણી રે ત્રિપદી રૂપઇં ગણુધરિ રે. ૧૦.
ઠાણુગ જાણુગ ગુણુ ગુણુ ઠાણુક ત્રિહું વિધઇં રે
કાઢયા જિણિં ત્રિદોષ પોષો રે
શોષો રે રોષ તોષ કીધા તુહ્મ રે. ૧૧.
સહજ સુભાવ સુધારસ સેચન વૃષ્ટિથી રે
ત્રિવિધ તાપનો નાશ હોવઇં રે
જો વરે ત્રિભુવન ભાવ સભાવથી રે ૧૨.
**જ્ઞાનવિમલ** ગુણુ ગણુ મણિ રોહણુ ભુધરા રે
જય જય તું ભગવાન નાયક રે
દાયક રે અખય અનંત સુખનો સદા રે. ૧૩

**ઇતિ શ્રી મહાવીર જિન સ્તવનમ્ ।૨૪।**
**ઇતિચોવીસી સંપૂર્ણ:**

**(બ)**

શ્રી આનંદઘનજીનાં સ્તવનો વિશે શ્રીમદ્ જ્ઞાનસારજીએ સમર્થ વિવેચન લખ્યું છે. આનંદઘનજીના અતિગભીર અને અતિગહન આશયને પામવા માટે એમણે આ સ્તવનો પર વર્ષો સુધી ચિંતન અને મનન કર્યું. એના રહસ્યની સ્પષ્ટતા માટે ઘણાને પૂછ્યું પણ ખરુ, પરંતુ એમને સંતોષ સાંપડયો નહિ. શ્રીમદ્ જ્ઞાનસારજીએ એમના બાલાવબોધમાં વાર વાર યોગીરાજ આનંદઘનજીની મહાનતા પ્રત્યેનો પોતાનો આદર પ્રગટ કર્યો છે. આચાર્ય જયસાગરસૂરિજી શ્રીમદ્ જ્ઞાનસાગરસૂરિને 'લઘુ આનંદઘન" કહે છે શ્રીમદ્ જ્ઞાનસારજીએ "આનંદઘન બાવીસી" પર લખેલા બાલાવબોધમાં પોતાની આ ચિંતન-પ્રવૃત્તિનો ઉલ્લેખ કર્યો છે શ્રી. લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના પુણ્યવિજયજી આદિના સંગ્રહની ક્રમાંક

૧૯૮૬૬ની પ્રતિમાથી જ્ઞાનસારજીની એ ચિંતનપ્રવૃત્તિનો એમના જ શબ્દોમાં કરાયેલો ઉલ્લેખ જોઈએ—

“શ્રાવક આગ્રહથી કર્યો, ચૌવીસીનો અર્થ;
અર્થ સમર્થ કિહાં હુવૌ, કિહાં અર્થ નિ વ્યર્થ. ૧
તેહને બુદ્ધિજન સોધસી, કરસી મુજ ઉપગાર,
પર ઉપગારી પુરસનૌ, પર ઉપગાર આચાર. ૨.
પિણ જેહેવી મુઝ ધારણા, તેહનૌ પૂર્ણ પ્રકાસ;
કરી કર્યૌ મૈ અર્થને, અસહીયૈ આયાસ. ૩.
પૂછયા પંડીતથી અરથ, સરી ન કારજ સીધ;
કેથી અર્થ થયૂં નહીં, કેણે કર્યું વિરુદ્ધ. ૪.
જ્ઞાનવિમલ કીનૌ અરથ વાંચ્યો વારંવાર,
પિણ કિમહી ન વિચારણા, કરત કરી નિરધાર. ૫.
સૂર ઉદૈ વિણ કુણ કરૈ, જલ ગતિ જલન વિકાસ;
તિમ મતિ રવિભા કિરણ, રહિસ કરૈ સુવિકાસ. ૬.
નહિ તેહવો મતિથી નિપુણ, નહીં શાસ્ત્રનો ગ્યાંન,
પિણ ગુર કિરપાયૈ, બાલક બોધ વિધાંન. ૭.
દ્રવ્ય દ્રવ્ય માતા મુગતિ, ગુણ વત્સરના આંક ભાદ્રવ સુદિ
ચઉદસ મિતે, સંપૂરણૌ સટંક. ૮.
કિસનગઢૈં ચૌમાસ ષટ, તિહ ચૌથી માસ;
કેતે દિનકે લગનકા, સંપૂરન ભઈ આસ. ૯.
ખરતર ગછમેં દિનમણી, શ્રીજિનલાભસુરિંદ;
રત્નરાજ તસ સિક્ષ સિષ, ગ્યાંનસારમતી મંદ. ૧૦.
ઇતિ આનંદઘને કરી, તવના જિન બાવીસ,
દોય તવન કર મૈં કર્યા, સંપૂરણ ચૌવીસ. ૧૧.
આનંદઘન કૃત તવનમાં, મુઝ તવનૈ અતી વીચ,
અંતર રયણી દિવસનૌ, ઉજ્જલ જલ વલિ કીચ. ૧૨.
એ વિન આનંદઘન તણા, અરથ રહસ પદ દીઠ;
તસ પ્રસાદ એહવા થયા, નીઠ નીઠ પદનીઠ. ૧૩.

આમ સાડત્રીસ વર્ષ સુધી શ્રીમદ્ જ્ઞાનસાગરજીએ આનંદઘનજીનાં સ્તવનો પર ચિંતન–મનન કર્યું, એટલું જ નહિ પણ પોતાના પુરોગામી સ્તબકકાર શ્રી જ્ઞાનવિમલસૂરિએ જેમ બે સ્તવનો લખીને ચોવીસી પૂર્ણ કરી હતી તે જ રીતે શ્રીમદ્ જ્ઞાનસારજીએ પણ છેલ્લાં બે સ્વરચિત સ્તવનો ઉમેરીને ચોવીસી પૂરી કરી. લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરમાં ભરૂચના ભંડારની પ્રતિ નં ૩૪૬માં ૧૩૫મા પત્ર પર એનો આ પ્રમાણે ઉલ્લેખ મળે છે:

"પૂર્વે દોય તવન આનંદઘન નામના અહમદાવાદના ભંડારમાંહેથી દોય ગ્યાંનવિમલસૂરિ દોય તવન દેવચંદ સંવેગી કૃત દેખીને મારી મતિ તવન રચના કરવાનૈ ઉલ્લસી."

## શ્રી પાર્શ્વ જિન સ્તવનં

[શાંતિ જિન ઈક મુજ વિનતી–એ દેશી]

પાસ જિન તાહરા રૂપનૂં મુઝ પ્રતિભાસ કિમ હોય રે
તુઝ મુઝ સત્તા એકતા અચલ વિમલ અકલ જોય રે. પા૦ ૧.
મુઝ પ્રવચન વચન પક્ષથી નિશ્ચયૈ ભેદ ન કોય રે
વિવહારે લખિ દેખીયૈ ભેદ પ્રતિભેદ બહુ લોય રે. પા૦ ૨.
બંધન મોચન હિ નિશ્ચયૈ વિવહારે ભજ દોય રે
અખંડ અનાદિ ન વિચલ કદા નિત્ય અબાધિત સોય રે. પા૦ ૩.
અન્વય હેતુ વ્યતિરેકથી આંતરૌ તુઝ મુઝ રૂપ રે
અંતર મેટવા કારણે આત્મ સ્વરૂપ અનૂંપ રે. પા૦ ૪.
આતમતા પરમાત્મતા સુધ્ધ નય ભેદ ન એક રે
અવર આરોપિત ધર્મ છેં તેહના ભેદ અનેક રે. પા૦ ૫.
ધરમી ધરમથી એકતા તેહ મુઝ રૂપ અભેદ રે.
એક સત્તા લખિ એકતા કહે તે મૂંઢમતિ ખેદ રે. પા૦ ૬.
આતમા ધરમનૈ અનુસરી રમૈ જે આતમા રાંમ રે
આનંદઘન પદવી લહે પરમ આતમ તસ નાંમ રે. પા૦ ૭.

ઇતિશ્રી પાર્શ્વ જિન સ્તવનં સંપૂર્ણમ્. ૨૩.

## શ્રી મહાવીર જિન સ્તવનં

[પંથડો નિહાલૂ રે બીજા જિન તણો રે–એ દેશી]

ચરમ જિણેસર વિગત સરૂપનૂં રે ભાવૂં કેમ સરૂપ
સાકારી વિણુ ધ્યાંન ન સંભવૈ રે એ અવિકાર અરૂપ. ચ૦ ૧.
આપ સરૂપૈ આતમમાં રમે રે, તેહના ધુર બે ભેદ
અસંખ ઊક્કોસૈ સાકારી પદૈ રે નિરકારી નિરભેદ. ચ૦ ૨.
સૂખમ નાંમ કરમ નિરકાર જે રે તે ભેદે નહીં અંત
નિરાકાર જે નિરગત કર્મથી રે તેહ અભેદ અનંત. ચ૦ ૩.
રૂપ નહીં કઈયે બંધન ઘટ્યું રે બંધ ન મોક્ષ ન કોય
બંધ મોખ વિણુ સાદિ અનંતનૂં રે ભંગ સંગ કિમ હોય. ચ૦ ૪.
દ્રવ્ય વિના તિમ સત્તા નવિ લહે રે સત્તા વિણુ સ્યો રૂપ
રૂપ વિના કિમ સીધ અનંતતા રે ભાવું અકલ સરૂપ. ચ૦ ૫.
આતમતા પરણિત બે પરણમ્યા રે તે મુઝ ભેદાભેદ
તદાકાર વિણુ મારા રૂપનૂં રે ધ્યાવૂં વિધ પ્રતિષેધ. ચ૦ ૬.
અંતિમ ભવ ગહિણૈ તુઝ ભાવનૂં રે ભાવસ્યું સુદ્ધ સરૂપ
તઈયૈ આનંદઘન પદ પાંમસ્યૂં રે આતમરૂપ અનૂપ. ચ૦ ૭.

ઇતિશ્રી મહાવીર જિન સ્તવનં સંપૂર્ણમ્. ૨૪.

(ક)

યોગીશ્રી આનદઘનજીનાં સ્તવનોની કેટલીક પ્રતિમાં "ધ્રુવપદ રામી હો સ્વામી હમારા" એવું પાર્શ્વનાથ ભગવાનનુ સ્તવન તેમજ "વીરજીને ચરણે લાગુ" એવું શ્રી મહાવીરસ્વામીનુ સ્તવન મળે છે. સ્તવનને અંતે "આનંદઘન" એ નામનો ઉલ્લેખ મળે છે અને આ શ્રી આનદઘનજી રચિત સ્તવન છે એમ માનીને ઘણા સ્તવન–સગ્રહોમા એ આપવામાં આવ્યા છે. ઈ. સ. ૧૯૧૨માં પ્રગટ થયેલા શ્રી માણેકલાલ ઘહેલાભાઈ ઝવેરીના "અધ્યાત્મોપનિષદ્ અથવા શ્રીમદ્ આનંદઘનજી મહારાજ કૃત ચોવીશી"મા તેમજ ઈ. સ ૧૯૭૬ના સપ્ટેમ્બર-માં પ્રગટ થયેલા મુનિ નેમિચન્દ્રજીના "આનન્દઘન ચૌબીસી પર પદમગ્ન ભાષ્ય-સહિત અધ્યાત્મ દર્શન"મા આને આનદઘનજી કૃત તેવીસમા અને ચોવીસમા સ્તવન ગણવામાં આવ્યાં છે. ઘણી પ્રતિઓમાં પણ શ્રી જ્ઞાનવિમલસૂરિનાં બે

સ્તવનો પછી આ સ્તવનો આલેખાયેલાં છે, પરંતુ શ્રીમદ્ જ્ઞાનસારજીએ લખેલા બાલાવબોધમાં આ સ્તવનો શ્રી દેવચંદ્રજી મહારાજ રચિત છે એવો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે એમા જ્ઞાનસારજી લખે છે—

"જિન દેવચંદ સંવેગિયા આનંદઘનજી ચૌબીસી મહાવીરજી રી તવનામે કહ્યું 'આનંદઘન પ્રભુ જાગે.'" શ્રી દેવચંદ્રજી રચિત આ બે સ્તવનો અમદાવાદના શ્રી ચારિત્રવિજય જ્ઞાનમંદિર(પ્રાચ્ય વિદ્યામંદિર)માંથી મળેલી હસ્તપ્રતમાંથી અહી લીધા છે. પ્રતિનો ક્રમાંક ૯૨૯ છે અને એની લે. સંવત ૧૮૩૧ છે—

## પાર્શ્વ જિન સ્તવનં

(રાગ : સારંગ)

[દેશી રસીયા રાચો હો દાનતણે રસે—એ દેશી]

ધ્રુવ પદ રામી હો સ્વામી માહરા નિઃકામી ગુણરાય, સુગ્યાની
નિજ ગુણ કામી હો પામી તું ધણી ધ્રુવ આરામી હો થાય, સુ૦ ધ્રુ ૧.
સર્વ વ્યાપી કહે સર્વ જાણગપણે પરપરણમન સ્વરૂપ; સુ૦
પર રૂપેં કરી તત્વપણું નહી સ્વ સત્તા ચિદ્રૂપ. સુ૦ ધ્રુ. ૨.
ગ્યેય અનેકેં હો ગ્યાન અનેકતા જલ ભાજન રવિ જેમ, સુ૦
દ્રવ્ય એકત્વપણેં ગુણ એકતા, નિજ પદ રમતાં હો ખેમ, સુ૦ ધ્રુ. ૩.
પરક્ષેત્રેં ગત ગ્યેયનેં જાણવેં પરક્ષેત્રી થયું ગ્યાંન, સુ૦
અસ્તિ પણું નિજ ક્ષેત્રેં તુહે કહ્યો નિર્મલતા ગુણ માંન. સુ૦ ધ્રુ. ૪.
ગ્યેય વિનાશે હો ગ્યાન વિનશ્વરુ કાલ પ્રમાણેં રે થાય. સુ૦
સ્વ કાલેં કરી સ્વ સત્તા સદા તે પર રીત ન જાય. સુ૦ ધ્રુ. ૫.
પર ભાવેં કરી પરતા પામતા સ્વ સત્તા થિર ઠાંણ સુ૦
આત્મ ચતુષ્કમયી પરમાં નહીં તો કિમ સહુનો રે જાણ. સુ૦ ધ્રુ ૬.
અગુરુ લઘુ નિજ ગુણનેં દેખતા દ્રવ્ય સકલ દેખંત. સુ૦
સાધારણ ગુણની સાધર્મ્યતા દર્પણ જલનેં દૃષ્ટાંત. સુ૦ ધ્રુ. ૭.
શ્રી પારસ જિન પારસ સમો પિણ ઇહાં પારસ નાંહિ. સુ૦
પૂરણ રસીઓ હો નિજ ગુણ ફરસનો આનંદઘન મુજ માંહિ સુ૦ ધ્રુ. ૮.

ઇતિશ્રી પાર્શ્વ જિન સ્તવનં. ૨૩

[૨૪]

## (શ્રી વીર જિન સ્તવનં)

(રાગ . ધન્યાશી)

વીરજીને ચરણે લાગુ વીરપણું તે માંગુ રે
મિથ્યા મોહ તિમિર ભય ભાગું જીત નગારું વાગું રે. વી૦ ૧.
છઉમ ત્થ વીરજ લેશ્યા સંગે અભિસંધિ જ મતિ અંગે રે
સુખમ થૂલ ક્રિયાને રંગે યોગી થયો ઉમંગે રે. વી૦ ૨.
અસંખ્ય પ્રદેશે વીર્ય અસંખ્યે, યોગ અસંખિત કંખે રે
પુદ્ગલ ગણ તિણ લ્યેંસુ વિશેષે યથા શક્તિ મતિ લેખે રે. વી૦ ૩.
ઉત્કૃષ્ટે વીરજને વેસે યોગ ક્રિયા નવિ પેખે રે
યોગ તણી ધવતાને લેસે આતમ સગતિ ન ખેસે રે. વી૦ ૪.
કામ વીર્ય વસે જિમ ભોગી તિમ આતમ રે થયો ભોગી રે
સૂરપણે આતમ ઉપયોગી થાઇ તેહ અયોગી રે. વી૦ ૫.
વીર પણું તે આતમઠાણે જાગ્યો તુમચી વાણે રે.
ધ્યાન વિનાણે સકતિ પ્રમાણે નિજ ધ્રુવ પદ પહિચાણે રે. વી. ૬.
આલંબન સાધન જે ત્યાગે પર પરિણતને ભાંગે રે
અક્ષય દર્શન જ્ઞાન વેરાગે આનંદઘન પ્રભુ જાગે રે. ૭.
વીરજીને ચરણે લાગુ

ઇતિશ્રી આનંદઘન કૃતા ચતુર્વિંશતિકા સમાપ્તા. ૨૪.

(૬)

"જૈન યુગ" સામયિકના વિ સ. ૧૯૮૨ ભાદ્રપદ–આશ્વિનના અંકમાં પૃ. ૬૬ પર "આનંદઘનજી કૃત પાર્શ્વ અને વીર સ્તવનો" પ્રગટ કરવામાં આવ્યાં હતાં. એ સ્તવનોની આગળ તંત્રીશ્રીએ આ પ્રમાણે નોંધ મૂકી હતી :

"શ્રીમદ્ આનંદઘનજીના ખુદ પોતાના રચેલાં પાર્શ્વનાથ અને મહાવીર પ્રભુ પરનાં સ્તવનો નહોતાં મળતાં પહેલા બાવીશ તીર્થંકરો પરના તેમનાં સ્તવનો પર યશોવિજયજીએ, જ્ઞાનવિમલસુરિએ અને જ્ઞાનસારજીએ બાળાવબોધ રચ્યાં જણાય છે, પણ નીચેનાં ૨૩મા અને ૨૪મા જિન પરમાં સ્તવનો આખરે સાંપડયાં લાગે છે. આ સુરતના એક ભંડારમાંથી મળી આવેલાં, તે શ્રીયુત દામજી કેશવજીની કૃપાથી તેમની પાસેથી ઉતારી અત્રે મૂકયા છે."

[૨૩]

## શ્રી પાર્શ્વનાથ ભગવાનની સ્તવના

પ્રણમું પદપંકજ પાર્શ્વના
જગવાસના અગમ અનુપ રે,
મોહ્યો મન મધુકર જેહથી,
પામે નિજ શુદ્ધ સ્વરૂપ રે. પ્રણમું૦ ૧.

પંક કલંક શંકા નહીં
નહિ ખેદાદિક દુઃખ દોષ રે,
ત્રિવિધ અવંચક જોગથી
લહે અધ્યાતમ સુખ પોષ રે. પ્રણમું૦ ૨.

દુરંદશા દૂરે ટળે
ભજે મુદિતા મૈત્રી ભાવ રે,
વરતે નિત ચિત્ત મધ્યસ્થતા
કરૂણામય શુદ્ધ સ્વભાવ રે. પ્રણમું૦ ૩

નિજ સ્વભાવ સ્થિર કર ધરે
ન કરે પુદ્દગલની ખેંચ રે,
સખી હુઈ વરતે સદા
ન કદા પરભાવ પ્રપંચ રે. પ્રણમું૦ ૪

સહજ દશા નિશ્ચય જગે
ઉત્તમ અનુપ રસ રંગે રે,
રાચે નાહીં પરભાવસું
નિજ ભાવસું રંગ અભંગ રે. પ્રણમું૦ ૫.

નિજગુણ સબ નિજમેં લખે
ન ચાખે પરગુણની રેખ રે,
ખીર નીર વિવરો કરે
એ અનુભવ હંસસુ પેખ રે. પ્રણમું૦ ૬.

નિર્વિકલ્પ ધ્યેય અનુભવે
અનુભવ અનુભવની પ્રીત રે,
ઓર ન કબહુ લખી શકે
આનંદઘન પ્રીત પ્રતીત રે. પ્રણમું૦ ૭.

[૨૪]

## શ્રીમદ્ વીર ભગવાનની સ્તવના

વીર જિનેશ્વર પરમેશ્વર જયો
જગતજીવન જિન ભૂપ,
અનુભવ મિત્તો રે ચિત્તો હિત કરી
દાખવ્યું તાસ સ્વરૂપ. વીર૦ ૧.

જેહ અગોચર માનસ વચનને
તેહ અતીંદ્રિય રૂપ
અનુભવ મિત્તોરે વ્યક્તિ શક્તિ શું,
ભાખ્યું તાસ સ્વરૂપ. વીર૦ ૨.

નય નિક્ષેપે રે જેહ ન જાણિયે
નવિ જિહાં પ્રસરે પ્રમાણ
શુદ્ધ સ્વરૂપે રે તે બ્રહ્મ દાખવે
કેવળ અનુભવ ભાણ. વીર૦ ૩.

અલખ અગોચર અનુપમ અર્થનો
કોણ કહી જાણે રે ભેદ,
સહજ વિશુદ્ધયેરે અનુભવ વયણ જે
શાસ્ત્ર તે સયલા રે ખેદ. વીર૦ ૪.

દિશિ દેખાડી રે શાસ્ત્ર સવિ રહે,
ન લહે અગોચર બાત,
કારજ સાધક બાધક રહિત જે
અનુભવ મિત વિખ્યાત. વીર૦ ૫.

અહો ચતુરાઈ રે અનુભવ મિત્તની,
　　　　　　　અહો તસ પ્રીત પ્રતીત,
અંતરજામી સ્વામી સમીપ તે
　　　　　　　રાખી મિત્રસું રીત. વીર૦ ૬.
અનુભવ સંગે રે રંગે પ્રભુ મલ્યા
　　　　　　　સફલ ફલ્યા સવિ કાજ,
નિજપદ સંપદ જે તે અનુભવે,
　　　　　　　આનંદઘન મહારાજ. વીર૦ ૭.

આ બંને સ્તવનો પંડિત મુનિશ્રી ગબ્બૂલાલજીએ લખેલા અને પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રીએ ગુજરાતીમાં અનુવાદિત કરેલા પુસ્તક "આનંદઘન ચોવીશી યાને અધ્યાત્મ પરમામૃત"માં અંતે આપવામાં આવ્યાં છે. પણ આ સ્તવનો કોની રચના છે તે સ્પષ્ટ થતું નથી. શ્રી અગરચંદજી નાહટાનું આ વિશે અનુમાન છે કે આ બંને સ્તવનો ઉપાધ્યાય શ્રી યશોવિજયજીનાં હોવાં જોઈએ જો કે આ અંગે કોઈ નિશ્ચિત પ્રમાણ મળતું નથી શ્રી યશોવિજયજીનો આનંદઘન પરનો બાલાવબોધ ક્યાંય ઉપલબ્ધ નથી. એ મળશે ત્યારે આ બે સ્તવનો કોના લખેલા છે તેનું પ્રમાણ કદાચ મળી રહે.

આ બે સ્તવનો આનંદઘનજીનાં છે એવો મત શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ ધરાવે છે. તેઓ છેલ્લાં બે સ્તવનો અપ્રાપ્ય હોવા અંગે લખે છે–"૨૩મા અને ૨૪મા જિનનાં સ્તવનો કેમ સાંપડતા નથી ? શું તે મહાપુરુષનો તે રચે તે પહેલાં દેહ પડી ગયો હશે ? (૨) તેમનાં રચેલા લુપ્ત થયા હશે ? (૩)તે લોક પાસે મૂકવા યોગ્ય નહિ ગણી જાણી જોઈને મુકાયા નહિ હોય ?–ત્રીજો વિકલ્પ વધુ સંભવિત હોય એમ કોઈ તર્ક કરે છે, કારણ કે તે 'જૈનયુગ' માસિકના સં. ૧૯૮૨ના ભાદ્રપદ–આશ્વિનના અંકમાં પૃ. ૬૬મા મે પ્રસિદ્ધ કરેલા તેમના જ રચેલા હોય તો તેમાં ૨૩મા પાર્શ્વજિન સ્તવનમા નિશ્ચય માર્ગ છે અને ૨૪મા વીર જિન સ્તવનમાં 'અલખ અગોચર અનુપમ અર્થનો, કોણ કરી જાણે રે ભેદ, સહજ વિશુધ્ધે રે અનુભવ–વયણ જે, શાસ્ત્ર તે સયલા રે ખેદ . દિશિ દેખાડી રે શાસ્ત્ર સવિ રહે, ન લહે અગોચર વાત, કારજ સાધક બાધક રહિત જે અનુભવ મિત્ત વિખ્યાત' એમ જણાવી શાસ્ત્ર કરતાં અનુભવની વિશેષતા બતાવી છે; સઘળાં શાસ્ત્રને 'ખેદ' શબ્દ વાપરી તેમને ઉતારી પાડવા જેવું વચન લોકો માની લે અને તેથી અર્થવિપર્યાસ કરે–એ કારણે તે ગોપ્ય રખાયાં હોય."[1]

શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈની આ કલ્પના સ્વીકાર્ય જણાતી નથી. બધળાં શાસ્ત્રો ખેદરૂપ છે એ વિગત ચોવીસમા સ્તવનમાં આવે છે, તો પછી તેવીસમું સ્તવન ગોપ્ય રાખવાનું કારણ શુ ? બીજી હકીકત એ પણ છે કે આમાં ગોપ્ય રાખવા જેવી કોઈ વિગત જ નથી. "નદીસૂત્ર" નામના આગમના એક અંગમાં કહ્યું છે કે સમ્યક્ત્વવાળા માટે આ શાસ્ત્રો સત્ય છે અને મિથ્યાત્વ ભાવવાળા માટે અસત્ય છે. અહીં એટલુ જ કહેવાયુ છે કે શાસ્ત્રો એ માર્ગ બતાવનારાં છે, દિશાનું સૂચન કરનારાં છે. સાધકે તો શાસ્ત્રે ચીધ્યા માર્ગે સાધનાના પથ પર આગળ પ્રયાણ કરવાનુ હોય છે. આમ, આ સ્તવનની વિગત કોઈ વિતંડા ઊભી કરે તેવી નથી અને એથી એને ગોપ્ય રાખવામાં આવ્યાં હોય તે બાબત સ્વીકારી શકાય તેવી નથી. જુદા જુદા ભંડારોની કેટલીય હસ્ત-પ્રતો જોતાં આ સ્તવનો મળતાં નથી. શ્રી જ્ઞાનવિમલસૂરિ, શ્રી દેવચંદ્રજી અને શ્રી જ્ઞાનસારજીએ આનંદઘનજીનાં છેલ્લા બે સ્તવનો ગોપ્ય રાખવામા આવ્યાં હોવાથી હકીકતનો ક્યાંય જરા સરખો નિર્દેશ કર્યો નથી, આથી આ સ્તવનો પાછળથી કોઈએ એમના નામે જોડી કાઢ્યાં હોય તેમ લાગે છે

## પાદટીપ

૧. "શ્રી મહાવીર જૈન વિદ્યાલય રજત મહોત્સવ સ્મારક ગ્રંથ." લેખ "અધ્યાત્મી શ્રી આનંદઘન અને શ્રી યશોવિજય", લેખક–મોહનલાલ દલીચંદ દેસાઈ, પૃ ૨૦૪.



# ૧૪ સ્તવનોનું ભાષાસ્વરૂપ

મધ્યકાલીન સમયની સંતપરંપરા દેશની ધાર્મિક અને સાંસ્કૃતિક આધારશિલા હતી ઝનૂની વિદેશી આક્રમણ હેઠળ કચડાઈ જવાનો ભય ધરાવતી એ સંસ્કૃતિને જતનથી જાળવવાનો અને એમાં નવીન પ્રાણસંચાર કરવાનો સંતપરંપરાએ ભગીરથ પુરૂષાર્થ કર્યો હતો. સંતોની વાણી એ સત્યની વાણી હતી; આત્મ-ખોજની ગહન પ્રક્રિયા હતી વિરહઘેલી ગોપીની શ્યામની શોધ હતી; તત્ત્વચિંતક માટે પરમપદપ્રાપ્તિની એ શબ્દબદ્ધ ઝંખના હતી. આ વાણી સ્વયંભૂ આત્મઅનુ-ભવમાંથી પ્રગટી હોવાથી જનહૃદયને સ્પર્શતાની સાથે જ જનહૃદયમાં આત્મસાત્ થઈ જતી હતી સાધુસંતની એ ખોજ, પછી એ અલક્ષ્ય અલખની હોય કે સલૂણા શ્યામની હોય, બ્રહ્મની હોય કે જિનેશ્વરની હોય, પણ એ લોકકંઠમાં કેટલાય પ્રતિધ્વનિ જગાડતી જગાડતી ગુંજતી હતી

મધ્યકાલીન સમયમા સંદેશાવ્યવહારનાં ઝડપી સાધનો ઉપલબ્ધ ન હતાં; તેમ છતાં સંતોની વાણી એક પ્રદેશમાં પ્રગટતી અને કેટલાય પ્રદેશો પર ફેલાઈ જતી હતી; એટલું જ નહિ પણ એ દરેક પ્રદેશના લોકહૃદયને એટલી બધી પ્રભાવિત કરતી કે દરેક વ્યક્તિ એમા પોતાની જ ભાષા, ભાવના અને ઝંખના જોતી. "કહત કબીર સુનો ભાઈ સાધો" કે "મીરાં કે પ્રભુ ગિરધર નાગર"નુ પદ દરેક પ્રદેશને પોતીકું લાગતુ. આનું કારણ એ હતુ કે સાધુ–સંતો ઠેર ઠેર ઘૂમતા હતા, અનેક તીર્થસ્થળોની યાત્રા કરતા હતા અને સાથેસાથ પોતાનાં ભજનોથી આમજનતાની ધાર્મિક ભાવનાને સતેજ રાખતા હતા. જૈન સાધુ-ઓના વિહારને કારણે આ ધર્મભાવનાની સુવાસ જુદા જુદા પ્રદેશોમા પ્રસરતી. તેઓ એક સ્થળે ચાતુર્માસ ગાળીને ધર્મભાવના અને ધર્મઅનુષ્ઠાન વિશેષરૂપે પ્રવર્તાવતા હતા આમ, ભારતના સાધુ–સંતોની વાણીમા વિવિધ પ્રદેશોની પ્રજાના સંપર્કને કારણે જુદી જુદી ભાષા કે બોલીનાં તત્ત્વોનો છંટકાવ સ્વાભાવિક રીતે જ થઈ જતો અને એ વાણીને વિવિધ પ્રદેશના લોકો આત્મસાત્ કરતા. પરિણામે સંતવાણી પર પ્રાદેશિક બોલીનો રંગ ચડ્યા વગર રહેતો નહિ. સતત વિહારી જૈન સાધુનો જુદા જુદા પ્રદેશના લોકો સાથે મેળાપ થતો એમનાં વ્યાખ્યાનોને જે તે પ્રદેશની બોલીનો પાસ જાણ્યે–અજાણ્યે લાગી જતો.

મીરાં ગુજરાતની, રાજસ્થાનની કે વ્રજ પ્રદેશની અથવા તો આનંદઘન ગુજરાતના કહેવાય કે રાજસ્થાનના ગણાય તેવો પ્રશ્ન આ વિશાળ સાંસ્કૃતિક સંદર્ભમાં વરવો લાગે છે. સંતો દેશ સમસ્તની સહિયારી સાંસ્કૃતિક સંપત્તિ છે. આપણે એને સ્થળ, પ્રદેશ કે ભાષાની સીમામાં બાંધવા ઇચ્છીએ છીએ. ઉત્તર હિંદના સંત કબીરના ભાવ માત્ર ગુજરાત કે મહારાષ્ટ્ર સુધી નહિ, પણ છેક બંગાળ, આસામ અને ઓરિસ્સા સુધી ફેલાયેલા મળે છે. બંગાળના ગોપીચંદનું સંગીત છેક સિંધ અને કર્ણાટકમાં ગુંજે છે મહારાષ્ટ્રના પ્રસિદ્ધ સંત નામદેવની હિંદી કવિતા પણ મળે છે.

આ પરિપ્રેક્ષ્યમાં આનંદઘનનાં સ્તવનોના ભાષા–સ્વરૂપનો વિચાર કરવો જોઈએ. આ સમયે મિશ્ર ભાષાની પરંપરા પ્રવર્તમાન હતી. આમાં મુખ્યત્વે એક ભાષા હોય અને એની સાથે અન્ય ભાષા કે બોલીની એમા છાંટ મળતી હોય મુખ્યત્વે ગુજરાતી ભાષા હોય અને તેમા રાજસ્થાની અને વ્રજ ભાષાના શબ્દોનું મિશ્રણ આવતુ હોય અથવા તો મુખ્યત્વે રાજસ્થાની કે વ્રજ ભાષા હોય અને એમા ગુજરાતી ભાષાના શબ્દોનુ મિશ્રણ થાય આ ભાષાસ્વરૂપની ખૂબી એ હતી કે એમા જે ભાષા પાયારૂપ હોય અને જે ભાષાના તત્ત્વોનો ઉપર ઉપરથી છંટકાવ થયો હોય એ બધા પ્રદેશમાં લગભગ એકસરખી પ્રચલિત હોય

આ મિશ્ર ભાષા એ કોઈ પ્રદેશવિશેષની માતૃભાષા નહોતી,-પરંતુ એક વ્યાપક પ્રદેશ પર વપરાતી ભાષા હતી એ સમયનો શ્રોતાવર્ગ પણ આ ભાષાથી સારી રીતે પરિચિત હતો. અનેક સંતોએ પોતાનાં દર્શન–સંવેદનને પ્રગટ કરવા માટે આ મિશ્ર ભાષાનો આશ્રય લીધો હતો મિશ્ર ભાષાની આ ભૂમિકાને નહી સમજનારા કેટલાક ભાષાઓના આવા મિશ્રણને ખીચડી કહે છે. ડો. શ્યામ સુંદરદાસે કબીરની ભાષાને "પંચમેલ ખીચડી" કહી છે.[૧] હકીકતમાં કબીરની ભાષા એ ખીચડી ભાષા નથી, પણ અનેક ભાષાઓના સંપર્કથી સ્વયમેવ બંધાયેલી મજબૂત કાઠાવાળી ભાષા છે મીરાંના ભજનોમાં આ જ રીતે રાજસ્થાની, ગુજરાતી અને વ્રજ ભાષાના તત્ત્વો એકરૂપ થયેલાં જોવા મળે છે

આ જ અરસામાં એક બીજી ભાષા–પરંપરા પણ ઊભી થયેલી નજરે પડે છે કવિ એક ભાષામા રચના કરતો હોય, પરંતુ એ જ રચનામાં થોડાક પદ અન્ય ભાષામા પણ રચ્યાં હોય. ભાલણનો "દશમસ્કંધ" ગુજરાતી ભાષામાં છે, પણ એ "દશમસ્કંધ"માં જ અલગ તરી આવે તે રીતે વ્રજ ભાષાના પાંચ-પદ આપ્યાં છે; "દશમસ્કંધ" ની અમુક પ્રતિઓમાં વ્રજ ભાષામાં ભાલણના

-નામવાળાં વધુ બે પદ પણ મળે છે. કેશવદાસે રચેલા "દશમસ્કંધ"ના ચૌદમા અને સોળમા સર્ગમાં વ્રજ ભાષામાં રચના કરી છે. નયસુંદરના "નળ દમયંતી રાસ"માં આવતા રેખતાની ભાષા ઉર્દૂ જેવી છે. શામળની પદ્યવાર્તાઓ ગુજરાતી ભાષામા છે, પણ તેમા આવતા દુહા, સમસ્યાઓ વગેરે વ્રજ ભાષામાં છે આમ એક કૃતિમા બે ભાષા પ્રયોજાયેલી જોવા મળે છે, જો કે એ બંનેનો ઉપયોગ જુદી તારવી શકાય તે રીતે થયેલો હોય છે.

મધ્યકાલીન સમયમા એક ત્રીજી પરંપરા વિશેષ પ્રચલિત છે. સર્જક પોતાની માતૃભાષા ઉપરાંત અન્ય ભાષાઓમાં પણ કૃતિઓ રચતો હોય છે. અખો, યશોવિજયજી, પ્રીતમ, નિરાત, મુક્તાનંદ, નિષ્કુલાનંદ અને દયારામ જેવા ગુજરાતી કવિઓએ વ્રજ ભાષામાં સ્વતંત્ર રચનાઓ કરી છે આ પરંપરા દલપતરામમા પણ જોવા મળે છે દલપતરામે વ્રજ ભાષામાં સ્વતંત્ર ગ્રંથો રચ્યા છે

યોગી આનંદઘનનાં સ્તવનોમા મિશ્ર ભાષાની પરંપરાનો પ્રથમ પ્રકાર જોવા મળે છે આમાં પાયારૂપે એક ભાષા પ્રયોજાયેલી છે એની સાથેસાથ અન્ય ભાષાની છાટ દેખાઈ આવે છે મિશ્ર ભાષાનુ આ વલણ જૈન સાધુઓમાં એમના વિહારને કારણે પણ આવ્યુ હોય. આનંદઘનની વિહારભૂમિ ગુજરાત અને રાજસ્થાન છે અને તેથી એમની ભાષામાં આ બંને પ્રદેશની ભાષાઓનુ મિશ્રણ છે. આ સમયના જૈન સાધુઓમા ગુજરાતી અને રાજસ્થાની ભાષાના મિશ્ર સ્વરૂપની પરંપરા જોવા મળે છે, તો જૈનેતર સાધુ–સંતોમાં ગુજરાતી અને વ્રજ ભાષાના મિશ્ર સ્વરૂપની પરંપરા નજરે પડે છે

આ મિશ્ર ભાષાસ્વરૂપને પારખતા પહેલા કેટલીક બાબતો વિચાર માગી લે છે એ સમયે ભાષાઓના કોઈ વાડા નહોતા કે ન તો ભાષાને કોઈ 'લેબલ' હતું. આ સંત—પરંપરા ભાવ પર નજર ઠેરવતી હતી, ભાષા પર નહિ. એ સમયે જુદા જુદા રાજ્યો વચ્ચે કોઈ નિશ્ચિત સીમા નહોતો એમાંય વળી આ સંતોને તો સીમા ક્યાંથી સ્પર્શે ? આથી એમની રચનાઓ એ કોઈ એક જ પ્રદેશની ભાષાની મહોર ધરાવતી રહેવાને બદલે એમાં બીજા પ્રદેશની બોલીના અંશો આવી મળે તે સ્વાભાવિક હતુ

વળી, આ સંતોએ પોતે તો પોતાની રચનાઓ લખી જ નથી. એમના અંતરમાથી સરેલી એ અમૃતધારા લોકકંઠમા ઝીલાઈ અને એને આધારે બીજાઓએ લિપિમાં એને સંઘરી રાખવા પ્રયત્ન કર્યો કબીર કે આનંદઘને કઈ ભાષામા પોતાની કૃતિઓની રચના કરી હશે તેનો તાગ મળવો અશક્ય છે. આપણે તો માત્ર

એનું પ્રાચીનમાં પ્રાચીન ભાષાસ્વરૂપ મેળવીને મૂળ સ્વરૂપની નજીક પહોંચવાની મથામણ જ કરી શકીએ વળી, આ પ્રતિ ક્યા લખાઈ છે તે બાબત પણ અગત્યની બને છે. લહિયો પોતાને પરિચિત એવી ભાષા અથવા તો પોતાની આસપાસના સમાજમાં એ કૃતિઓ જે રીતે બોલાતી—ગવાતી હોય તે રીતે તેને આલેખવા યત્ન કરે છે આમ, જ્યાં જ્યાં આ રચનાઓનો પ્રચાર થતો જાય છે ત્યાં ત્યાં એ પ્રદેશની ભાષાનો રંગ મૂળ કૃતિ પર ચડતો જાય છે. આ પદો કે સ્તવનો લોકકંઠમાં જીવતાં હોવાથી એ જે જે પ્રદેશમાં ગવાયા તેની અસર ઝીલતાં ગયાં. આ કારણે જ મીરાનાં પદો રાજસ્થાની, વ્રજ, ગુજરાતી અને પંજાબી એમ ચાર ભાષા–સ્વરૂપમાં સાંપડે છે.[૨] આ સમયે સ્પષ્ટ ભૌગોલિક સીમાડાઓનો અભાવ હતો. વળી, રાજકીય સીમાડાઓમાં પણ સંકોચ યા વિસ્તાર થતો રહેતો હતો. સાધુ–સંન્યાસીઓ, યાત્રાળુઓ, સંન્યો વગેરેને કારણે એક ભાષામાં અન્ય ભાષાઓનું મિશ્રણ થતું

આનંદઘનના સ્તવનોના ભાષાસ્વરૂપને પામવા માટે કેટલાક વિદ્વાનોએ પ્રયત્ન કર્યો છે આમાં શ્રી મનસુખલાલ મહેતાએ "જૈન કાવ્યદોહન"માં અને શ્રી મોતીચંદ કાપડિયાએ "આનંદઘનનાં પદો"માં સ્તવનોની ભાષાના સ્વરૂપ અંગે વિગતે ચર્ચા કરી છે. શ્રી મનસુખલાલ મહેતાએ "ભાષાવિવેકશાસ્ત્ર (philology)ની દૃષ્ટિએ" આનંદઘનના સ્તવનોને મૂલવવાનો પ્રયત્ન કર્યો છે અને એમણે આનંદઘનજીનાં સ્તવનોની ભાષા સૌરાષ્ટ્રની ઝાલાવાડી બોલીને મળતી છે એમ સાબિત કરવા પ્રયાસ કર્યો છે શ્રી મનસુખલાલ મહેતાએ સ્તવનોની શુદ્ધ વાચના પરથી નિર્ણય તારવવાને બદલે પોતાને જે ભાષા–સ્વરૂપમા સ્તવનો મળ્યાં, તે પરથી નિર્ણય તારવ્યો છે આથી એમની તારવણી સ્વીકાર્ય બને તેમ નથી. જેમ કે–"મળસુ કંતને ધાય", (૧ : ૩), "મેળો" (૧ :૩) તેમજ "ધાર તલવારની સોયલી દોવલી" જેવા શબ્દપ્રયોગોમાં "સુ", "મેલો" અને "સોયલી", "દોવલી" સૌરાષ્ટ્રમાં વિશેષ વપરાશમાં છે એમ તેઓ કહે છે, પરંતુ આ શબ્દોમાં પ્રથમ શબ્દનો શુદ્ધ પાઠ "મિલસુ" છે, જે જૂની ગુજરાતીમાં પ્રચલિત છે. "મેળો" ને બદલે શુદ્ધ પાઠ "મેલો" છે, જ્યારે "સોયલી" અને "દોવલી"ને બદલે શુદ્ધ પાઠ "સોહિલી", "દોહિલી" છે. જ્યારે ક્યાંય "દોવલી" શબ્દ તો મળતો નથી. સૌરાષ્ટ્રમાં પણ "સોહ્યલુ–દોહ્યલુ"માથી "સોયલુ–દોયલુ" રૂપ થયેલુ મળે છે. "દોવલુ" જેવું રૂપ તો ક્યાય મળતુ નથી. શ્રી મનસુખલાલ મહેતા કહે છે કે "કાંણ માંડવી" એ શબ્દ સૌરાષ્ટ્રમાં વધારે બોલાય છે. તેઓના માનવા પ્રમાણે "કાંણ" શબ્દનો અર્થ "કથા"

એવો થાય છે અને લાંબી લાંબી વાત કર્યા કરવી તેને "કાણુ માડી બેસવુ" એમ સૌરાષ્ટ્રમા કહેવાય છે.

આ અંગે વિચારીએ તો જણાશે કે લાબી લાંબી વાત કરવા સૌરાષ્ટ્રમાં જો "કાણુ" શબ્દ વપરાતો હોય તો એ અર્થમા શ્રી આનંદઘનજીએ શ્રી મલ્લિનાથ જિનસ્તવનમા આ શબ્દ વાપર્યો નથી. વળી, રૂઢ અર્થમાં કોઈના અવસાન પછી પોક મૂકવામાં આવે ત્યારે "કાણુ માડવી" એમ કહેવાય છે. એ અર્થમા પણ આ શબ્દ આ સ્તવનમાં પ્રયોજાયેલો નથી આ શબ્દનો શુદ્ધ પાઠ "કાંણિ" છે અને અહીં એ શબ્દ "ખટકો" કે "વસવસો"ના અર્થમાં પ્રયોજાયો છે.

"બાપડા" અને "દેદાર" શબ્દ ગુજરાત કરતા સૌરાષ્ટ્રમા વિશેષ બોલાય છે એમ શ્રી મનસુખલાલ મહેતા દર્શાવે છે. હકીકતમા આ શબ્દો બધે જ પ્રચલિત છે અરબી શબ્દ "દીદાર"નું વિકલ્પરૂપ "દેદાર" બન્યુ છે. એ કોઈ પ્રાંતીય રૂપ નથી. આમ, આનંદઘનની ભાષાને ઝાલાવાડી બોલી ગણવી અને એ રીતે આનંદઘનનો જન્મ ઝાલાવાડમા થયો હતો એવો શ્રી મનસુખલાલ મહેતાનો અભિપ્રાય સ્વીકારી શકાય તેવો નથી. એમનુ આ તારણ અંગત છાપવાળું અને નક્કર પ્રમાણોના અભાવવાળુ છે, આમ છતાં આનંદઘનનાં સ્તવનોને ભાષાની દૃષ્ટિએ પારખવાના સૌ પ્રથમ પ્રયાસ તેમનુ આ કાર્ય નોંધપાત્ર ગણાય

આ પછી આનંદઘનના સ્તવનોના ભાષાસ્વરૂપને દર્શાવવાનો પ્રયત્ન શ્રી મોતીચંદ કાપડિયાએ કર્યો છે એમણે આનંદઘનના પદ અને સ્તવનોને લક્ષમાં રાખીને આની ચર્ચા કરી છે. તેમા સ્તવનોના શબ્દપ્રયોગો, ચરણો, કહેવતો તેમ જ રાજસ્થાનીને અનુરૂપ લિંગવ્યત્યય બતાવીને આ સ્તવનોની ભાષા "મિશ્ર મારવાડી–હિંદી" છે એમ સિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે. એમના કેટલાક વિધાનો ચર્ચાસ્પદ છે ખરાં જેમ કે–"પંથ નિહાળશુ", "સગાઈ", "કીધી", "અલખ", તેમ જ "સાધે" શબ્દમા એમણે મારવાડી ભાષાની અસર જોઈ છે. આ શબ્દોને ચકાસીએ તો ખ્યાલ આવે છે કે "નિહાળશું" માટે હિંદીમા "निहालना જેવો શબ્દ નથી, જ્યારે આપણે ત્યા "નિહાળવું" એ શબ્દ પ્રયોજાતો હતો. "સગાઈ" શબ્દ મારવાડી ભાષામાં જ નહિ પણ જૂની ગુજરાતીમા પણ મળે છે. એ જ રીતે "સગાઈ કીધી"માં "કીધી" શબ્દનો પ્રયોગ "કહેવા" અને "કર્યું" એ બને માટે આજે સૌરાષ્ટ્રમાં થાય છે. "किद्ध" રૂપ એ ગુજરાતી ભાષામાં ઘણુ પ્રાચીન રૂપ છે. "અલખ" એ માત્ર મારવાડી પ્રયોગ નથી,

પરંતુ એ સમયે ગુજરાત–રાજસ્થાનના પ્રદેશમાં વ્યાપક એવો પ્રયોગ છે. "સકલ નયવાદ વ્યાપી રહ્યો", "શિવસાધન સંધિ રે" જેવી શ્રી શાંતિનાથ સ્તવનની પંક્તિઓમાં મારવાડી પ્રયોગ અને મારવાડ કરતાં પણ ઉત્તર હિંદના સંસ્કારોનું ગુજરાતી સાથે મિશ્રણ શ્રી મોતીચંદ કાપડિયા જુએ છે તે પ્રતીતિકર લાગતું નથી એવી જ રીતે "ઇસ્યો આગમે બોધ રે" અને "પુરુષ કિશ્યુ મુજ નામ" એ પંક્તિઓમાં "ઇસ્યો" અને "કિશ્યુ"માં શ્રી મોતીચંદ કાપડિયા મારવાડી ભાષાની અસર જુએ છે, પરંતુ આ બંને શબ્દો ક્રમશ. સં. ईद्दश અને સં कीद्दश પરથી આવ્યા છે અને તે જૂની ગુજરાતીમાં પ્રચલિત છે, આમ છતાં શ્રી મોતીચંદ કાપડિયાનો ભાષાસ્વરૂપ તારવવાનો આ પ્રયત્ન શ્રી મનસુખલાલ મહેતાથી એક સોપાન આગળ લઈ જાય છે એમ કહી શકાય.

આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ચોવીસીની ભાષા મુખ્યત્વે ગુજરાતી માને છે અને અલ્પ શબ્દો બીજી ભાષાના આવી ગયા છે એમ કહે છે. શ્રી પ્રભુદાસ પારેખ પણ "આનંદઘન ચોવીસી"ને "ગુજરાતી ભાષાનુ ભાષાદષ્ટિએ પણ એક અણમોલ રત્ન" કહે છે.[3] શ્રી ક્ષિતિમોહન સેન આનંદઘનની ભાષાને રજપૂતાનાની ભાષા માને છે, જ્યારે શ્રી વાસુદેવસિંહ માને છે કે કબીર, આનંદઘન તેમ જ અન્ય સંતો દ્વારા પ્રયોજાયેલી ભાષા તે સમયની જનભાષા હતી જેનો ઉપયોગ કેવળ ઉત્તર ભારતનાં વિભિન્ન ક્ષેત્રોમાં જ નહિ, પરંતુ દક્ષિણના સાધકો પણ કરતા હતા.[4] ડૉ. વાસુદેવસિંહનો આ મત વિચારણીય છે. સંતોએ એક જ પ્રદેશની જનભાષામાં પોતાની રચનાઓ કરી નહોતી, પરંતુ આગળ જોયું તેમ જનભાષાથી જુદી એવી સંતોની એક આગવી કાવ્યભાષા હતી, જેમા એકથી વધુ ભાષાઓનાં તત્ત્વોનુ મિશ્રણ હતુ. "आनंदघन ग्रंथावली"માં સ્વ. ઉમરાવચંદ જરગડ અને શ્રી મહતાબચંદ ખારૈડ આનંદઘનનાં સ્તવનોની ભાષાને "પશ્ચિમી રાજસ્થાની ગુજરાતી હિંદી" કહે છે.

આનંદઘનનાં સ્તવનોના ભાષાસ્વરૂપને સ્વતંત્ર દૃષ્ટિએ મૂલવીએ. આનંદઘનનો સમય આશરે વિ. સ. ૧૬૬૦ થી વિ. સ. ૧૭૩૦ લગભગનો છે. આથી આનંદઘન એ અખા (વિ. સ. ૧૬૪૮ થી વિ સં. ૧૭૨૫)ના સમકાલીન કહેવાય અને પ્રેમાનંદના પૂર્વસમકાલીન ગણાય.

મધ્યકાળના ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ પર નજર કરીએ તો ખ્યાલ આવે છે કે શ્રી હેમચંદ્રાચાર્ય પછી ચૌલુકયકાળમાં સ્થાનિક ભાષાઓનો વિકાસ થયો. ઈ.સ. ૪૧૧માં અમદાવાદની સ્થાપના થઈ અને પંદરમી સદીના આરંભે ગુજરાત અને રાજસ્થાનનો રાજકીય સંબંધ જુદો થયો.

પંદરમી સદી પહેલા ગુજરાત અને રાજસ્થાન વચ્ચે સાંસ્કૃતિક આદાન–પ્રદાન ગાઢ હતુ અને એને પરિણામે આ બંને પ્રદેશો પર સમાન ભાષાસ્વરૂપ પ્રચલિત હતુ આ ભાષાસ્વરૂપને ડૉ. તેસ્સિતોરી "જૂની પશ્ચિમી રાજસ્થાની", શ્રી ઉમાશંકર જોશી "મારુ–ગુર્જર", શ્રી ભોગીલાલ સાંડેસરા "જૂની ગુજરાતી"[૫] અને શ્રી હરિવલ્લભ ભાયાણી "પ્રાચીન ગુર્જર"[૬] એવુ નામ આપે છે. આ સમયે ગુજરાત અને રાજસ્થાન વચ્ચે ભાષાકીય સાહિત્યિક અને સાંસ્કૃતિક એકતા પ્રવર્તતી હતી સમાન સાંસ્કૃતિક વિશિષ્ટતાઓને કારણે ગુજરાત અને રાજસ્થાનનુ આદાન–પ્રદાન ગાઢ હતુ, પરંતુ જ્યારે સામાજિક અને સાંસ્કૃતિક સંદર્ભમા પરિવર્તન આવે છે ત્યારે પ્રદેશોને સાધનારી કડીઓ વિખૂટી પડે છે. ઐતિહાસિક, ભૌગોલિક અને આર્થિક પરિબળોને કારણે આવુ પરિવર્તન આવતુ હોય છે અને આ પરિવર્તનની સાથોસાથ એ પ્રદેશોના ભાષાસ્વરૂપમાં પણ પરિવર્તન આવે છે. પ્રદેશો વચ્ચે સંપર્કની માત્રા ઓછી થતી જાય અને ઉત્તરોત્તર એ પ્રદેશની ભાષાનું આગવુ વ્યક્તિત્વ સિદ્ધ થતુ જાય ગુજરાત અને રાજસ્થાનની સાંસ્કૃતિક એકતા અળગી થતા એ બંને પ્રદેશોમા ભાષાઓ વિશિષ્ટ વ્યકિતત્વ ધારણ કરતી જાય છે. એ પછી ભાષાનાં વર્ણો, રૂપો, વાકયરચના, શબ્દભંડોળ, અર્થસંકેતો અને બંધારણ એ બધામાં પરિવર્તન આવતુ જાય છે. પંદરમી સદીમા ગુજરાત અને રાજસ્થાન સ્વતંત્ર થતા પરિવર્તન આવે છે. ગુજરાત–મારવાડી–માળવી એ ત્રણે ભાષાઓ ત્રણ જુદી જુદી શાખાઓમાં વિભક્ત થાય છે અને મારવાડી, માળવી અને ગુજરાતી ભાષાનુ સ્વતંત્ર સ્વરૂપ જોવા મળે છે.

ગુજરાતી ભાષાનુ આ સ્વતંત્ર સ્વરૂપ છેક દયારામ સુધી વિસ્તરેલુ છે પંદરમી સદીથી ઈ.સ. ૧૮૫૦ સુધી આ સ્વરૂપ પ્રચલિત હતુ. જો કે એમાં ભાષાપરિવર્તનની પ્રક્રિયા તો સતત ચાલતી જ હતી. આથી જ "કાન્હડદે પ્રબંધ" કરતાં પ્રેમાનંદના "નળાખ્યાન"ની ભાષા વધુ સરળ લાગે છે આનુ કારણ એ કે પ્રેમાનંદ એ પદ્મનાભ કરતાં અર્વાચીન ગુજરાતી ભાષાભૂમિકાની વધુ નજીક છે

આનંદઘનજીના સ્તવનોના ભાષાસ્વરૂપને જોતાં કેટલીક બાબતો લક્ષમાં લેવી જોઈએ એક તો લિપિ પ્રતિબિંબનમાં બોલાતી ભાષાનો એક વિશિષ્ટ આકાર જ પ્રાપ્ત થાય છે. લહિયાને જે પ્રત મળી હોય એના પરથી જ કૃતિ લખાતી હોય છે. આમ એના લેખકની રૂઢિ યથાતથ જળવાતી હોય છે આને કારણે જ એક જ શબ્દના ભિન્ન ભિન્ન રૂપો આ હસ્તપ્રતમાથી મળે છે આ

સમયે જે રીતે ઉચ્ચારણ થતું હોય તેને બદલે કયારેક જુદું રૂપ અને કયારેક જૂનુ રૂપ પણ લહિયો વાપરતો હોય છે. પદ્યમા પ્રાસ કે અનુપ્રાસ મેળવવા માટે પોતાના સમયના ઉચ્ચારણમાં હોય તેનાથી જુદુ કે જૂનુ રૂપ વાપરવા પણ પ્રેરાય છે. વળી પદ્ય વધુ conservative હોય છે, આથી એમા અગાઉની ભાષાભૂમિકાનાં રૂપો પણ જળવાયેલાં રહે છે પરિણામે એક જ કૃતિમાં 'કરઇ' અને 'કરે' જેવાં બને રૂપો મળે.

મધ્યકાલીન ગુજરાતીમાં પ્રાચીન ગુર્જર કે જૂની ગુજરાતી પછીની બીજી ભૂમિકાનો પ્રારભ પદરમી સદીથી થયો આ સ્તવનોની ભાષાનુ સ્વરૂપ મધ્યકાલીન ગુજરાતીની ઉત્તરવર્તી ભૂમિકાનું જણાય છે. સ્તવનોની ભાષાનું કાઠું રાજસ્થાની ભાષાનુ છે અને કર્તાની માતૃભાષા રાજસ્થાની હોય એવુ લિગવ્યત્યય અને અન્ય પ્રમાણોથી તારવી શકાય છે, પરતુ ગુજરાતના પ્રદેશોમાં લાબો સમય વિહાર કર્યો હોવાથી સ્તવનોમા ગુજરાતી ભાષાનો સ્પર્શ મોટા પ્રમાણમાં અનુભવવા મળે છે.

પાદટીપ

૧ "कबीर ग्रन्थावली" प्रस्तावना – डॉ. श्याम सुदरदास, पृ ६७
२ "मीराबाई की पदावली" भूमिका लेखक–श्री परशुराम चतुर्वेदी, पृ ६५
૩ "આનદઘન ચોવીસી" ઉપોદ્ઘાત લે. શ્રી પ્રભુદાસ પારેખ, પૃ ૨૪
४ "अपभ्रश और हिन्दीमे जैन रहस्यवाद" लेखक–डो. वासुदेवसिह, पृ १०६
૫ "અન્વેષણા," લે શ્રી ભોગીલાલ સાંડેસરા, પૃ ૧૧
૬ "અનુશીલનો," લે. શ્રી હરિવલ્લભ ભાયાણી, પૃ. ૯૦

# ૧૫ વ્યાકરણ

અનુસ્વાર અને અનુનાસિક ઉચ્ચારણ

આ સ્તવનોમા વપરાયેલા અનુસ્વાર અને અનુનાસિક ઉચ્ચારણોમા ત્રણ વિશેષતા નોધપાત્ર જણાય છે. એક તો અનુનાસિક વ્યજનની પૂર્વેનો સ્વર અનુનાસિક ઉચ્ચરિત થતો હોઈ, તે બતાવવા માટે અનુસ્વારનુ ચિહ્ન મૂકવાનુ વલણ જોવા મળે છે. પક્તિના અત્યસ્થાને પણ આવા અનુનાસિક ઉચ્ચારણને બતાવવા અનુસ્વારના ચિહ્નોનો ઉપયોગ કર્યો છે. છેક અપભ્રશકાળથી આવું વલણ જોવા મળે છે, જ્યારે કેટલાક રૂપોમા કોઈ પણ કારણ વિના અનુસ્વારનાં ચિહ્નો જોવા મળે છે. આ ત્રણે પ્રકારના ઉદાહરણો ક્રમશ જોઈએ.

**(૧) અનુનાસિક વ્યંજનની પૂર્વેના સ્વર પર અનુસ્વારનુ ચિહ્ન મૂકવાનુ વલણ.**

ગુણધાંમ (૨ · ૧), ગ્નાંનાન દે (૫ : ૪), ભગવાન(૭ : ૩), વિસરામ (૭ ૪), અભયદાન (૭ : ૪), સુણીને (૯ ૮), ઇમ (૯ ૮), ગુંણ (૧૦ . ૪), અંતરજામી (૧૧ ૧) નિજગુણ (૧૧ . ૪), જાણી (૧૧ · ૫), જાંણે (૧૧ ૬, ૨૦ ૯), પામર (૧૩ ૨), પામસઇ (૧૬ . ૧૫), જાણું (૧૮ ૧), તુમ (૧૮ ૮), સામલો (૨૨ : ૯), પ્રાંણનાથ (૨૨ ૧૩).

**(૨) અત્યસ્થાને અનુસ્વાર**

કહીઇં (૧ ૩), જીવે (૨ . ૬, ૧૨ : ૩), અનુક્રમે (૬ : ૪), સુણીનેં (૧૧ . ૫), નયવાદે (૧૨ ૩)

**(૩) અન્યથા :**

રીઝયો (૧ : ૧), મુકતિ (૬ ૪).



## "ઓ"કારવાળુ રૂપ

'આનદઘન બાવીસી'મા "ઓ"કારવાળાં રૂપો મોટા પ્રમાણમાં મળે છે, પરતુ આવા "ઓ"કારવાળા રૂપોને ચકાસતાં પૂર્વે એ બાબત નોધવી જોઈએ. એક તો આ સ્તવનો એ દેરાસરમાં ગાવામા આવતાં હોવાથી ગાવાની લઢણને

અનુરૂપ બનાવવા માટે પણ "ઓ"કારવાળુ રૂપ મળે આ રીતે મોટા ભાગનાં રૂપો ગાવાની દૃષ્ટિએ "ઓ"કારનુ રૂપ પામ્યા છે "ઓ"કારની લઢણ મારવાડી ભાષામા પણ મળે છે અહીં "લીણો", "તારણો" અને "લીપણો"મા એ જોવા મળે છે. આવા કેટલાક શબ્દો છે સાકારો (૧૨ : ૨), વ્યાપાગો (૧૨ : ૨), આનદો (૧૨ : ૪), જિનવદો (૧૨ : ૪), મતિહીણો (૨૦ : ૪)

## "થી"નો પ્રયોગ

કરણ–સાધન અર્થે અને અપાદાન અર્થે ગુજરાતી ભાષામાં "થી" વપરાય છે. જૂની ગુજરાતીમા આને માટે "થકી" શબ્દ વપરાતો હતો, જ્યારે નીચેનાં રૂપોમા અપાદાન અર્થે "થી"નો પ્રયોગ જોવા મળે છે

ઘરથી (૧૯ : ૩), પ્રદેશથી (૬ : ૨).

તેમ કરણ અર્થે "વડે"ના અર્થમાં પણ "થી" પ્રયોજાયેલો છે, જેમ કે—

આગમથી (૮ : ૫, ૧૭ : ૯)



## "લક્ષ્" ધાતુનો પ્રયોગ

અર્વાચીન ગુજરાતીમા "લિખ" રૂપનો પ્રયોગ લખવાના અર્થમા થાય છે. જ્યારે અહીં એ અર્થમા "લિખ"નો પ્રયોગ થયો નથી. પરતુ મૂળ ધાતુ "લક્ષ્" પરથી લક્ષ કરવા–જોવાના અર્થમા "લિખ"નો પ્રયોગ થયો છે, તે નોધપાત્ર છે—

"રવિ–શશિ–રૂપ વિલેખ" (૪ : ૨) "વ્યવહારી લખિ દોડતા" (૧૮ : ૭) "એક પખી લખ પ્રીતડી" (૧૮ : ૮)



## "કરિ" અને "કરી" (ત્રીજી વિભક્તિ–વડેના અર્થમા)

આ ભાષાભૂમિકામાં "કરી" બે રીતે પ્રયોજાયેલો છે. ક્યારેક એ વિભક્તિ-પ્રત્યય સાથે પણ આવે છે અને ક્યારેક એ વિભક્તિ—પ્રત્યય વિના પ્રયોજાયેલો મળે છે.

વિભક્તિ—પ્રત્યય સાથે આજે પણ આપણે "કરી"નુ રૂપ વાપરીએ છીએ, જેમ કે "હાથે કરી." આ રીતે વિભક્તિ–પ્રત્યય સાથે "કરી"ના રૂપો નીચે પ્રમાણે મળે છે—

જેણેં નયને કરિ (૨ ૨) સામાન્યેં કરી (૪ : ૨)

ક્યાંક આગળ "એ" જેવા પ્રત્યય વિના પણ "કરી" પ્રયોજાયેલો છે, જેનો અર્થ "થી" થાય છે. જેમ કે—

ચરમનયન કરી (૨ : ૨) અંથ ઉકતિ કરિ (૬ : ૫)



## "શ" નો "સ"

સંસ્કૃતમાંથી પ્રાકૃત ભૂમિકામાં "શ" નો "સ" થયો હતો, પરંતુ એ પછી કેટલીક પરિસ્થિતિમાં ઉત્તરકાલીન ગુજરાતીમાં તત્સમ રૂપોમાં ફરી તાલવ્ય "શ" વપરાતો થયો હતો. પરંતુ આ સ્તવનોમા દંત્ય "સ"નો ઉપયોગ વિશેપ પ્રમાણમાં જોવા મળે છે. આનુ કારણ રાજસ્થાની ભાષાનો પ્રભાવ માની શકીએ

સીતલ (૧૦ : ૧), આસા (૨ : ૬) પરિસીલન (૩ : ૪), લેસ (૮ : ૨).



કેટલાક તત્સમ રૂપોમા તાલવ્ય "શ" અકબંધ મળે છે. દા. ત,

શુભ (૯ ૧), શુભગતિ (૯ : ૫), અકુશલ (૩ ૪).



## "ષ" નો "સ"

પ્રાકૃત ભાષાભૂમિકાથી "ષ"ને બદલે "સ"નો પ્રયોગ થતો હતો, તે રૂપ અહી પણ જોવા મળે છે.

વિસપાન (૪ : ૫) વિશેસ (૮ : ૨)

## "ક્ષ"ને બદલે "ખ"

સંસ્કૃતમાં જ્યા "ક્ષ" વપરાતો હતો, ત્યા પ્રાકૃતમા "ક્ખ" વપરાવા લાગ્યો અને એ પછી મધ્યકાલીન ગુજરાતી ભાષા-ભૂમિકામાં "ખ" વપરાયેલો જોવા મળે છે

ખય (૮ · ૭), લખ (૧૮ . ૬), પખી (૧૮ : ૮)

જ્યારે કેટલેક સ્થળે સંસ્કૃત "ક્ષ" રહ્યો છે, ત્યા એ શબ્દ તત્સમ રૂપે જ મળે છે.

નક્ષત્ર (૧૮ ૩)



## "ક્ષ" માંથી થયેલા "ખ" સાથે "ય" શ્રુતિનો પ્રક્ષેપ

સંસ્કૃતમાં જ્યાં 'ક્ષ' નું ઉચ્ચારણ થતું હતું, તે શબ્દો ગુજરાતીમાં તત્સમ તરીકે આવ્યા, ત્યાં "ક્ષ" જ વપરાય છે, પરંતુ અર્ધતત્સમમાં "ક્ષ"ને સ્થાને થયેલા ખ સાથે ય ઉમેરાઈને "ખ્ય" મળે છે "આનંદઘન બાવીસી" ની પ્રશિષ્ટ વાચનામાંથી મળતાં આવા રૂપો આ પ્રમાણે છે.

તીખ્યણતા (૧૦ : ૧), વિલખ્યણ (૧૦ · ૩), વીખ્યણ (૧૦ : ૨), લખ્યંણિ (૨૨ : ૯)



## વિશ્લેષ

આ સ્તવનોના શબ્દોમા વિશ્લેષ જોવા મળે છે. આનું એક કારણ ઉચ્ચારણભેદ છે. વળી, અર્ધતત્સમ્ શબ્દોમા સંયુક્ત વ્યંજન હોય, ત્યાં અકાર ઉમેરીને એને છૂટા પાડવાનું વલણ પ્રચલિત હતું. કયાંક કયાંક સ્તવનોનો પ્રાસ મેળવવા માટે, શબ્દને લડાવવા માટે અથવા તો ગાવાની સુગમતા માટે પણ શબ્દોનો વિશ્લેષ થયેલો જોવા મળે છે. લેખનમા મળતો આ વિશ્લેષ ઉચ્ચારણમાં ન પણ હોય. આવા કેટલાક શબ્દો આ પ્રમાણે છે–

અરપણા (૧ . ૬), તરક (૨ : ૪), ઉનમાદ (૩ . ૫) મુગધ (૩ : ૬), દરપણ (૫ : ૧), દુરદશા (૭ ૫), સરગ (૯ : ૪) નિરવિકલપ (૧૮ : ૫), પરમારથ (૧૮ :૬)

અ સિવાયનો સ્વર લાગીને થતી સ્વરભક્તિ–

કિરિઆ (૧૧ . ૩)



### સંસ્કૃત શબ્દ

સ્તવનોમાં કેટલાક સંસ્કૃત તત્સમ શબ્દ મળે છે

ઇલિકા (૨૧ ૭), હૃષીકેશ (૭ ૭), વિરંચિ (૭ : ૭), અવર (૧૬ : ૫), પ્રતિષેધ (૧૬ : ૭), ભૃંગી (૨૧ ૭)

### પ્રાકૃત શબ્દો

આ સ્તવનોમા પ્રાકૃત શબ્દો સારા પ્રમાણમાં મળે છે. વળી સ્તવનોમાં જૈન પરિભાષાનો ઉપયોગ કરવામા આવ્યો છે, આથી પારિભાષિક શબ્દો એના મૂળ રૂપમાં પ્રયોજાય તે સ્વાભાવિક છે. જૈન કવિને પોતાની પૂર્વ પરંપરામાંથી આવા શબ્દો સાહજિક રીતે જ વારસામા મળ્યા હોય, આથી આ શબ્દો એ

સમયની વ્યાપક ગુજરાતી ભાષાના ભાગ રૂપ નથી, એનુ મૂળ પ્રાકૃત રૂપ જ અહી મળે છે આવા કેટલાક મૂળ પ્રાકૃત રૂપ ધરાવતા પારિભાષિક શબ્દો. આ પ્રમાણે છે–પયઈ (૬ ' ૨), ઠિઈ (૬ :૨), પયડી (૬ : ૩), સુહુમ નિગોદ (૮ : ૨ ), બિ-તિ-ચઉરિંદી (૮ : ૩), અપજ્જત્તા (૮ . ૪), પડિવત્તી (૯ ૭), ઉવસમ (૯ : ૭)

### અન્ય પ્રાકૃત શબ્દો

પુઢવી (૮ ૨), થાવર (૨૦ ૩), તત્ત (૨૦ : ૭)

### અપભ્રંશ

અપભ્રંશમા પહેલી અને બીજી વિભક્તિમા લાગતો 'ઉ' પ્રત્યય અહી મળે છે આ રીતે એ પ્રત્યય લેખનમા જળવાઈ રહ્યો છે

વચ્છલૂ (૭ : ૪), આતરુ (૬ ૧)

### દેશ્ય શબ્દો

લખાસી (૧૧ . ૬), ધીગ (૧૩ ૧), બાપડા (૧૪ . ૨), ઢૂકડી (૧૫ ૪)

### રાજસ્થાની શબ્દો

"આનંદઘન બાવીસી"ના ભાષાસ્વરૂપમા રાજસ્થાની શબ્દો ઠીક ઠીક પ્રમાણમાં જોવા મળે છે રાજસ્થાનીનો "ઓ" કાર, "ણ" અને "ઉ" કારનો ઉપયોગ તેમજ છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે "રા", "રી", "રો"નો પ્રયોગ જોવા મળે છે

**"ઓ"કાર .**

ફંદિઓ (૧૫ ૫) ઇસ્યો (૧૬ ૨) તીસરો (૫ : ૨)

**"ણ" કાર :**

લીણો (૨૦ ૪), તારણો (૨૨ ૧૫), લીપણો (૧૪ ૫), નુકસાણ (૨૨ :૭),

**ઉકાર :**

સેગુ (૪ ' ૪)

**"ઇ" આગમ :**

ફિરુ (૪ ૫), કિઉ (૨૨ ૫), ગિણે (૧૩ ૩),

**છઠ્ઠી વિભક્તિનો "રો", "રી", "રા" પ્રત્યય**

સેવકરો (૨૨ : ૮), મનરા (૨૨ ૧), માણસરી (૨૨ ૩)

**અન્ય :**

કીયા (૧૩ : ૧), કિસડી (૨૨ : ૫).

### અરબી શબ્દો

સાહિબ (૧ . ૧, ૧૩ ૪), નિજર (૨૦ . ૬), નિસપત (૨૨ ૭)

## ફારસી શબ્દો

દિદાર (૮ ૩), બાજીગરા (૧૪ ૧), મહિર (૧૯ ૧૦)



## અલંકાર

**ઉપમા**. રવિ રોઝ સમાન ફિરૂં (૪. ૫), દરપણ જિમ અવિકાર (૫ : ૧), મહિમા મેરુ–સમાન (૧૫. ૩) તો વ્યાલ તણી પરિ વાંકુ હો (૧૭ : ૪)

**રૂપક**. મન–મધુકર તુઝ પાદપ કજે રે
લીણો ગુણ મકરંદ (૧૩ ૩)



પ્રેમ કલપતરુ છેદિઓ
ધરિઓ જોગ–ધતૂર (૨૨ ૪)

**વ્યતિરેક** : ધાર તરવારની સોહિલી દોહિલી
ચૌદમા જિનતણી ચરણસેવા (૧૪. ૧)

**અર્થાંતરન્યાસ** : દરસન દીઠિ જિન તણઇ રે
સંસો ન રહે વેધ
દિનકર કરભર વરસતા રે
અંધકાર પ્રતિષેધ (૧૩ ૫)



શુદ્ધ સરધાંન વિણ સર્વ કિરિઆ સહી
છાર પરિ લીપણો જાણો (૧૪ ૫)

**દૃષ્ટાંત** :

જિન સરૂપ થઈ જિન આરાધે
તે સહી જિનવર હોવે રે
ભૃંગી ઇલિકા જે ચટકાવે
તે ભૃંગી જગિ જોવે રે. (૨૧ : ૭)

**સહોક્તિ** :

રથ ફેરો મનોરથ સાથ (૨૨. આંકણી)

**શ્લેષ** :

તુઝ મુઝ અંતર અંતર ભાંજસ્યે (૬ : ૬)

## રૂઢિપ્રયોગો

ચઢિયો હાથ (૮ : ૪) = હાથે ચઢવુ, માથે કિયા રે (૧૩ : ૧) = માથે ચઢાવવુ, છાર પરિ લીંપણો (૧૪ : ૫ = છાર (રાખ) ઉપર લીપણ [ધૂળ ઉપર લીપણ]

## કહેવતો

સાપ ખાય ને મુહડુ થોથુ (૧૭ : ૨), અંધો અંધ મીલાય (૧૫ : ૬)
અંધ શકટ જો નિજર ન નિરખો તો સુ કીજે શકટે (૨૦ : ૬) ભૃંગી ઇલિકા જે ચટકાવે તે ભૃંગી જગિ જોવે રે (૨૧ . ૭) મન સાધ્યુ તેણે સઘલું સાધ્યઉ (૧૭ : ૮)



## લિંગ-વ્યત્યય

આ સ્તવનોમા કેટલેક સ્થળે લિંગભેદ ધ્યાન ખેંચે છે. ગુજરાતી ભાષામા પુલ્લિંગ, સ્ત્રીલિંગ અને નપુંસકલિંગ એમ ત્રણે લિંગ મળે છે; જ્યારે રાજસ્થાની ભાષામા પુલ્લિંગ અને સ્ત્રીલિંગ મળે છે. આથી ગુજરાતીમા જે શબ્દો નપુંસકલિંગમા વપરાય છે, તે શબ્દો આ સ્તવનોમા કયા લિંગમા વપરાયા છે તેની તપાસ રસપ્રદ બાબત બની રહે છે. એ રીતે જોઈએ તો લિંગભેદની બાબતમાં અહી મારવાડી ભાષાની અસર જોવા મળે છે. ગુજરાતી ભાષામા જ્યા નપુંસકલિંગ વપરાય, ત્યા અહીં પુલ્લિંગ વપરાયેલું જોવા મળે છે.

(૧) જુંજનકરણે હો **અંતર** તુઝ **પડયો** (૬ : ૫)
અહીં **અંતર** શબ્દને પુલ્લિંગમા વાપર્યો છે.

(૨) છાર પરિ **લીપણો જાણો** (૧૪ . ૫)
લીપણો શબ્દ પુલ્લિંગમા વપરાયો છે.

(૩) **પાપ** નહી કોઈ ઉત્સૂત્ર ભાષણ **જિસ્યો** (૧૪ : ૬)
પાપનો પુલ્લિંગમા પ્રયોગ થયો છે.

(૪) એ **ઉખાણો** ન્યાયે હો (૧૭ : ૨)
ઉખાણો શબ્દ એ પુલ્લિંગમા વપરાયો છે.

(૫) **ભારી પીલો ચીકણો**
કનક અનેક તરંગ રે (૧૮ . ૪)
કનકને પુલ્લિંગમા ભારી, પીલો અને ચીકણો કહ્યો છે.

(૬) મુગતિ નારિસુ **આપણો** રે વાહલા
**સગપણ** કોઈ ન કામ (૨૨ ૧)
સગપણ પુલ્લિંગમા વપરાયુ છે

(૭) પેમ કલપતરુ છેદીઓ રે વા૦
ધરીએ જોગ ધતૂર (૨૨ : ૪)

આમાં પ્રેમરૂપી કલ્પતરુને પુલ્લિંગમાં દર્શાવ્યું છે.

ક્યાંક સ્ત્રીલિંગને બદલે પુલ્લિંગ મળે છે. ગુજરાતી ભાષામા તરસ નારી જાતિમાં વપરાય છે, જ્યારે અહીં પુલ્લિંગમાં એ શબ્દ વપરાયો છે, તે નોધપાત્ર ગણાય.

**તરસ** ન આવે હો, મરણ જીવન **તણો.** (૪ . ૬)



## અધ્યાહૃત ક્રિયાપદવાળાં પદ

સંસ્કૃત ભાષાના સમયથી ક્રિયાપદને અધ્યાહાર રાખીને વ્યવહાર ચલાવવાની પરંપરા ચાલે છે આ સ્તવનોની કેટલીક ગાથાઓમાં આ પ્રકારના અધ્યાહાર ક્રિયાપદવાળા પ્રયોગો ધ્યાન ખેંચે છે એમા પણ આ કૃતિઓનો મુખ્ય આશય તીર્થંકરોની સ્તુતિ છે એટલે ઘણે સ્થળે વિશેષણોની ભરમાર જોવા મળે છે. આવી ગાથાઓમાં ક્રિયાપદ અધ્યાહૃત હોય છે આવી અધ્યાહાર ક્રિયાપદવાળી ગાથાઓ નીચે પ્રમાણે છે—

૭ ૩, ૭ . ૪, ૭ . ૫, ૭ : ૬, ૭ . ૭, ૧૦ : ૫, ૧૨ . ૨.



## વિશિષ્ટ વાકયરચના

આ સ્તવનોમાં કેટલીક નોધપાત્ર વાકયરચના જોવા મળે છે. જેમ કે—

(૧) **"તિણિ હું જીતિઓ"** (૨ : ૧)

તેનાથી હુ જીતાયો, એવો આનો ભાવાર્થ છે. અર્વાચીન ગુજરાતીમાં "તેણે મને જીત્યો" એવો વાકયપ્રયોગ કરીએ છીએ, જ્યારે એને બદલે અહીં "મને"ને બદલે "હુ" વપરાયો છે. तेन अहं जीत। જેવા સંસ્કૃત પ્રયોગની આ અસર છે જૂની ગુજરાતીમાં આ પ્રયોગ મૂળ કર્મણિ સ્વરૂપમા જ સચવાયેલો છે. સંસ્કૃત અને પ્રાકૃત ભાષાભૂમિકામા કર્તા અને કર્મ બંને માટે "હુ" વપરાતો હતો. આ સ્તવનની પંક્તિમાં એ વલણનુ અનુસંધાન જોવા મળે છે. સમય જતાં ગુજરાતીનુ સ્વતંત્ર કાઠુ બંધાતાં "તેણે મને જીત્યો" અથવા "તે જીતી ગયો" જેવા પ્રયોગ થવા લાગ્યા.

(૨) **"તરસ ન આવે હો મરણ જીવન તણો"** (૪ : ૬)

ઉપરની પંક્તિમાં "તરસ" શબ્દ પુલ્લિંગમાં વપરાયો છે. જીવન અને મૃત્યુના ભ્રમણની પીડા દૂર થઈ જાય એમ આ પંક્તિનો ભાવાર્થ છે.

આજે આપણે "પીડા ન રહે" એમ કહીએ છીએ. અહીં "પીડા ન આવે" એમ કહેવાયું છે એ સમયનો આ રૂઢિપ્રયોગ હોય તેમ લાગે છે.

(૩) "મોહનીય ખય જાય" (૮.૭)

આનો અર્થ એ કે મોહનીય કર્મનો ક્ષય થાય અહી "થાય"ના અર્થમાં "જાય"નો પ્રયોગ કરવામા આવ્યો છે. અહી "જાય" એ ગતિવાચક "જા" ધાતુનુ રૂપ નથી, પરંતુ જન્મવુ–થવુ–"जन्" (=जा) ધાતુનું રૂપ છે.

(૪) "ઈસ્યો હોય તૂં જાંણ" (૧૬ : ૯)

'એવો જ્ઞાની તૂ થા' એવો આનો અર્થ છે અહી "જાંણ" શબ્દનુ કર્તૃવાચક રૂપ લીધુ છે "જ્ઞાન"ના અર્થમા વપરાયો છે. અખામા પણ આ શબ્દપ્રયોગ જોવા મળે છે મધ્યકાલીન ગુજરાતીમા "જાણપણુ" શબ્દ મળે છે અને તેય જ્ઞાનીપણુ ના અર્થમાં પ્રયોજાયેલો છે. આજે આપણે "અજાણ" શબ્દ વાપરીએ છીએ, જયારે એનો વિરોધી અર્થ બતાવતો "સજાણ" શબ્દ ભાગ્યે જ વપરાયેલો મળે છે.

આજે "અજાણ" શબ્દ પ્રયોજીએ છીએ, પણ જ્ઞાનીના અર્થમા "જાણ"ને બદલે "સુજાણ" તેમજ "જાણકાર" શબ્દ પ્રયોજીએ છીએ.

(૫)"ઇમ પૂછચો ચિત રીસે" (૨૦ ૨)

એમ પૂછતા એનુ ચિત્ત રીસાઈ જાય છે એવો આ પંક્તિનો ભાવાર્થ છે અહી રીસ ઉપરથી "રીસે" એ નામધાતુનો પ્રયોગ થયેલો છે. જેમ "આનંદ" પરથી "આનંદવુ" તેમ "રીસ" પરથી "રીસવુ" થાય છે. આજે આપણે "રીસાવુ" રૂપ ક્રિયાપદ તરીકે વાપરીએ છીએ, પણ "રીસવુ" રૂપ વાપરતા નથી એ જ રીતે "રીસે" પણ વપરાતુ નથી. ઘણીવાર એક જ અર્થ સૂચવતાં બે ક્રિયાપદો પ્રયોજાતા હોય છે જેમ કે "ખીજાવુ" અને "ખીજવુ" એ બંને રૂપ વપરાતા હતા, પરંતુ એ પછી એક રૂપનો ઓછો પ્રચાર થતાં એ રૂપ ધીરે ધીરે લુપ્ત થઈ જાય છે અને જે રૂપનો વ્યાપકપણે પ્રયોગ થતો હોય તે રૂપ જ બધે વપરાય છે. આ રીતે "ખીજાવુ" અને "ખીજવુ" એક જ અર્થમા વપરાતા હોવા છતાં "ખીજાવુ" એ વ્યાપકપણે વપરાતાં એ જ રૂપ પ્રચલિત બન્યુ "રીસાવુ" અને "રીસવુ" એ બંને એક જ અર્થમા વપરાતા હતા, પરંતુ હવે "રીસવુ' એ રૂપ વિરલ બન્યુ છે અને "રીસાવુ" જ પ્રચલિત છે

(૬) "તે લીધુ તુમ્હેં તાણી." (૧૯ . ૧)

તમારું એ સ્વરૂપ તમે પ્રગટ કર્યું, (વિસ્તાર્યું, તન્ ધાતુ) એવો આ પંક્તિનો ભાવાર્થ છે. અહીં "પ્રગટ કર્યું" માટે "તાણી લીધુ"નો પ્રયોગ નોંધપાત્ર છે.

## નોંધપાત્ર શબ્દપ્રયોગો

(૧) રઢિ (૧૧ : ૪)

આમા "ઢ"મા "ઇ" કાર લાગેલો છે. 'કાન્હડદે પ્રબંધ'માં આવા "ઇ"-કાર મોટા પ્રમાણમા જોવા મળે છે જૂની ગુજરાતીનુ આ એક લક્ષણ છે આજે "રઢિ"ને બદલે "રઢ" વાપરીએ છીએ આથી મૂળ પ્રયોગ "રઢિ" લુપ્ત થઈ ગયો, પણ એની સાથોસાથ રઢિ+આળું લાગતા બનેલો "રઢિયાળુ" શબ્દ આજે પણ પ્રચારમાં છે આવું "રમતિયાળ" શબ્દ વિશે પણ જોવા મળે છે. જૂની ગુજરાતીમા "રમતિ" શબ્દ પ્રયોજાતો, એના પરથી "રમતિયાળ" બન્યું પણ એની સાથે "રમતિ"નો મૂળ પ્રયોગ લુપ્ત થઈને એને સ્થાને "રમત" વાપરવા લાગ્યુ

(૨) કાણિ (૧૯ : ૧)

"કાણિ" શબ્દનો અર્થ 'કાણ માડવી' એમ કરવા માટે શ્રી મનસુખલાલ મહેતા અને શ્રી મોતીચંદ કાપડિયા પ્રેરાયા છે, પરંતુ "કાણિ" શબ્દ એ "કાણ"ના અર્થમાં ઘણો પાછળથી વપરાવા લાગ્યો છે. અહી 'કાણિ'નો અર્થ "ખટકો" છે મધ્યકાલીન ગુજરાતી ભાષાભૂમિકામા સામાન્ય રીતે આ શબ્દ પ્રયોજાયેલો જોવા મળતો નથી.

(૩) આતમચો (૧૩ . ૪)

સાહિત્યિક ગુજરાતીમાં છેક તેરમી સદીથી 'ચ' પ્રત્યય વાપરવાનું વલણ જોવા મળે છે 'ચ' પ્રત્યય પ્રયોજવાનુ આ વલણ છેક સત્તરમી સદી સુધી ચાલુ રહ્યુ છે આ શબ્દ પરથી એવી કલ્પના કરવામા આવી છે કે શ્રી આનંદઘનજીએ મહારાષ્ટ્રમા વિહાર કર્યો હતો, પણ તે કલ્પનાને હકીકતની પુષ્ટિ મળતી નથી. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના "પેથડ રાસ" અને "કછૂલી રાસ"મા પણ "ચો" પ્રત્યય મળે છે

(૪) પતિરંજણને (૧ : ૪)

'પતિના રંજન માટે' આવો આ શબ્દનો અર્થ છે અહી "ને" પ્રત્યય

"માટે"ના અર્થમાં વપરાયો છે. આચાર્ય આનંદશંકર ધ્રુવના નિબંધોમાં આ રીતે "માટે"ના અર્થમા પ્રયોજાયેલો "ને" મળે છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમા આ પ્રયોગ વ્યાપક છે, જેમકે સુભદ્રાહરણમા "ભોજનને" એ શબ્દ "ભોજનને માટે"ના અર્થમાં પ્રયોજાયો છે

## વિભકિત

### નામ અર્થે પહેલી વિભકિત

**પુલ્લિંગ** કંત (૧ : ૧) મેલો (મેળાપ) (૧ : ૩), સેગૂ (૪ : ૪), આંતરુ (૬ ૧), વિછેદ (૬ . ૨), અંતર (૬ : ૫), અનારજ (૮ ૪), જગદીસરૂ (૭ : ૩), મૌની (૧૦ . ૫), સાહિબ (૧૩ : ૪), સાજણ (૨૨ : આકણી), નાહલો (૨૨ : ૨), અચ્યુત (૯ : ૩), જનખેટ (૧૩ : ૧), જિનવંદો (૧૨ : ૪), વામી (૧૧ ૬), વિમલ (૧૩ ૧)

**સ્ત્રીલિંગ** : કહવતિ (૧૭ . ૭), સખી (૮ : ૧) પરદુખછેદનઇચ્છા (૧૦ : ૩), પડિવત્તી (૯ ૭), આતમ–અરપણા (૫ ૧), કિરિઆ (૮ : ૬), લીલા (૧ ૫), પુઢવી (૮ : ૨), કિરિયા (૨૦ : ૨), રદ્ધિ (૧૧ : ૪), જોતી (જ્યોતી) (૧૫ : ૬), ગુજઝ (૨૨ : ૧૧), મામ (૨૨ : ૧૪), મહિર (૧૯ . ૧૦) નિસપત (૨૨ : ૭), કાણિ (૧૯ ૧)

**નપુંસકલિંગ** દોહગ (૧૩ : ૧), ગયણ (૧૭ ૨), નુકસાણ (૨૨ ૭), નેવજ (૯ ૫), લખ્યણ (૨૨ : ૯), તરપણ (૫ : ૧), હેયાદેય (૬ : ૪), ઠામ (૧ . ૩), રજન (૧ : ૪), લખ (૧ : ૫).



### કર્મ અર્થે બીજી વિભકિત

**પુલ્લિંગ** કંતને (૧ ૩), જનને (૧૯ ૭), પથ (૨ : ૬), પાર (૨ . ૪), અહમેવ (૪ ૧), શ્રી સુપાસજિન (૭ ૧), વાયુ (૮ . ૨), પરમદેવ (૭ : ૬), મતિદોષ (૫ : ૬), અવસર (૮ : ૭), શુચિ ભાવ (૯ : ૨).

**સ્ત્રીલિંગ** : ભેટ (૧૩ : ૧), પરપડ (૧૮ . ૨), કાણિ (૧૯ : ૧), પ્રીત–સગાઇ (૧ : ૨), કાલલબ્ધિ (૨ : ૬), ધીઠાઈ (૪ : ૪), પુઢવી (૮ ૨), અભિધા

(૭ . ૮), રદ્ધિ (૧૧ : ૪), ક્રિરિયા (૧૧ : ૩), મતિ (૧૦ : ૪), પૂજ (૯ . ૧), ઇલિકા (૨૧ : ૭), પ્રીતડી (૧૮ : ૮), અનેકાંતિકી (૨૨ : ૧૧)

**નપુંસકલિંગ :** પરદુઃખ (૧૦ : ૩), લખ (૧૮ : ૬), તપ (૧ : ૪), સંભવ દૈવત (૩ : ૧), શ્રવણ (૩ : ૪), મનન (૩ ૪), થલ (૮ : ૫), તેઉ (૮ : ૨), આઉ (૮ : ૨), બાદર (૮ ૨). નિગોદ (૮ : ૨), ફલ (૮ : ૬), કમ્મ (૧૦ : ૨).



## કરણ–સાધન અર્થે ત્રીજી વિભક્તિ

**પુલ્લિંગ :** જોગઇ (૨ ૫), જ્ઞાનાનંદે (૫ : ૪), તરક વિચારે (૨ : ૪), પ્રસન્ને (૧ : ૬), હરખે )૯ : ૨), જીવે (૧૨ ૩), આતમસુ (૨૦ . ૮), રંગસ્યુ (૧૫ ૧), સંખેપથી (૧૪: ૭), ચરણ થકી (૧૮ ૫), યોગે (૩ : ૫), પ્રકારે (૯ : ૬)

**સ્ત્રીલિંગ** આતમબુધિ (૫ : ૩), હઠિ (૧૭: ૪), નારિસુ (૨૨ : ૧)

**નપુંસકલિંગ :** પરિસરપણ (૫ : ૧), સરૂપ (૭ : ૩), વિસપાન (૪ : ૫), આણાપાલન (૯ ૪), ઉત્તરઝયણઇ (૯ ૭), જુંજનકરણે (૬ : ૫), આગમથી (૮ : ૫), લખ્યણિ (૨૨ : ૯), સદ્દહે (૧૬ :૩), નયને કરિ (૨ ૨), મનસા કરિ (૭ ૨).



## હેત્વર્થે ચોથી વિભક્તિ

**સ્ત્રીલિંગ .** સુખસંપતિનિ હેત (૭ . ૧)

**નપુંસકલિંગ :** દરસનકાજ (૪ : ૬), પતિરંજણને (૧ : ૪)



## અપાદાન અર્થે પાંચમી વિભક્તિ

**પુલ્લિંગ :** પ્રદેશથી (૬ : ૨)

**નપુંસકલિંગ .** ઘરથી (૧૯ : ૩)



## સંબંધ અર્થે છઠ્ઠી વિભક્તિ

**પુલ્લિંગ :** નામને પ્રત્યય લાગીને બનેલાં રૂપ . સેવકરો (૨૨ : ૮) વ્યાલ તણી (૧૭ : ૪), જિન તણઇ (૧૩ . ૫), રસનો (૮ ૧), આતમચો (૧૩ . ૪).

**નપુંસકલિંગ** શબ્દોને પ્રત્યય લાગીને બનેલા રૂપ : પરિભાગના (૩ : ૨), સ્વાંન તણી (૧૯ : ૪)



## અધિકરણ સ્થળ અર્થે સાતમી વિભક્તિ

પુલ્લિંગ આગમવાદે (૪ : ૩), સંગે (૨૧ : ૫), બમણે (૬ : ૪), હાથિ (૧૭ : ૪), આગમમાહિ (૧૬ : ૧૪), મોહેં (૧૫ : ૫), જિનેશ મઝારી (૧૮ : ૩), ચરણ તળે (૧૮ : ૮), જિનવરમાં (૨૧ : ૬).

સ્ત્રીલિંગ પ્રાંત્ય (૧૫ : ૧) છાગ પગિ (૧૪ : ૫), ગતિમાહિ (૧૪ : ૨).

નપુંસકલિંગ જગમા (૧ : ૨) પરિણામે (૧૦ : ૨), દેહરે (૯ : ૨), બદમે (૪ : ૨), અગધ ગિ (૨૨ : ૭), મનિ (૮ : ૫), ગનિ (૪ : ૫), પાળલિં (૧૭ : ૨) શકટે (૨૦ : ૬),



**સંબોધન અર્થે** જિનજી (૨ : ૬), જગનાથ (૪ : ૪), ભગવંત (૬ : ૧), રે વાહલા (૨૨ : ૧).



## સર્વનામ

### પુરુષવાચક સર્વનામ : પહેલો પુરુષ

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧લી વિ. | હુ (૧૫ : ૫, ૨૨ : ૯) | — |
| ૨જી વિ. | મુઝને (૧૬ : ૧૩), મોને (૮ : ૧), મુઝનઇ (૨૨ : ૧૨) | — |
| ૩જી વિ. | મઇ (૧ : ૪) | — |
| ૪થી વિ. | — | — |
| ૫મી વિ | — | — |
| ૬ઠ્ઠી વિ | માહરા (૧ : ૧), મુઝ (૬ : ૧) માહારા (૧ : ૧), માહરુ (૨૨ : ૫) | અમ્હ (૧૫ : ૧), આપણો ૨૨ : ૧) |
| ૭મી વિ. | — | — |

**નોંધ** : 'આપણો' (૨૨ : ૧) એ પુરુષવાચક સર્વનામના પ્રથમ પુરુષ અને બીજા પુરુષમા પ્રયોજાયેલુ છે, એ નોંધપાત્ર ગણાય

## પુરુષવાચક સર્વનામ : બીજો પુરુષ

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧લી વિ. | તૂ (૧૫ : ૫) તુ (૧૩ :૪) | તુમ્હે (૧૯ : ૧) |
| ૨જી વિ. | — | — |
| ૩જી વિ. | — | તુમ્હે (૧૯ : ૧) |
| ૪થી વિ | — | — |
| ૫મી વિ | — | — |
| ૬ઠ્ઠી વિ. | તુઝ (૬ ૧) તુજ્ઝ (૧૬ ૧૩) | તુમાહરૂં (૧૯ ૧) |
| ૭મી વિ. | — | — |

## પુરુષવાચક સર્વનામ : ત્રીજો પુરુષ

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧લી વિ. | તે (૧૮ : ૯), | તે (૧૮ . ૯), |
| | તેહ (૨૨ : ૬) | તેઉ (૮ : ૨) |
| ૨જી વિ. | તેહને (૭ : ૮) | — |
| ૩જી વિ. | તિણે (૨ ૧) | તુમ સાથે (૧૮ : ૮) |
| | તિણિ (૨ : ૧) | — |
| | તેસુ (૧૧ : ૪) | — |
| | તેહસ્યું (૨૨ ૬) | — |
| ૪થી વિ. | તે માટે (૨૦ : ૭) | — |
| ૫મી વિ. | — | — |
| ૬ઠ્ઠી વિ. | — | — |
| ૭મી વિ. | — | — |

## દર્શક સર્વનામ

| | | |
|---|---|---|
| | | — |
| ૧લી વિ. | એહવો (૧૬ : ૨) | — |
| | એહ (૧ . ૬) | — |
| | એહવું (૨૨ ૭) | — |
| | ઇણ (૧૯ : ૧૦) | — |
| ૨જી વિ. | — | — |
| ૩જી વિ. | — | — |

| | | |
|---|---|---|
| ૪થી વિ. | — | — |
| ૫મી વિ. | — | — |
| ૬ઠ્ઠી વિ. | એહનુ (૯ : ૪) | — |
| ૭મી વિ. | એહમા (૩ : ૫). | — |
| | ઇતમે (૨૦ : ૯) | — |

## સબંધી સર્વનામ

| જે | એકવચન |
|---|---|
| ૧લી વિ. | જે (૭ ૧) |
| ૨જી વિ. | જેહને (૧૬ ૧૩) |
| ૩જી વિ | જેણે (૨ : ૨), જેણિ (૨૦ : ૧૦) |
| ૪થી વિ | — |
| ૫મી વિ. | — |
| ૬ઠ્ઠી વિ | — |
| ૭મી વિ. | જેહમા (૧૬ : ૬) |

એ સિવાય પણ

જે – તે, જે – જે, તે – તે, જે – તો જેવા સબંધી સર્વનામ મળે છે.

## અનિશ્ચિત સર્વનામ

૧લી વિ એકવચન કોઈ (૧ ૨, ૨ : ૪), કોય (૨ : ૪), કો (૪ ૩), કોઇ (૨૦ : ૯), કાંઈ (૧૪ ૪), ગ્યો (૨૨ : ૨), કિણ (૨૭ : ૫)

## પ્રશ્નાર્થ સર્વનામ

કિસ્યુ (૨ : ૧), કિસડી (૨૨ : ૫), કુણ (૨૨ : ૪), કિમ (૧ . ૫)

## રીતવાચક સર્વનામ

ઇસ્યો (૧૬ : ૭), ઇતમે (૨૦ . ૯).



સંયુક્ત ક્રિયાપદ મનાવી લેયો (૧૨ : ૫), વરે પડઇ (૧૫ : ૫).
ઉલ્લંઘી જાય (૧૫ : ૬).

પ્રેરકરૂપ સમઝાવીઇ (૧૮ : ૧)

દ્વિરુક્ત પ્રયોગો રડવડે (૧૪ ૨)



## ક્રિયાવિશેષણ

**કાળવાચક** : જિહાં લગિ (૬ : ૩), સદા (૧૮ : ૨).
**સ્થળવાચક** . કહીઇ (૧ : ૩), દૂરે (૧૩ . ૧), કિહાં (૧૭ : ૪), આગલિ (૨૧ : ૧૧), બાહરિ (૧૯ ૩), જિહાં (૧૮ ૨), નિકટ (૧૫ : ૮), આગલે (૧૫ ૬).

**રીતવાચક** . કિમ (૧ ૫, ૪ ૫), અતિસય (૬ : ૬), લેસ (૮ : ૨), ઇમ (૫ ૪), સહી (૧૪ ૫), વિના (૧૫ ૬), અનંતર (૯ ૪;) નિયત (૧૪ ૭), વલતું (૨૦ ૮), અલગી (૨૦ : ૬).
**કારણવાચક** . કિમ (૧ : ૫, ૪ : ૫) .
**નકારવાચક** . ન (૧ · ૧), નહી (૨ : ૩), નવિ (૧ . ૩)
**નકારવાચક (આજ્ઞાર્થમાં)** : ન (૩ . ૫), નહીં (૨ : ૩, ૪ ૩), મ (૧૫ . ૧).



### અવ્યય

**ઉભયાન્વયી અવ્યય** : પણિ–પણ (૧૭ : ૫), તથા (૩ : ૩), વલી (૩ ૩)
**કેવળપ્રયોગી અવ્યય** . ધન્ય (૧૫ . ૭), અહો (૧૬ : ૧૩).



**પાદપૂરક** - હો (૩ . ૨), હોં (૫ ૩), રે (૯ . ૧)

## વિશેષણ

ગુણવાચક અને સંખ્યાવાચક એ બંને પ્રકારના વિશેષણો વિપુલ પ્રમાણમાં વપરાયાં છે. આ સ્તવનોમાં ઈશ્વરની સ્તુતિ હોવાથી સ્વાભાવિક રીતે જ ગુણવાચક વિશેષણ વધુ પ્રમાણમાં મળે છે.

### ગુણવાચક વિશેષણ

પૂરણ (૫ : ૪, ૭ ૪), અવિકાર (૫ ૧), નિરંજણ (૭ : ૪), અલખ (૭ ૪), સાવધાન (૭ ૨) મતિમંત (૬ ૧), ઊજડ (૧૭ : ૨), અનૂપ (૩ : ૬), અગમ (૩ ૬) સુગધ (૩ : ૬), દુરગમ (૪ : ૩), સકલ (૫ : ૪, ૭ . ૪), અકુશલ (૩ : ૪), અખંડિત (૧ ૬), સયલ (૨ ૨, ૧૧ ૨), ધીંગ (૧૩ . ૧), નિરવિકલપ (૧૮ ૫), વીતરાગ (૭ · ૫), પાંમર (૧૩ : ૨), નિરમલ (૧૩ . ૨),

સમરથ (૧૩ : ૪), લખાસી (૧૧ . ૬), વાલ્હી (૨૨ : ૧), અભિલાષી (૧૭ : ૩), અપરાધખિ (૧૯ : ૩), શુચિ (૨૧ . ૧૧).

**દર્શક વિશેષણ**

ઇણ (૧૯ : ૧૦), એહવો (૧૬ . ૨), એ (૪ . ૩), ઇસ્યો (૧૬ . ૭).

**સંખ્યાવાચક વિશેષણ**

પહિલી (૬ . ૧), એક (૧૩ : ૭), ઇક (૧૦ : ૩), દોય (૯ . ૪), બિ (૮ : ૩), તિ (૮ : ૩)

**ક્રમવાચક વિશેષણ**

પહિલી (૩ : ૧), બીજા (૨ : ૧), બીજે (૫ : ૨), તીજે (૫ : ૨), સપ્તમ (૭ : ૨), સતર (૯ . ૬), અઢાર (૧૯ : ૯).

**આવૃત્તિવાચક સંખ્યાવાચક વિશેષણ**

ચઉહા (૯ : ૭)

**જથ્થાવાચક વિશેષણ**

બહુ (૫ : ૧), સકલ (૫ : ૨), સયલ (૧૧ : ૨), અતિહિ (૮ : ૨), અતિઘણુ (૮ : ૩).

**અનિશ્ચિત સંખ્યાવાચક વિશેષણ**

કોઈ (૧ : ૫), કિણ (૧૭ : ૪), અવરિ (૧૯ : ૧), અનેક (૭ : ૮, ૮ : ૫), સહૂ (૧૯ : ૬), સર્વ (૧૬ : ૧૦), સવિ (૨૨ : ૧૨), અતિઘણા (૪ . ૪).



## ક્રિયાપદ

આ ભાષાભૂમિકામાં વર્તમાનકાળ ત્રીજો પુરુષ એકવચનનાં કર્મણિનાં રૂપાખ્યાનો વર્તમાનકાળ પહેલા પુરુષ બહુવચન તરીકે વપરાવાં શરૂ થઈ ગયાં હતાં.

### વર્તમાનકાળ
### પહેલો પુરુષ

| એકવચન | બહુવચન |
|---|---|
| નિહાલુ (૨ : ૧), આકું (૧૭ : ૪), હટકું (૧૭ : ૪), દેખું (૧૭ : ૫), સાંચરું (૪ : ૪) | સેવીયે (૩ : ૧), અનુસરીઇ (૧૨ . ૩) સેવીઇ (૧૪ : ૨), કીજિ (૮ : ૫), લહી (૮ . ૬), કીજે (૯ : ૧), રચીજે (૯ : ૧), વંચીજિ (૨૧ . ૯). |

## બીજો પુરુષ

દાખવો (૨૨ : ૧૦), ભોગવો (૨૨ . ૧૧), ધરીએ (૨૨ . ૪).

## ત્રીજો પુરુષ

અગ્હિરે (૧ : ૧), કહી (૧ . ૨), સાંભવે (૧ ૩), કરે (૧ : ૨), પિલાય (૩ . ૩) ભજઇં (૧૬ . ૫), ગણે (૧૬ : ૯), નિહાલે (૧૫ . ૩), સેવે (૧૮ . ૯), લહે (૧૮ : ૯), આવે (૧૮ . ૭), આરાધે (૨૧ : ૧) સીઝે (૧૦ . ૩), ટલે (૫ . ૬), ભાખે (૨૦ . ૮), છાડિ દઈ (૨૨ : ૬), ધ્યાવે (૧૪ . ૭), સુભાવ (૬ : ૩), સમઝાવિ (૧૭ : ૬), ફિરઇ (૧૫ : ૨)

## વર્તમાનકાળ

## ત્રીજો પુરુષ કર્મણિ

કહિવાઇ (૬ . ૩), સુણાય (૬ : ૪), મુંકાય (૬ : ૪), કહાવે (૧૨ : ૬),



## ભૂતકાળ

## પહેલો પુરુષ

| એકવચન | બહુવચન |
|---|---|
| પામ્યો (૧૩ : ૪). ફંદીઓ (૧૫ . ૫) નિસ્તર્યો (૧૬ : ૧૨), ભજ્યો (૨૨ . ૧૬), | કીયા (૧૩ : ૧) |

## બીજો પુરુષ

છેદીઓ (૨૨ : ૪)

## ત્રીજો પુરુષ

| એકવચન | બહુવચન |
|---|---|
| મિલિયો (૨૨ : ૪), હતૂં (૨૨ : ૭), આદરી (૨૨ : ૧૩), સાધ્યું (૧૭ . ૮) ધર્યઉ (૧ ૪), કહિઉ (૧ : ૬), દોડીઓ (૧૫ : ૪), હવો (૧૬ : ૨), લેખીઓ (૮ : ૨). ચઢિઓ (૮ . ૪), લીણો (૧૩ : ૩) | ટલ્યા (૧૩ . ૧), નાહઠા (૧૯ . ૫) ગાયા (૧૯ : ૯), બંધે (૬ : ૪) માયા (૧૯ : ૯) |

## ભવિષ્કાળ

### પહેલો પુરૂષ

| એકવચન | બહુવચન |
| --- | --- |
| | મિલસું (૧ : ૨), સાધસ્યુ (૩ : ૪) |

### બીજો પુરુષ

| એકવચન | બહુવચન |
| --- | --- |
| — | — |

### ત્રીજો પુરુષ

નિહાલસે (૨ : ૬), ભાવસઇ (૧૬ : ૧૫),
લહેસઇ (૧૬ : ૧૫ વધસી (૨૨ : ૫),

## આજ્ઞાર્થ

### બીજો પુરુષ

| એકવચન | બહુવચન |
| --- | --- |
| લહિ (૩ : ૧), | |
| દેખ (૧૪ : ૧), | આન દો (૧૨ : ૪), વ દો ૧૨ : ૪), |
| જો (૨૦ : ૬) | |
| લખાવિ (૩ : ૨), લખ (૧૮ : ૬), | અવધારો (૧૩ : ૭), આણો (૧૪ : ૫), પરિખો (૨૦ . ૩), છ ડો (૧૧ : ૪), માડો (૧૧ : ૪), પરિખો (૧૪ ૬), આણુ (૧૫ : ૧), |

### ભવિષ્યની આજ્ઞા

જાણુયો (૨ ૬), પડજ્યો (૧૫ : ૧),
લેજો (૧૫ : ૪),
કહીયો (૨૦ ૧), વિચારિજો ૨૦ : ૩),

### વર્તમાન કૃદંત

ટાલતો (૭ : ૨), કરતાં (૩ ૨),
જોવતાં (૨ : ૨), સાચવતા (૯ : ૨),
દેતી (૧૦ . ૬), ઝીલતી (૧૩ ૬),
દોડત (૧૫ ૪), ઘટતુ (૨૨ : ૧૧),

### ભૂતકૃદંત

ધાર્યો (૪ ૨), પડિઓ (૨૦ : ૭), કહિઉ (૧ : ૬), રીઝયો (૧ : ૧),

## સંબંધક ભૂતકૃદંત

અવધારી (૨૧ : ૩), તજિ (૫ : ૫), નિરધારી (૯ : ૬), સાંભલી (૧૪ : ૪), થઇ (૧ . ૬), જાણી (૧૯: ૨), વિચારી (૨૧ :૧૦), ધાય (૧ : ૩), ચરિ (૩ : ૧), મિલીનેં (૯ : ૫), રીસાવી (૧૯ : ૧), કરીનિ (૧૮ : ૮)



## અંગ—વિસ્તારક પ્રત્યયો

ઘણી ભાષાઓમાં લઘુતા, લાડ, લાલિત્ય કે તોછડાઈ જેવા ભાવો સૂચવવા માટે નામ વગેરેને લગાડવાના વિશિષ્ટ પ્રત્યયો હોય છે. એવા અંગ—વિસ્તારક પ્રત્યયો છેક સંસ્કૃત ભાષામાં મળે છે. વળી, અપભ્રંશ ભાષાની તુલનાએ અર્વાચીન ભાષાઓમાં આવા પ્રત્યયો પુષ્કળ વપરાય છે. સ્તવનોમાં આવો "ડ" અને "લ" પ્રત્યય મળે છે. એમાં "પ્રીતડી" અને "પંથડો" જેવાં રૂપોમાં લાગેલો પ્રત્યય ભાવને લડાવવા માટે છે.

**"ડ" પ્રત્યય :** પ્રીતડી (૧૮ : ૮) પંથડો (૨ : ૧) સુહડું (૧૭ : ૨)

**"લ" પ્રત્યય -** નાહલો (૨૨ : ૨)



## સમાસ

**દ્વંદ્વ .** હાનાદાન (૧૦ . ૨), ઇંદ—ચંદ—નાગિંદ (૧૩ : ૩), દેવ—ગુરુ-ધર્મની (૧૪ : ૫), સુખસંપદસુ (૧૩ : ૧), સુર—નર—ઇંદ (૮ : ૧) ધૂપ—દીપ (૯ : ૩), હેયાહેય (૬ : ૪).

**ષષ્ઠી તત્પુરુષ :** પ્રીત—સગાઇ (૧ ૨), કાઠ—ભખ્યણ (૧ : ૩), વાદપરંપરા (૨ : ૪), આસા—અવલંબ (૨ : ૬), ભવપરિણતિ (૩: ૩), જ્ઞાનાનંદે (૫ : ૪) મણિઆગગે (૫ : ૪), રસપોષ (૫ : ૬), (૭ . ૪), કલિમલ (૮ . ૧), તરકવિચારેં (૨ ૪), કાલલબધિ(૨ ; ૬), જિનદરસણ (૪ . ૧), નિજ મતિ ઉનમાદ (૩ : ૫), પાતકઘાતક (૩ : ૪) જંતુવિસરાંમ (૭ : ૪) કુલવટ (૧૫ · ૧), પ્રેમ પતીતિ (૧૫ ૪), જીણેસર (૧ : ૧).

**ઉપપદ :** તનુધર (૫ : ૨), અરિહા (૭ ૩), તિત્થકરૂ (૭ : ૩), વિશ્વભરુ (૧૭ : ૭), અઘહર (૭ . ૭), અઘમોચન (૭. ૭), કમ્મવિદારણ (૧૦ · ૨), અચિરજકારી (૧૦ : ૬), અંતરજામી (૧૧ : ૧), સર્વજંતુહિતકરણી (૧૦ : ૨),

**દ્વિગુ :** ત્રિભગી (૧૦ : ૧), ચોગતિ (૧૧ : ૩), ખટદરશન (૨૧ : ૧),

**કર્મધારય :** ચરમાવર્તન (૩ : ૩), પરમપુરુષ (૭ : ૬), શુચિભાવ (૯ : ૨) ચરણકમલ (૩ ૩, ૧૩ . ૨), જનખેટ(૧૩ : ૧), મહાભય (૭. ૨), પરમપદારથ (૭ : ૬), ભવસાગર (૭ ૧), મનમધુકર (૧૩ : ૩), હૃદયનયન (૧૫ : ૩),

**બહુવ્રીહિ :** સુઅંગ (૬ . ૫), ગત-સોગ (૨૨ : ૧૧), વીતરાગ (૭ . ૫),

**નગ્ બહુવ્રીહિ :** અબધ (૨૦ : ૨) . અનંત : (૧ : ૧)

**સહ બહુવ્રીહિ** સોપાધિક (૧ . ૨), સમલ (૧૩ : ૨), સાદિ (૧ : ૧),

**આદિ બહુવ્રીહિ :** નિઃકામી (૧૯ . ૬), નિરુપાધિક (૧ : ૨).

**સપ્તમી તત્પુરુષ :** જિનવર (૭ ૨), દાનવિઘ્ન (૧૯ . ૭), લાભવિઘન (૧૯ ૭), રસમાતા (૧૯ : ૭), વીરજવિઘ્ન (૧૯ ૮) જગસૂર (૨૨ : ૪)

**નગ્ન તત્પુરુષ :** અકાજ (૨૨ : ૧૬), અખેદે (૨૧ : ૨)



# ૧૯ રાગ અને દેશી

"આનંદઘન બાવીસી"ના સંશોધન માટે ઉપયોગમાં લીધેલી હસ્તપ્રતોમાં કેટલાક સ્તવનોના પ્રારંભે એના રાગ અને દેશી (ઢાળ) આપવામાં આવ્યાં છે. આમાં એ સમયના પ્રચલિત રાગ અને લોકકંઠે રમતા ગીતના ઢાળ અથવા તર્જનું પ્રતિબિંબ ઝિલાયું હોય છે. પરિણામે આ રાગ અને દેશી અભ્યાસનો એક જુદો જ વિષય બની રહે છે. સ્તવન ગાવાની ઢબ બતાવવા માટે અપાયેલી દેશીનું મૂળ શોધીએ તો જનસમુદાયમાં વ્યાપક ચાહના ધરાવતું કોઈ ગીત કે સ્તવન જોવા મળે. અહીં એ દેશીઓનાં મૂળને શોધવાનો પણ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

"આનંદઘન બાવીસી"માં આસા, આસાઉરી, કાફી, કેદારો, ગોડી, ગુર્જરી, રામકલી, પરજ, ગૌડ, સારંગ, ધનાશ્રી, સિંધોરા, મલ્હાર, મારુ, મારુણી, રામગિરિ, વસંત, સામેરી મલ્હાર જેવા રાગો મળે છે. આમાં આસાઉરી, કાફી, કેદારો, ગોડી, મલ્હાર, મારુ અને રામગિરિ એ રાગો એ સમયમાં વિશેષ પ્રચલિત જણાય છે.

કોઈપણ સ્તવન, પદ, ગીત કે ભજન કોઈ પણ રાગમાં બેસાડી શકાય છે. માત્ર એટલુ જ ધ્યાન રાખવાનું હોય છે કે પસંદ કરેલો રાગ એ સ્તવન, ગીત કે ભજનના અર્થ અને રસને બરાબર પ્રગટ કરે છે કે નહિ? ઘણા કવિઓને રાગ અથવા તાલનો પૂરો અભ્યાસ નથી હોતો, ત્યારે તેઓ મુખ્યત્વે પોતાના સમયના પ્રચલિત ઢાળોમાં પોતાની કાવ્યરચના કરે છે. જૈનસાહિત્યનાં ઘણાં સ્તવનો, સજ્ઝાયો અને પદોમાં આવુ જોઈ શકાય છે. "આનંદઘન બાવીસી"માં સ્તવનને પ્રારંભે રાગનું નામ જોવા મળે છે, પણ કયાંક એક જ સ્તવનને પ્રારંભે બે રાગ બતાવવામાં આવ્યા છે. વાસ્તવમાં તો કોઈ પણ સ્તવન કોઈ પણ રાગમાં બેસાડી શકાય છે.

"આનંદઘન બાવીસી"માંના આ રાગોમાંથી કેટલાક રાગો લુપ્ત થઈ ગયા છે. આજે એનો કયાય પ્રચાર નથી તેમજ એના સ્વરૂપનો કોઈ ખ્યાલ મળતો નથી. આમા આપેલા ગોડી–ગુડી, સાંમેરી–મલ્હાર, રામગિરિ અને મારુણી રાગો આ પ્રકારના છે. આજે એ પ્રચારમા નથી તેમજ અત્યારના સંગીત–ગ્રંથોમાંથી પણ તેના સ્વરૂપનો ખ્યાલ મળતો નથી. આ રાગો તે કોઈ પ્રદેશ–વિશેષ પૂરતા જ

મર્યાદિત અને પ્રચલિત હોય તેવું પણ સંભવિત છે. આવા લુપ્ત થઈ ગયેલા રાગો સિવાયના અન્ય રાગોની વિશેષતા જોઈએ.

૧. કેદારો (કેદાર) . ૫ પ્રતિમા જે વીસ સ્તવનોના રાગ આપવામાં આવ્યા છે, એમાંથી પાચ સ્તવનોના રાગ તરીકે કેદારો આપવામા આવ્યો છે. જ્યારે નવમા શ્રી સુવિધિનાથ જિનસ્તવનના રાગ તરીકે ૫, ૯ અને ૭ ત્રણે પ્રતિમાં કેદારો રાગ મળે છે આ રાગ શાત અને ગંભીર પ્રકૃતિનો ગણાય છે. ભકિતપ્રધાન ગીતો અને પ્રાર્થનાઓ માટે તે વિશેષ ઉપયોગી બની રહે છે. ગુજરાતના આદિકવિ નરસિંહ મહેતાએ કેદાર રાગ વેપારીને ત્યાં ગીરો મૂક્યો હતો એવી દંતકથા મળે છે આ રાગનો ગાનસમય રાત્રિનો મનાય છે.

૨. આસાઉરી (આશાવરી) ૫ અને ૯ પ્રતિમા શ્રી નમિનાથ જિનસ્તવનમા અને ૯ અને ૭ પ્રતિમાં શ્રી અજિતનાથ જિનસ્તવનમા આ રાગ મળે છે. ભકિત, કરુણ અને કરુણ–શૃંગાર એ આ રાગના મુખ્ય રસ કહેવાય છે સવારના સમયે ગાવામા આવતો આ રાગ અત્યત પ્રચલિત છે. પ્રાર્થના–ગીતો અને ભક્તિગીતોમાં તેનો બહોળા પ્રમાણમા ઉપયોગ થાય છે

૩ ધન્યાસી (ધનાશ્રી) . ૫ પ્રતિમા શ્રી સંભવનાથ જિનસ્તવનમા દર્શાવાયેલો આ રાગ અત્યારે બહુ પ્રચલિત નથી આ રાગનો ભાવ શાત અને ગંભીર છે અત્યારે પ્રચલિત ભીમપલાસી રાગને તે ખૂબ મળતો આવે છે. ધનાશ્રી રાગ બે રાગના અંગથી ગાઈ શકાય છે : ભૈરવીના અંગથી અને ભીમપલાસીના અંગથી ભૈરવી અંગનો ધનાશ્રી સવારે ગાવામાં આવે છે અને ભીમપલાસી અંગનો ધનાશ્રી બપોરે ગવાય છે

૪ કાફી : ૫ અને ૭ પ્રતિમાં ઓગણીસમા શ્રી મલ્લિનાથ જિન સ્તવનમાં તેમજ ૫, ૯ અને ૭ પ્રતિમા વીસમા શ્રી મુનિસુવ્રત જિન સ્તવનમાં આ રાગ આપવામા આવ્યો છે કાફી એ યાવનિક ગગ ગણાય છે, કારણ કે મુસલમાન ગાયકોએ તેનો પ્રચાર કર્યો છે આમ તો આ રાગ એ શૃંગાર રસનો પરિપોષક છે કાફી આનંદદાયક અને શ્રુતિમધુર હોવાથી હળવા સંગીતમા તેનો બહોળો ઉપયોગ થાય છે. ગમે તે સમયે આ રાગ ગાઈ શકાય છે, છતા શાસ્ત્રોક્ત સમય પ્રમાણે રાત્રે ગવાય છે.

૫ મલ્હાર . ૯ અને ૭ પ્રતિના તેરમા શ્રી વિમળનાથ જિનસ્તવનમાં, ૫ પ્રતિમાં ચૌદમા-શ્રી અનંતનાથ જિનસ્તવનમા તેમજ ૯ અને ૭ પ્રતિમાં

સોળમા શ્રી શાંતિનાથ જિન સ્તવનમાં આ રાગ આપવામાં આવ્યો છે. મલ્હાર એ વર્ષાઋતુનો રાગ છે, આથી તેના મોટા ભાગનાં ગીતોમા વર્ષાઋતુનુ વર્ણન જોવા મળે છે. જો કે કોઈ કોઈ વાર વર્ષાઋતુના વર્ણન સિવાયના ગીતોમા પણ આ રાગ જોવા મળે છે, જેવુ અહીં "આનંદઘન બાવીસી"મા જોઈ શકાય છે. ગંભીર અને શાંત રસના ગીત માટે આ રાગ ઉપયોગી છે. એનો ગાનસમય રાત્રિનો છે.

૬. વસંત : લ પ્રતિ અને ઉ પ્રતિમા પાંચમા શ્રી સુમતિનાથ જિનસ્તવનમા આ રાગ મળે છે. મલ્હારની માફક વસંત પણ ખૂબ જૂનો અને પ્રચલિત રાગ છે. વસંતઋતુનો આ રાગ વસંતવર્ણનમા મહોરી ઊઠે છે. પરિણામે શૃંગારરસને માટે એને વધુ ઉપયોગી માનવામા આવે છે, જો કે અહીં તો એ ભક્તિરસના રૂપમા વપરાયો છે. આ રાગનો ગાનસમય રાત્રિનો છે.

૭. ગોડીસાર્યંગ (ગૌડસારંગ) : પ પ્રતિમા પાંચમા શ્રી સુમતિનાથ જિનસ્તવનમા આ રાગ મળે છે. આ એક વક્રરાગ છે સામાન્ય રીતે આ રાગ શૃંગારરસને વિશેષ અનુકૂળ ગણવામા આવે છે, તેમ છતા બીજા રસના ગીતો પણ આ રાગમા ગવાય છે. લોકપ્રિય અને શ્રુતિમધુર એવા ગૌડસારંગનો ગાનસમય દિવસનો બીજો પ્રહર છે.

૮. સારંગ-મલ્હાર . પ, લ અને ઉ પ્રતિમા સાતમા શ્રી સુપાર્શ્વ જિનસ્તવન માટે આ રાગ આપવામા આવ્યો છે. સારંગ અને મલ્હાર એ બે રાગના મિશ્રણથી આ રાગ બનેલો છે. મલ્હાર કરતાં આ રાગમાં ગંભીરતા ઓછી છે. જૂના પદોમા પણ આનો ઉપયોગ જોવા મળે છે. સારંગમલ્હારનો ગાનસમય અપોરનો છે.

૯ પરજ : પરજ, પરજીઉ અને પરજીઓ એ એક જ રાગ છે. લ અને ઉ પ્રતિમા બારમા શ્રી વાસુપૂજ્ય જિનસ્તવનમાં અને પ લ ઉ મા અઢારમા શ્રી અરનાથ જિનસ્તવનમા આ રાગ વપરાયેલો છે મધ્યકાલીન સમયના પદોમાં પણ આ રાગનો ઉલ્લેખ જોવા મળે છે અને તે "પરજીઓ" તરીકે એ સમયમા વિશેષ જાણીતો હતો. શૃંગારરસપ્રધાન આ રાગ વસંત રાગની ઘણો નજીક હોવાથી ગાતા વખતે તેને વસંત રાગના સ્વરૂપથી અલગ રાખવાનો હોય છે. આ રાગની પ્રકૃતિ વસંત કરતા થોડી વધુ ચંચળ છે અને તેનો ગાનસમય ઉત્તર રાત્રિકાળ છે.

૧૦. ગુર્જરી : ઉ પ્રતિમાં સત્તરમા શ્રી કુંથુનાથ જિનસ્તવનમાં આ રાગ મળે છે આ રાગની પ્રકૃતિ શાંત અને કરુણરસને ઉપયોગી છે. ભક્તિગીતો માટે ગુર્જરી રાગ ખૂબ અનુકૂળ છે. ગુર્જરી એ તોડી(ટોડી)નો એક પ્રકાર છે. એનો ગાનસમય દિવસનો બીજો પ્રહર છે. આ રાગ ગાવો ખૂબ અઘરો છે. કુશળ સંગીતકારો જ એને યોગ્ય ન્યાય આપી શકે છે.

૧૧. રામકલી : ઉ પ્રતિમાં સત્તરમા શ્રી કુંથુનાથ જિનસ્તવનમાં ગુર્જરી રાગની સાથોસાથ રામકલી રાગ પણ આપ્યો છે. મધ્યકાલીન સમયનાં પદોમાં આ રાગનો ઉલ્લેખ મોટા પ્રમાણમાં થયેલો જોવા મળે છે. રામકલી એ ભૈરવ અંગનો એક રાગ છે, જો કે ભૈરવ કરતાં આ રાગમા ગંભીરતા ઓછી છે ભક્તિ, કરુણ તથા કરુણ–શૃગારરસનાં ગીતોમાં આ શ્રુતિમધુર રાગ વિશેષ ખીલે છે. એનો ગાનસમય પ્રાતઃકાળનો છે.

૧૨. મારૂ : લ અને ઉ પ્રતિમાં શ્રીઋષભદેવ સ્તવનમાં તેમજ ૫, ૯ અને ઉ માં છઠ્ઠા શ્રી પદ્મપ્રભ જિનસ્તવનમા આ રાગ મળે છે. અત્યારે મારૂ નામનો કોઈ રાગ પ્રચારમાં નથી, પરંતુ શ્રી ડાહ્યાલાલ શિવરામ નાયકના "સંગીત કલાધર" અને કવિ–ચિત્રકાર શ્રી ફૂલચંદ શાહના "રાગમંજરી" નામના પુસ્તકોમા આ રાગનો ઉલ્લેખ મળે છે જો કે આ બંનેમા બતાવાયેલું એનુ સ્વરૂપ ભિન્ન છે. ભક્તિ અને શાંતરસનાં ગીતોમા આ રાગ પ્રયોજાય છે. એનો ગાનસમય સાંજનો છે.

૧૩. સિંધુઓ (સિંધોરા) : સિંધુ, સિંધુઓ એ રાગ લ અને ઉ પ્રતિમાં ચોથા શ્રી અભિનંદન જિનસ્તવનમા મળે છે. અત્યારે આ રાગ સિંધોરા નામે પ્રચલિત છે. આ રાગ કાફી રાગને મળતો આવે છે. સિંધુ અત્યંત કર્ણપ્રિય હોવા છતા અત્યારે તે બહુ પ્રચારમા નથી. સિંધોરા રાગનો ગાનસમય રાત્રિનો છે.

૧૪ આસા: ઉ પ્રતિમા એકવીસમા શ્રી નમિનાથ જિનસ્તવનમાં મળતો આ રાગ ભજન અને હળવી ધૂન માટે ખૂબ ઉપયોગી છે. આસા, માંડ, આસા–માંડ એ બધા ખૂબ નજીકના રાગો છે આમાં બધા શુદ્ધ સ્વરો આવતા હોવાથી લોકગીતો, ભજનો અને અન્ય હળવા સંગીતમાં આનો ખૂબ ઉપયોગ થાય છે. આ રાગ ગમે તે સમયે ગાઈ શકાય છે

આ રીતે "આનંદઘન બાવીસી"મા રાગોનુ વૈવિધ્ય સારા પ્રમાણમાં મળે છે. એક નોંધપાત્ર બાબત એ છે કે આ સ્તવનોમાં ક્યાંય તાલનો ઉલ્લેખ

કર્યો નથી. આનું એક કારણ એ હોઈ શકે કે દેરાસરમાં જ્યારે સ્તવન ગવાય છે, ત્યારે તાલ આપ્યા વિના અથવા તો તાલવાદ્ય સિવાય ગવાય છે, આથી તાલની જરૂર રહેતી નહિ હોય. સંત સૂરદાસ, તુલસીદાસ, મીરાંબાઈ કે કબીરનાં ભજનોમાં રાગ સાથે તાલ આપેલો હોય છે, પરંતુ અહીં તેમ નથી.

## દેશી

"આનંદઘન બાવીસી"મા મળતી દેશીઓ એ કોઈ ને કોઈ પ્રચલિત ગીતની પંક્તિઓ છે. જેમ કે લ અને ઉ પ્રતિમાં બારમા શ્રી વાસુપૂજ્ય જિનસ્તવનની તેમજ ૫ પ્રતિમાં અઢારમા શ્રી અરનાથ જિનસ્તવનની દેશી તરીકે "તુંગિયા ગિરિ શિખર સોહે" મળે છે. આ પંક્તિ મૂળ "બલદેવ સ્વાધ્યાય"માંથી લેવામાં આવી છે. આઠ કડીના ગીતની પ્રથમ બે કડી આ પ્રમાણે છે—

" તુંગીયા ગિરિ શિખર સોહે આરામ વન સુખ કંદ રે,
વાઘ મૃગ શિસા (શ્રા ચીતરા, બૂઝવે પસૂ વૃંદ રે તું૦ ૧
બલદેવ મન માહે તપ તપે, સે લેઈ સંજમ ભાર રે,
દાર વેચન કબહી કોઈ, પારણે લેઈ આહાર રે. તું૦ ૨.

એવી જ રીતે લ અને ઉ પ્રતિમાં વીસમા શ્રી મુનિસુવ્રત જિનસ્તવનની દેશી તરીકે જે પંક્તિ આપવામાં આવી છે તે લક્ષ્મીરત્ન કૃત "અઈમત્તા સ્વાધ્યાય"ની ઢાલ છે આ પંક્તિ "આધા આમ પધારો પૂજિ"એ પ્રકારે છે, જ્યારે "આઈમત્તા સ્વાધ્યાય" ની ઢાળ આ પ્રમાણે છે.—

"આઘા આમ પધારો પૂજ અમ્હ ઘર વિહરણ વેલા,
વીર જિણંદ વાદીને ગૌતમ, ગોચરીએ સંચરીઆ,
પુલાસપુરી નગરીમાં ગૌતમ, ઘર ઘર આંગણ ફિરીઆ આઘા૦"

"આનંદઘન બાવીસી" માં વપરાયેલી દેશીઓ કયા લોકપ્રિય ગીત કે સ્તવનમાંથી લેવાયેલી છે તે જોઈએ.

અહીં કૌંસમાં એ દેશી કઈ પ્રતિમાં છે તે અને પછી એના સ્તવનનો ક્રમાંક આપ્યો છે.

૧. "આઘા આમ પધારો પૂજિ"
(ઉ-૨૦, લ-૨૦)

"આવ્યા આમ પધારો પૂજ અંમ્હ ઘર વિહરણ વેલા" એવી કાફી રાગ ધરાવતી શ્રી લક્ષ્મીરત્નકૃત "આઈમત્તા સ્વાધ્યાય"ની આ પ્રથમ પંક્તિ છે.

૨. "આજ નહેજો રે દીસઇ નાહલો"

(લ-૪, ઉ-૪)

"આજ નિહજો રે દીસે નાહલો" એવી જિનરાજસૂરિના "શાલિભદ્ર રાસ"ની આ અગિયારમા કાવ્યની પ્રથમ પંક્તિ છે.

૩. "ઇમ ધન્નો ધણિને પરચાવે"

(લ-૯, ઉ-૯)

શ્રી જિનરાજસૂરિએ રચેલા "શાલિભદ્ર રાસ"ની "ઇમ ધન્નો ધણિનઇ પરચાવે" એવી કેદારો રાગ ધરાવતી એકવીસમા કાવ્યની પંક્તિ છે.

૪. "કર્મ પરિક્ષા કરણ કુમર ચલ્યો રે"

(લ-૧, ઉ-૧)

સમયસુંદરની "પ્રિયમેલક ચોપાઇ"મા રાગ રામગ્રી ધરાવતી "કરમ પરીક્ષા કરણ કુમાર ચલ્યો રે" એવી ત્રીજા ગીતની પ્રથમ પંક્તિ છે

૫. "ચાંદલિયા સંદેસો કહે માહરા કંતને રે"

(લ-૬, ઉ-૬)

"ચંદલિયા ! સંદેસઉ કહે મારા કંતનઇ રે" એવી સમયસુંદર કૃત "નલ રાસ"ના ત્રીજા ખંડના ચોથા ગીતની પ્રથમ પંક્તિરૂપે મળે છે.

૬ "છાંનોને છપી કથા કિહા રહ્યો રે"

(૫-૨)

સં ૧૬૪૬મા નયસુંદરે રચેલા "સુરસુંદરી રાસ"માં "છાનો છુપિ નેં કંતા કિહા રહ્યો રે" એ પંક્તિ મળે છે

૭. "સીમંધર કરજયો મયા"

(૫-૧, ૪, ૫, ૬)

મૂળ શ્રી જિનરાજસૂરિની વીશીમા પ્રથમ સ્તવનની આ પંક્તિ છે.

કેટલીક દેશીઓનુ મૂળ મળતુ નથી, પરંતુ એ દેશીઓ "આનંદઘન બાવીસી"ની માફક અન્ય કૃતિઓમા પણ દેશીરૂપે મળે છે. સાથે એ કૃતિની રચના સંવત પણ આપી છે.

૧. "ઇડર આંબા આંબિલી રે"

(પ–૧૩, લ–૧૩, ઉ–૧૩)

સમયસુંદર કૃત "થાવચ્ચા ચોપાઇ" ૨–૭ તથા "ચંપક ચોપાઇ" ૨–૮ વિ. સ. ૧૬૯૫, રાજરત્નકૃત "વિજય શેઠ–વિજયા શેઠાણીનો રાસ", ૨૫ સં. ૧૬૯૬, જિનચંદ્રસૂરિકૃત "મેઘકુમાર" ૫૧ વિ. સ. ૧૭૨૭, જિનહર્ષકૃત "મહાબલ મલયાસુંદરી રાસ" ૧–૮ વિ. સ. ૧૭૫૧, તપાગચ્છના ઉદયરત્નકૃત "સુદર્શન શ્રેષ્ઠિ રાસ" ૨૧ વિ. સ. ૧૭૮૫, સુંદરકૃત "ચોવીશી" ૨૨ વિ. સં. ૧૮૨૧માં પણ આ પંક્તિ "આનંદઘન બાવીસી"ની માફક દેશીના રૂપમાં મળે છે.

૨. "ઋષભનો વંશ રયણાયરો"

(લ–૧૮, ઉ–૧૮)

શ્રી વિનયવિજયજીકૃત "ચોવીસી"માં શાંતિનાથજિનના સ્તવનની દેશી તરીકે પણ આ જ પંક્તિ મળે છે.

૩. "ગુણહ વિશાલા મંગલીક માલા"

(ઉ–૧૦)

શ્રી કેસરકુશલકૃત ૧૮ "પાપસ્થાનક સજાય', ૧૫ વિ. સ. ૧૭૩૦ અને શ્રી જિનહર્ષકૃત "મહાબલ મલયાસુંદરી રાસ" ૧–૧૯ વિ. સ. ૧૭૫૧માં પણ આ પંક્તિ દેશીરૂપે મળે છે.

૪. "ચતુર ચોમાસું પડિક્કમી"

(લ–૧૬, ઉ–૧૬)

જ્ઞાનસાગરકૃત "શાંતિનાથ સ્તવન" વિ. સ. ૧૭૨૦માં પણ આ દેશી મળે છે.

૫. તુંગિયા ગિરિ શિખરિ સોહે"

(લ–૧૨, ઉ–૧૨, પ–૧૮)

અગાઉ દર્શાવ્યા મુજબ મૂળે "બલદેવ સ્વાધ્યાય"મા જોવા મળતી આ પંક્તિ જિનહર્ષકૃત વિ. સં. ૧૭૪૫માં પાટણમાં રચાયેલ "ઉપમિતિ–ભવ–પ્રપંચા. રાસ"ના ૧૧૯મા ગીતમા પણ દેશી તરીકે ઉલ્લેખ પામેલી છે.

૬. "ધણીના ઢોલા"

(ઉ – ૨૨)

શ્રી જિનહર્ષકૃત "મહાબલ મલયાસુંદરી રાસ" ૪–૨ વિ. સ. ૧૭૫૧, મોહનવિજયકૃત "ચંદરાસ" ૩–૧૯ વિ. સ. ૧૭૮૩, ક્ષેમવર્ધન કૃત પાટણમાં

રચાયેલા "સુરસુંદરી અમરકુમાર રાસ" ૫૦ વિ. સ. ૧૮૫૨માં પણ આ દેશી મળે છે.

૭. "ધન ધન સંપ્રતિ સાચો રાજા"

(લ – ૨૧, ઉ – ૨૧)

જિનહર્ષકૃત "ચંદન મલયાગિરિ ચોપાઈ" વિ. સ. ૧૭૪૪ અનુમાને તથા "મહાબલ મલયાસુંદરી રાસ" વિ. સ. ૧૭૫૧ અને મોહનવિજયકૃત "પુણ્યપાલ ગુણસુંદરી રાસ" ૩ વિ. સં. ૧૭૬૩મા આનંદઘનજીના એકવીસમા સ્તવનની આ દેશી ચોપાઈઓ અને રાસમા પણ દેશીરૂપે મળે છે.

૮. "રસીયાની"

(લ – ૧૫, ઉ – ૧૫)

"આનંદઘન બાવીસી"ના પંદરમા સ્તવનની આ દેશી સ. ૧૬૯૬માં "વિજય શેઠ–વિજયા શેઠાણીનો રાસ"ની અઢારમી ઢાળમા તેમજ જ્ઞાનચંદકૃત "પ્રદેશી રાજાનો રાસ" (રચના સ. ૧૭૦૯ પહેલા) અને સુંદરકૃત "ચોવીસી" ૨ સ. ૧૮૨૧માં દેશીરૂપે મળે છે

૯ "રાતડી રમીને રે કિહાંથી આવ્યા"

(લ – ૩, ઉ – ૩)

"રાતડી રમીને રે કિહાથી આવીયા રે" — એ પંક્તિ દેશીના રૂપમાં સમયસુંદરે વિ. સં. ૧૬૬૮મા મુલતાનમાં રચેલી "મૃગાવતી ચઉપાઈ" ૨–૫માં, ઉદયચંદકૃત વિ. સ. ૧૭૧૪મા રચાયેલી "માણિકકુંવરની ચઉપઈ" ૧૭માં, વિ. સ. ૧૭૨૮ના ફાગણ મહિનામાં લક્ષ્મીવલ્લભે રચેલા "વિક્રમાદિત્ય પંચદંડ રાસ" ૪–૮મા અને વિ. સં. ૧૭૬૧મા શ્રી જિનહર્ષસૂરિએ રચેલા "મહાબલ મલયાસુંદરી રાસ"મા મળે છે.

૧૦. "વેલિની દેશી"

(લ – ૨, ઉ – ૨)

"આનંદઘન બાવીસી"ના બીજા સ્તવનની આ દેશી વિ. સ. ૧૭૦૯માં જ્ઞાનચંદે લખેલા "પ્રદેશી રાજાનો રાસ"ના પ્રથમ ગીતની પંક્તિરૂપે મળે છે.

૧૧. "હો મતવાલે સાજના ચલો હમારે ડેરે રે"

(પ – ૯, લ – ૯, ઉ – ૯)

સં. ૧૭૨૪માં જ્ઞાનસાગરસૂરિકૃત "અષાઢાભૂતિ રાસ" (પિંડ વિશુદ્ધિ વિષયે)મા તેમજ આ જ કર્તાએ વિ. સં. ૧૭૨૬માં લખેલા "શ્રીપાલ રાસ"

અને વિ. સં. ૧૭૨૭માં લખેલા "આર્દ્રકુમાર ચઉપાઈ"માં આ પંક્તિ દેશીરૂપે મળે છે. જિનહર્ષસૂરિએ પાટણમાં વિ. સં. ૧૭૪૫માં રચેલા "વિક્રમાદિત્ય પંચદંડ રાસ" ૪–૭માં મળે છે લક્ષ્મીવલ્લભે રચેલા આ રાસમાં આ દેશી વિશે 'ઢાલ અપૂરવ સાતમી, ગુજરાતી દેસ પ્રસિદ્ધો રે" એમ કહ્યું છે.

"આનંદઘન બાવીસી"ની દેશીઓનો અભ્યાસ કરતાં તે સમયના પ્રચલિત ઢાળોનો ખ્યાલ આવે છે પહેલુ શ્રી ઋષભજિન સ્તવન, બીજું શ્રી અજિત-જિન સ્તવન, ત્રીજુ શ્રી સંભવનાથ સ્તવન અને છઠ્ઠુ શ્રી પદ્મપ્રભુજિન સ્તવન• એ દરેકની શબ્દરચના એવી છે કે એ એક જ ઢાળમાં બેસી શકે. એવી જ રીતે દસમુ શ્રી શીતલ જિનસ્તવન, અગિયારમુ શ્રી શ્રેયાંસ જિનસ્તવન, બારમું શ્રી વાસુપૂજ્ય જિનસ્તવન, અઢારમુ શ્રી અરનાથ જિનસ્તવન અને એકવીસમું શ્રી નમિનાથ જિનસ્તવન–તે દરેકની શબ્દરચના એવી છે કે બધાં સ્તવન એક જ ઢાળમાં બેસી શકે. આમ છતાં એ દરેક સ્તવનની જુદી જુદી દેશી મળે છે. આનું કારણ એ હોઈ શકે કે લહિયાએ જેની પાસેથી આ સ્તવન સાભળીને લખ્યાં હોય એણે પોતાને ખ્યાલ હોય એવા પ્રચલિત રાગ કે ઢાળ લખ્યા હશે. વળી, એક જ સ્તવન માટે જુદી જુદી પ્રતિઓમાં જુદી જુદી દેશી જોવા મળે છે. આમા એ પ્રતિ કયા સ્થળે લખાઈ છે તે પણ મહત્ત્વનું કારણ બની રહે છે. એ પ્રદેશમા પ્રચલિત લોકગીત એની દેશી રૂપે અહી આવે છે. જેમ કે પ પ્રતિમાં પહેલા, ચોથા, પાંચમા અને છઠ્ઠા સ્તવન માટે "સીમધર કરજ્યો મયા" એ દેશીરૂપે મળે છે, જે પંક્તિ લ કે ઉ પ્રતિના કોઈ પણ સ્તવનોમાં દેશીરૂપે મળતી નથી.

આ દેશી પ્રમાણે ગીત કે સ્તવન બરાબર ગાઈ શકાય છે તેની પૂરતી ચકાસણી કરાતી હશે ખરી? કેટલીક દેશીઓ પ્રમાણે આ સ્તવન ગાતા કર્ણ• મધુર બને તેમ નથી. સ્તવન પહેલાની પ્રથમ પંક્તિ "ઋષભ જિણેસર પ્રીતમ માહરા", સ્તવન ચારની પ્રથમ પંક્તિ "અભિનંદન જિન–દરસણ તરસિયે" પાંચમા સ્તવનની પ્રથમ પંક્તિ "સુમતિ ચરણકજ આતમ—અરપણા" અને છઠ્ઠા સ્તવનની પ્રથમ પંક્તિ "પદમપ્રભુ જિન મુઝ-તુઝ આંતરુ" મળે છે, જ્યારે આ ચારેય સ્તવનમા પ પ્રતિમા "સીમધર કરજો મયા" એ દેશી આપવામાં આવી છે. હકીકતમાં આ ચારેય સ્તવન એક ઢાળમાં બેસી શકે તેવાં નથી. સ્તવનમાં અપાયેલી દેશી પ્રમાણે તે ગાવાં પણ મુશ્કેલ બને.

આનંદઘનના સ્તવનોમાં જે રાગ અને દેશી મળે છે તે એના રચયિતાએ મૂકયાં હશે ? આ અંગે આપણે કહી શકીએ કે આ સ્તવનો એ આનંદઘનજીના દેહોત્સર્ગ પછી લાંબા સમયે ગાનાર કે લહિયાને હાથે લખાયા હશે શ્રી આનંદઘનજીનો દેહોત્સર્ગ આશરે વિ સં. ૧૭૩૧ ગણાય છે. જ્યારે સ્તવનોની સૌથી જૂનામાં જૂની પ્રતિ વિ. સં. ૧૭૫૧ની ઉપલબ્ધ થઈ છે, આથી આ સ્તવનોમાં જે રાગ અને દેશી આપ્યાં છે તે એમના પછીના સમયમાં કોઈ ગાયક યા લહિયાને હાથે અપાયા હોય એમ બને આ સ્તવનો અનેક રીતે ગવાતાં હશે અને તેથી જ દેશી અને રાગોમાં ભેદ નજરે પડે છે. શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈએ આનંદઘનનો સમય નિર્ધારિત કરવા માટે એમનાં સ્તવનોની દેશીઓ અને એ દેશીઓના મૂળ આધારને પ્રમાણરૂપે માન્યા છે. પણ દેશીઓને પ્રમાણ માનીને આનંદઘનનો સમય નિશ્ચિત થઈ શકે નહિ આનું એક રસપ્રદ ઉદાહરણ જોઈએ તો "આનંદઘન બાવીસી"ના પંદરમા સ્તવનની પ્રથમ બે પંક્તિ છે—

"ધરમ જિણેસર ગાવું રંગસ્યું
ભંગ મ પડજ્યો હો પ્રીત્ય, જિણેસર"

એ તપાગચ્છના જ્ઞાનસાગરસૂરિએ સં ૧૭૨૬મા રચેલા "શ્રીપાલ રાસ"ના સાડસીસમા ગીતમાં દેશી રૂપે મળે છે, જ્યારે આ જ આનંદઘનજીના સ્તવનની પંક્તિઓ સં. ૧૮૮૩મા રૂપવિજયજીએ લખેલી વીસ સ્થાનકની પૂજાની તેરમી પૂજાની દેશી રૂપે મળે છે આ પરથી આપણે તારવી શકીએ કે દેશીના આધારે અહીં કાળગણના કરવી ઉચિત નથી.

આનંદઘનજીનાં સ્તવનો એ જૈન સમુદાયના કંઠમાં વર્ષોથી રમતાં અને રણઝણતાં આવ્યાં છે. આ સ્તવનો પણ એટલાં બધાં લોકવ્યાપક બન્યાં કે આ સ્તવનોની પંક્તિઓ દેશીરૂપે અન્ય સ્તવનોમાં પણ મળે છે. લક્ષ્મીવિમલકૃત "ચોવીસી"મા બીજા શ્રી અજિતનાથ સ્તવનમાં આનંદઘનજીના આઠમા શ્રી ચંદ્રપ્રભજિનસ્તવનનો ઢાળ કર્તાએ લીધો છે. અને દેશી તરીકે—

"ચંદ્રપ્રભુ મુખચંદ સખિ મુને દેખણ દે"—મળે છે એ જ રીતે લક્ષ્મીવિમલની 'ચોવીસી"મા શ્રી સંભવ જિનસ્તવન, શ્રી અભિનંદન જિનસ્તવન અને શ્રી સુવિધિ જિનસ્તવનની દેશીરૂપે ક્રમશ: "ઋષભ જિણેસર પ્રીતમ માહરો રે", "પંથડો નિહાળુ રે બીજા જિન તણો રે" અને "ધાર તલવારની સોહિલી" એ પંક્તિઓ દેશીરૂપે મળે છે

આ સિવાય "ધર્મ જિનેશ્વર ગાઉં રંગસુ, ભંગ મ પડજો હો પ્રીત." એ પંક્તિ ચતુરવિજયકૃત "ચોવીસી"ના શ્રી શ્રેયાંસ જિનસ્તવનમાં અને રૂપવિજયકૃત "વીસ સ્થાનક પૂજા"ની તેરમી પૂજામાં દેશીરૂપે મળે છે. જ્ઞાનસાગરકૃત "શ્રીપાલ રાસ"માં પણ આ પંક્તિ દેશી દર્શાવવા લેવાઈ છે. વિ. સં. ૧૮૮૩માં રૂપવિજયજીએ લખેલી "વીસ સ્થાનક"ની અગિયારમી પૂજામાં અને વિ. સં. ૧૮૮૯માં રૂપવિજયજીએ લખેલી "પંચકલ્યાણક પૂજા"ની સાતમી પૂજામાં તેમજ વિજયલક્ષ્મીસૂરિએ રચેલી "ચોવીસી"ના અરનાથ જિનસ્તવનમાં "પંથડો નિહાળુ રે બીજા જિન તણો રે" એ પંક્તિ દેશીરૂપે મળે છે.

આમ, આનંદઘનજીનાં સ્તવનોની પંક્તિઓનો દેશી યા ઢાળ બનાવવા ઉપયોગ થાય, તે જ આ સ્તવનોની લોકપ્રિયતા સૂચવે છે.



# સંદર્ભસૂચિ

## ગુજરાતી પુસ્તકો


અખાના છપ્પા: સ. શ્રી ઉમાશંકર જોશી. પ્ર. નૈગ એન્ડ કંપની પ્રા. લિ. મુંબઈ (૧૯૬૨)

અખો, એક અધ્યયન શ્રી ઉમાશંકર જોશી. પ્ર. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. (૧૯૭૩)

અખો, એક સ્વાધ્યાય: ડૉ. રમણલાલ પાઠક. પ્ર. સંતકવિ શ્રી 'સાગર' પ્રકાશન ટ્રસ્ટ, વડોદરા. (૧૯૭૬)

અખેગીતા સ. શ્રી ઉમાશંકર જોશી અને ડૉ. રમણલાલ જોશી. પ્ર. ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ (૧૯૬૭)

અધ્યાત્મયોગી શ્રી આનંદઘનજીકૃત ચતુર્વિંશતિ જિન સ્તવન પ્ર સુશ્રુત પ્રસારક મંડળ, ખંભાત. (૧૯૪૯)

અધ્યાત્મોપનિષદ અથવા શ્રીમદ્ આનંદઘનજી મહારાજકૃત ચોવીશી: લે અને પ્ર. માણેકલાલ ઘેલાભાઈ ઝવેરી. (૧૯૧૨)

અનુભવબિન્દુ: સ. ડૉ. અનસૂયા ભૂપેન્દ્ર ત્રિવેદી, પ્રા. ભૂપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી, પ્ર. ડૉ અનસૂયા ભૂપેન્દ્ર ત્રિવેદી, મુંબઈ. (૧૯૬૯)

અનુશીલનો: લે. શ્રી હરિવલ્લભ ભાયાણી. પ્ર. ધી પોપ્યુલર પબ્લિશિંગ હાઉસ, સૂરત. (૧૯૬૫)

અનુસંધાન. ડૉ. હરિવલ્લભ ભાયાણી પ્ર. સરસ્વતી પુસ્તક ભંડાર, અમદાવાદ. (૧૯૭૨)

અન્વેષણા લે શ્રી ભોગીલાલ સાંડેસરા. પ્ર. આર. આર. શેઠની કંપની, અમદાવાદ (૧૯૬૭)

આનંદઘન: શ્રી ધનવંત ઓઝા પ્ર રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ. (૧૯૬૪)

આનંદઘનકૃત ચોવીશી: છપાવી પ્રસિદ્ધ કરનાર શા. મનસુખભાઈ ઝવેરભાઈ, શા મણિલાલ રતનચંદ, મુ કાવીઠા

આનંદઘનકૃત ચોવીશી (અર્થયુક્ત) પ્રસિદ્ધકર્તા શ્રી જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર (૧૯૨૬)

આનંદઘનકૃત ચોવીશી (બાળાવબોધ સહિત) : પ્ર. શા. મગનલાલ હઠીસીંગ. (૧૯૦૨)
આનંદઘન ચોવીશી યાને અધ્યાત્મ પરમામૃત . અનુ. શ્રી મગલજી ઉધ્ધવજી શાસ્ત્રી. પ્ર. કેશવલાલ હરિચંદ મોદી, સાબરમતી, અમદાવાદ. (૧૯૫૧)
આનંદઘનજીનુ દિવ્ય જિન માર્ગ દર્શન અને પ્રભુસેવાની પ્રથમ ભૂમિકા : લે. વિવેચક : ડૉ. ભગવાનદાસ મનસુખભાઈ મહેતા. પ્ર. રતનચદ ખીમચંદ. (૧૯૫૫)
આનદઘન પદ્યરત્નાવળી : વિવેચક : શ્રી મોતીચદ ગિરધરલાલ કાપડીઆ. પ્ર. શ્રી જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર.
કબીર વચનાવલી : અનુ. પિનાકિન્ ત્રિવેદી. પ્ર. સાહિત્ય અકાદમી, નવી દિલ્હી. (૧૯૭૨)
ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્થભો : લે. કૃષ્ણલાલ મો. ઝવેરી. પ્ર. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ
ગુજરાતી સાહિત્યની વિકાસરેખા: લે. ધીરુભાઈ ઠાકર પ્ર ધી પોપ્યુલર બુક સ્ટોર, સૂરત (૧૯૭૦)
ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ (ગ્રથ-૧) : સ . ઉમાશકર જોશી, અનતરાય રાવળ, યશવન્ત શુકલ. પ્ર. ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ. (૧૯૭૩)
ગુર્જર સાહિત્યસગ્રહ : શ્રીમદ્ યશોવિજયોપાધ્યાય. પ્ર શા. બાળચદ ગોપાલજી, મુબઈ (૧૯૩૬)
ચતુર્વિંશતિ જિનસ્તવન . સશોધક અને પ્ર. ભીમસિંહ માણેક. (૧૯૦૨)
જૂની પશ્ચિમી રાજસ્થાનીના વ્યાકરણનુ ટિપ્પણ લે ડૉ. એલ. પી. તેસ્સિતોરી. અનુ. અધ્યા કે. કા શાસ્ત્રી. પ્ર. ગુજરાત યુનિવર્સિટી (૧૯૬૪)
જૈન ઐતિહાસિક રાસમાળા (ભા ૧ લો) સશોધક : શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ પ્ર શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ, મુંબઈ (વિ. સ. ૧૯૬૯)
જૈન કાવ્યદોહન (ભા ૧) સગ્રહ કરી પ્રગટ કરનાર : શ્રી મનસુખલાલ રવજીભાઈ મહેતા અમદાવાદ. (૧૯૧૩)
જૈન ગુર્જર કવિઓ : (ભા. ૧-૨-૩) પ્રયોજક મો. દ. દેસાઈ. પ્ર. શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ ઑફિસ, મુંબઈ
જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઈતિહાસ લે. મો. દ. દેસાઈ. પ્ર. શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ, મુંબઈ (૧૯૩૩)

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં તત્ત્વવિચાર : લે ડૉ. નિપુણ ઈ. પંડયા. પ્ર. અશોક પ્રકાશન, મુંબઈ. (૧૯૬૮)

મધ્યયુગની સાધનાધારા : વ્યાખ્યાતા આચાર્ય શ્રી ક્ષિતિમોહન સેન. અનુ. જયતિલાલ આચાર્ય. પ્ર. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. (૧૯૫૬)

મહાયોગી આનંદઘન: લે શ્રી વસંતલાલ કાંતિલાલ ઈશ્વરલાલ. પ્ર. શા. જશવંતલાલ સાંકળચંદ. (૧૯૬૬)

મહાવીર જૈન વિદ્યાલય રજત સ્મારકગ્રંથ: લેખ–'અધ્યાત્મી શ્રી આનંદઘન અને શ્રી યશોવિજય' લે મોહનલાલ દલીચંદ દેસાઇ. પ્ર. મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈ.

મિરાતે અહમદી : મૂ. લે શ્રી અલી મુહમ્મદખાન. અનુ. શ્રી નિઝામુદ્દીન ચિશ્તી. પ્ર ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ (ઈ. સ. ૧૯૧૩)

મીરાંનાં પદો: સં. શ્રી ભૂપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી પ્ર. એન એમ. ત્રિપાઠી પ્રા. લિ. મુંબઈ (૧૯૬૨)

મુનિ મહારાજ શ્રીમદ્ આત્મારામજી વિરચિત શ્રી જૈન તત્વાદર્શ: ભાષાંતરકાર: શાહ દીપચંદ છગનલાલ. પ્ર. શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ, પાલીતાણા.

મધ્યકાલીન ગુજરાત : લે ડૉ. નવીનચંદ્ર એ આચાર્ય. પ્ર. યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય, (૧૯૭૪)

રાગરૂપાવલિ : લે. કવિ–ચિત્રકાર શ્રી ફૂલચંદભાઈ ઝવેરદાસ શાહ, પ્ર ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

રાયચંદ્ર જૈન કાવ્યમાલા (ગુચ્છક ૧ લો) સંગ્રહ અને સંશોધનકર્તા. શ્રી મનસુખલાલ રવજીભાઈ મહેતા. પ્ર. સનાતન જૈન કાર્યાલય, મુંબઈ. (૧૯૦૮)

શ્રી આનંદઘન ચોવીસી: સં. શ્રી પ્રભુદાસ બેચરદાસ પારેખ. પ્ર શ્રી જૈન શ્રેયસ્કર મંડળ, મહેસાણા. (૧૯૫૭)

શ્રી આનંદઘન ચોવીશી. સંપાદક અને પ્ર શ્રી પ્રભુદાસ બેચરદાસ પારેખ, રાજકોટ. (૧૯૫૦)

શ્રી આનંદઘન ચોવીશી : વિવેચક. શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિઆ સં. શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ. પ્ર. શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈ. (૧૯૭૦)

શ્રી આનંદઘન પદસંગ્રહ ભાવાર્થ: શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી, પ્ર શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ, મુંબઈ. (૧૯૫૪)

શ્રી આનંદઘનજીનાં પદો : (ભા. ૧–૨) શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, પ્ર. શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈ. (૧૯૫૬)

શ્રી આનંદઘન બહોતેરીનો બાલાવબોધ : લે. શ્રી લાલન. પ્રસિદ્ધકર્તા : વીર પરમાત્માના શાસનનો જિજ્ઞાસુ (૧૯૦૨)

શ્રી આનંદઘનજી : બાળ ગ્રંથાવલિ (શ્રેણી ચોથી : પુસ્તક ૧૭) લે. નાગકુમાર મકાતી, પ્ર. જ્યોતિ કાર્યાલય, અમદાવાદ. (૧૯૩૨)

શ્રી પ્રકરણ રત્નાકર : (ભા. ૧) સંશોધક અને પ્રકાશક ; શ્રી શાહ ભીમસિંહ માણેક. (૧૯૦૩)

શ્રી યશોવિજય સ્મૃતિગ્રંથ . સં. પૂ. મુનિપ્રવર શ્રી યશોવિજયજી મહારાજ. પ્ર. શ્રી યશોભારતી પ્રકાશન સમિતિ, વડોદરા. (૧૯૫૭)

શ્રીમદ્ યશોવિજયોપાધ્યાય વિરચિત ગૂર્જર સાહિત્યસંગ્રહ : (ભા ૧) પ્ર. શા. બાવચંદ ગોપાલજી.

શબ્દપરિશીલન : લે. શ્રી હરિવલ્લભ ભાયાણી. પ્ર. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. (૧૯૭૩)

સંગીત કલાધર . લે. ડાહ્યાલાલ શિવરામ નાયક. પ્ર. ડાહ્યાલાલ શિવરામ નાયક, ભાવનગર.

સંત કેરી વાણી. સં. મકરંદ દવે. પ્ર. વોરા એન્ડ કંપની પબ્લીશર્સ પ્રા. લિ., મુંબઈ. (૧૯૭૦)

## હિન્દી પુસ્તકો

अध्यात्म दर्शन : ले : मुनि नेमिचंद्रजी : प्रकाशक–विश्व वात्सल्य प्रकाशन समिति, आगरा–२ (१९७६)

अपभ्रंश और हिन्दीमे जैन–रहस्यवाद–डॉ. वासुदेव सिंह । प्रकाशक–समकालीन प्रकाशन –वाराणसी (१९६५)

आनंदघन–ले प्रो. विश्वनाथ प्रसाद मिश्र । प्रकाशक : हनुमान मंदिर न्यास, कलकत्ता । (१९७०)

आनंदघन ग्रंथावली–संग्रह एवं अर्थकार उमरावचंद जैन जरगड, संपादक–महतावचंद खारैड विशारद । प्रकाशक श्री विजयचंद जरगड–जयपुर–३ (संवत २०३१) (१९७५)

आनंदघन चौबीसी पर पद्मान भाष्यसहित अध्यात्मदर्शन–मुनि नेमिचन्द्र । प्रकाशक– विश्ववात्सल्य प्रकाशन समिति, आगरा–२ (१९६९)

कबीर ग्र थावली–सं..डॉ..माताप्रसाद गुप्त ।.प्रकाशक–प्रामाणिक प्रकाशन, आगरा । (१९६९)

कबीर साहित्यकी परख–आचार्य परशुराम चतुर्वेदी ।. प्रकाशक–भारती भंडार, इलाहाबाद । (संवत २०२१)

कर्मग्र थ–व्याख्याकार–मुनिश्री मिश्रीमलजी ।. प्रकाशक–श्री मरुधर केसरी साहित्य प्रकाशन समिति, जोधपुर (जून, १९७६)

क्रमिक पुस्तक मालिका–भा–२ से ६,, ग्रथकार प विष्णु नारायण भातखंडे, प्रकाशक :: डॉ मालिनीबाई भालचंद्र सुकथनकर–वम्बई:

काव्यमे रहस्यवाद–डॉ बच्चूलाल अवस्थी 'ज्ञान' । प्रकाशक–ग्रन्थम, रामबाग, कानपुर (१९६५)

गुजरात के कवियोंकी हिन्दी काव्यसाहित्य को देन ले डॉ. नटवरलाल अम्बालाल व्यास । प्रकाशक–विनोद पुस्तक मंदिर आगरा (१९६७)

गुजरात के हिन्दी गौरव ग्रन्थ. ले श्री अम्बाशंकर नागर, प्रकाशक–गंगा पुस्तकमाला कार्यालय, लखनउ (१९६४)

घनानंद–डॉ. कृष्णचन्द्र वर्मा, प्रकाशक–रवीन्द्र प्रकाशन, ग्वालियर, आगरा (इ १९६६)

घनआनंद–संपादक–विश्वनाथ प्रसाद मिश्र, प्रकाशक–प्रसाद परिषद, बनारस (प्रबोधनी २००६)

घनानन्द कवित्त–संपादक–विश्वनाथ प्रसाद मिश्र, प्रकाशक–सरस्वती मंदिर, वाराणसी (सं २०२६)

जैन दर्शनके मौलिक तत्त्व (भा १–२) मुनि नथमल । प्रकाशक–मोतीलाल बेंगानी चेरिटेबल ट्रस्ट, कलकत्ता. (वि सं २०१६)

जैनेन्द्र सिद्धांतकोश–जिनेन्द्र वर्णी, प्रकाशक–भारतीय ज्ञानपीठ प्रकाशन । (१९७१)

निजानन्द चरितामृत–रचयिता–प कृष्णदत्त शास्त्री, संपादक प हरिप्रसाद शर्मा । प्रकाशक–संत सभा श्री नवतनपुरी धाम–जामनगर (वि. सं २०२१)

भक्तिकालीन काव्यमे राग और रस–ले डॉ दिनेशचंद्र गुप्त, प्रकाशक–भारती प्रकाशन लखनउ (इ–१९७०).

मध्यकालीन हिंदी काव्यभाषा–रामस्वरूप चतुर्वेदी । प्रकाशक—लोकभारती प्रकाशन, इलाहाबाद–१ (१९७४)

मीरा पदावली–शंभुसिंह मनोहर । प्रकाशक–पद्म बुक कम्पनी, जयपुर (१९६९)

रजपूतानेका इतिहास (दूसरी जिल्द) ग्रंथकर्ता–श्री गौरीशंकर हीराचंद ओझा । प्रकाशक–वैदिक यंत्रालय, अजमेर । (वि. सं १९८८),

रागविज्ञान–भाग : १ से ५ ले. पं. विनायक नारायण पटवर्धन, प्रकाशक : मधुसूदन विनायक पटवर्धन, पुणे २.

राजस्थान एवं गुजरातके मध्यकालीन सन्त एवं भक्त कवि। ले. डॉ मदनकुमार जानी। प्रकाशक. जवाहर पुस्तकालय, मथुरा।

संत साहित्य–डॉ सुदर्शनसिंह मजीठिया। प्रकाशक–रूपकमल प्रकाशन–दिल्ली–६। (१९६२)

सन्त साहित्य और साधना–श्री भुवनेश्वरनाथ मिश्र–"माधव"। प्रकाशक–नेशनल पब्लिशिंग हाउस–दिल्ली–६ (१९६६)

संत साहित्यके प्रेरणा-स्रोत–आचार्य परशुराम चतुर्वेदी। प्रकाशक–राजपाल एण्ड सन्स, दिल्ली–६ (१९७५).

हिन्दी जैन भक्ति काव्य और कवि–ले. डॉ. प्रेमसागर जैन। प्रकाशक–भारतीय ज्ञानपीठ, वाराणसी–५. (१९६४)

हिन्दी सन्त काव्यमे प्रतीक विधान–ले. डॉ देवेन्द्र आर्य, प्रकाशक–इन्दु प्रकाशन–दिल्ली–५१ (ई १९७१)

हिन्दी साहित्य (उसका उद्भव और विकास) ले. डॉ. हजारीप्रसाद द्विवेदी–१९६४, प्रकाशक–हिन्दी ग्रन्थ रत्नाकर (प्राइवेट) लिमिटेड, बम्बई।

## संस्कृत

सटीकाश्चत्वार–प्राचीना. कर्मग्रन्था प्रकाशयित्री–भावनगरस्था, श्री जैन आत्मानंद सभा (वि सं १९७२)

## लेख

"जैन मरमी आनंदघनका काव्य"–ले. आचार्य क्षितिमोहन सेन–अंक "वीणा", पृ ३ से १२ (१९३८)

"जैन योगीराज आनंदघनजी संबंधी कुछ ज्ञातव्य वार्ते।" ले : श्री अगरचंद नाहटा, "जैन", १८ अक्तुबर–६९, वर्ष–६६–अंक ३९

"महानसंत आनंदघन और उनकी रचनाओ पर विचार" ले. श्री अगरचंदजी नाहटा। अंक–"वीरवाणी" २।३

## લેખ

"શ્રી સમેતશિખર તીર્થના ઢાળિયાં."

પ્રેષક. શેઠ પનાલાલ ઉભાભાઈ. સંપાદક–પૂ. આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી–શ્રી જૈન સત્ય પ્રકાશ : વર્ષ : ૧૩, અંક–૬, ક્રમાંક–૧૫૦.

## English


Ain-I-Akbari By: Abul Fazl-I-Allami. By: Colonel H. S. Jarrett, Revised by Sir Jadunath Sarkar.

Banucandra Caritra By Mohanlal Dalichand Desai. Published by The Sanchalak-Singhi Jaina Granthamala-Ahmedabad-Calcutta.

History of Gujarat. Vol II, M S. Commissariat, p. 242.

Imperial Mughal Farmans in Gujarat. M. S. Commissariat, Journal of the university of Bombay Vol. IX, Part I p 39-41.

Tuzuk-I-Jahangiri,-Vol.,1 p. 401


